FROM MAHENDRA SHANTILAL

શ્રીકૃષ્ણાય નમઃ

# કાઠીયાવાડમાં

# સાર્વભૌમસત્તા અને ગાયકવાડ મજમુંદાર

( વ. રંગીલદાસ તથા વ. રઘુનાથરાયનાં કાવ્યો સાથે )



પ્રયોજક અને પ્રકાશક

નયનસુખરાય વિ. વિનોદરાય મજમુંદાર

બી. એ. એલએલ. બી.



સંવત ૧૯૮૯ ] અમરેલી. [ ઈ. સ. ૧૯૩૩

મૂલ્ય રૂા. ૨-૦-૦

પુસ્તક મળવાનું ઠેકાણું-

નયનસુખરાય વિનોદરાય મજમુંદાર
હવેલી દરવાજે, અમરેલી.

ગોપાળરાય વિનોદરાય મજમુંદાર
સેવા શેરી, અમદાવાદી પોળ, વડોદરા.

કૌસ્તુભરાય વિનોદરાય મજમુંદાર
માંગનાથ સ્ટ્રીટ, જુનાગઢ

૨૧,૭૧૧

સર્વ હક્ક પ્રકાશક તથા પ્રયોજકે સ્વાધીન રાખ્યા છે.
All rights are reserved by the publisher




શ્રી અરૂણોદય પ્રેસ-અમરેલીમાં મેનેજર ધારશી ડાહ્યાભાઇએ છાપ્યું. તા. ૧-૮-૩૩

# અર્પણ પત્રિકા.

વિપદિ ધૈર્યં અથાભ્યુદયે ક્ષમા
સદસિ વાક્પટુતા યુધિ વિક્રમઃ
યશસિ ચાભિરૂચિઃ વ્યસનં શ્રુતૌ
પ્રકૃતિસિધ્ધં ઇદં હિ મહાત્મનાં ॥–વીગેરે

ઉપર લિખિત શ્લોકમાં વર્ણવેલા ગુણોના આશ્રયભૂત વૈ. ત્રીકમદાસ, ગવરીદાસ, રંગીલદાસ આદિ અમારા પૂર્વજો–જેઓએ સ્વધર્મ પાળી, પોતાના જમાનાને અનુકૂળ રહી આ લોકમાં પોત પોતાના અન્નદાતાની ન્યાય, નીતિ તથા વફાદારીથી ચાકરી બજાવતે છતે શ્રી. કૃષ્ણચંદ્ર પરમાત્માની ભક્તિસુધાનું પાન કરી પરલોક પણ સુધાર્યો–તે પ્રતાપી પ્રાતઃસ્મરણીય વડીલોનાં–તેમજ તેઓને પગલે સંસ્થાનુસાર યથાશકિત ચાલવાની આજે ૩૫ વર્ષથી જેને ટેક છે એવા મારા પિતાશ્રી વિનોદરાયભાઇના–ચરણમાં આ પુસ્તક અર્પણ કરી તેઓની આશીષ યાચું છું કે તેઓનાં આદર્શ જીવન ચરિત્રો પોતાના વંશજોના હૃદયમાં સર્વાંગે તેઓના તુલ્ય થવા સ્પર્ધા જગાડી, પોતાના ફરજંદોની જીવન યાત્રા સફળ બનાવે. એજ વિનંતી.

આપનો ચરણરજ સેવક અને
છોરૂ નયનસુખરાયના
કૃતાનેક સા. દં. પ્ર.

# પ્રકાશક વિષે બે બોલ.

આ ગ્રંથનો 'પ્રકાશક' "ત્રીકમદાસના કાવ્ય અને ચરિત્ર" નો પણ 'સહ સંપાદક' હોઇ તેને વિષે લખાયેલ અભિપ્રાય-માંથી વાનગી:—એક પ્રતિષ્ઠિત ગ્રહસ્થ મને નીચે પ્રમાણે લખે છે—"તમોને (નયનસુખરાયને) ધન્યવાદ છે કે આ નેક ફર્જ બજાવી 'રૂકમણી બ્યાહ' (ત્રીકમદાસનું હીંદી—ફારસીમાં કાવ્ય) ની ટીપણી બનાવવામાં તમે ઘણી મહેનત ઉઠાવી લાગે છે. વ. ત્રીકમદાસનું ચરિત્ર વ. રઘુનાથરાયભાઇની કલમથીજ લખ્યું તે બાતે જાદે ખુશ થાઉં છું..." જુઓ "ગુજરાતી" તા. ૧—૩—૩૧.

---

...'પર્વત પચીશીના લેખક કવિ ત્રીકમદાસના એક વંશજ શ્રી. નયનસુખરાય...ના પ્રોત્સાહનથી તથા એમણેજ પુરી પાડેલી કેટલીક સામગ્રીથી આ ગ્રંથનું કદ વધી જઇને લગભગ ત્રણસો પાનાનું પુસ્તક પ્રકટ થયું છે'...'મુખ્ય વિષય તો કવિ ત્રીકમદાસનાં કાવ્યો અને તેનું ચરિત્ર છે. કવિ...નું જે ચરિત્ર આ પુસ્તકમાં વિસ્તારથી આપ્યું છે, એ વાંચવાથી એ સમયમાં સૌરાષ્ટ્રમાં મુત્સદ્દી નાગરોનું જીવન કેવા પ્રકારનું હતું તે સમજાય છે અને એ દ્રષ્ટીએ...વાંચવા યોગ્ય છે.'

(કૌમુદી એપ્રીલ ૧૯૩૧)

સર્વેશ્વરો વિજયતે રણછોડરાયઃ

# પ્રસ્તાવના.

" Lives of great men all remind us
" We can make our lives sublime
" And departing leave behind us
" Foot-prints on the sands of time "...

કવિ લોંગફેલોની ઉપરની મહત્વપૂર્ણ લીટીઓની યથાર્થતાની પરંપરા અમારામાં, અમારા કુટુંબીઓમાં અને પરમાર્થ દ્રષ્ટિએ વાંચક વર્ગમાં અનુભવાય અને કોઇપણ વાચક, ઇતિહાસ જ્ઞાન સાથે, મન-કર્મ-વચને આ જીવન ચરિત્રોના નાયકો જેવી નીખાલસતા, સ્વામીભક્તિ, પ્રમાણિકતા અને ઇષ્ટદેવની અડગભક્તિના ગુણો " ઉત્પત્સ્યતે હિ મમ કોપિ સમાનધર્મા " એ ન્યાયે ગ્રહણ કરે તથા ખીલવે તો સારૂં-એ ઉદ્દેશથી પ્રથમ જ્યારે આજથી ચારેક વર્ષ ઉપર " ધી ગુજરાતી " ના તંત્રીજી શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ અમારા વ. ત્રીકમદાસજીનું જીવન વૃતાંત છાપવા ઇચ્છા બતાવી ત્યારે અમે તેને તે આ. સાધન પુરાં પાડેલાં. આને પરિણામે તેઓ શ્રીએ " ત્રીકમદાસનાં કાવ્યો અને ચરિત્ર " નામનું એક પુસ્તક બહાર પાડી અમારા કુટુંબ ઉપર એક મહાન ઉપકાર કર્યો છે જે બદલ તેને જેટલો ધન્યવાદ અમો દઇએ તેટલો થોડો છે.

તે પુસ્તક પ્રસિધ્ધ થયા બાદ તેના અનુસંધાનમાં ઉપર વર્ણ-વેલા ઉદ્દેશથી વ. રઘુનાથરાયભાઇ કૃત અમો મજમુંદાર કુટુંબના સંવત ૧૭૮૦ થી ૧૯૩૪ સુધીના અહેવાલમાંથી તે તે વર્ષો દરમ્યાન થઇ ગયેલા અમારા વૈ. વડીલોનાં વૃતાંતોનું, તેમજ વ. દુલેરાયભાઇના ચરિત્રનું સારાંશ રૂપે એક પુસ્તક-તેના ક્રમ વીગેરેમાં યોગ્ય તે સમયોચિત સુધારા વધારા સાથે-તૈયાર કરવા માંડયું. આ અરસામાં અમારા પૂર્વજો-શ્રી. પર્વત મહેતા તથા નરસિંહ મેતાજીના સમય સંબંધે જ્યોતિર્વિદ શ્રી. જગજીવનભાઇ બધેકાએ જુદે જુદે સ્થળે ફરી, તપાસ કરતાં તેને વૈષ્ણવ સાધુઓ પાસેથી નરસીંહ મહેતાજીના સમકાલીન અને તેનાજ શિષ્ય મંડળ માંહેલા કવિ મીઠા ચારણ તથા હરિદાસજીએ જે જે કાવ્યો મહેતાજી અને તેના-એટલે કે અમારા-પૂર્વજો વિષે રચેલાં તે, કંઠસ્થ સાહિત્ય રૂપે, હાથ લાગ્યાં. આ હકીકત "ગુજરાતી" પેપરમાં વાંચ્યાથી, જો કે આ કાવ્યો યોગ્ય વખતે બહાર પાડવાનાં છે તોપણ અમારી કુદરતી જીજ્ઞાસા વહેલી તૃપ્ત કરવા શ્રી. બધેકાજીને અમોએ વિનંતી કરતાં તેણે જે માહેતી આપી તે જોતાં અમોને એમજ લાગ્યું કે ખરેખર રા. બધેકાજીએ આ શોધખોળથી અમારા 'વૈશ્નવ' કુળની તેમજ ગુજરાતી સાહીત્યની ઉમદા સેવા બજાવી આપણ-ગુજરાતી જનતા-ને સદાના ઋણી કર્યા છે. તેણે પુરી પાડેલી આ હકીકતને પણ, અમારી પરંપરાગત માહીતી સાથે, આજ પુસ્તકમાં 'અમારા મૂળ પૂર્વજો' ની ઓળખ દેવાના હેતુથી સંક્ષેપે આપવાનું ઇષ્ટ ધારી આજ બે વર્ષની મહેનત બાદ આ પસ્તક પુરૂં કરી છપાવી આપ વાંચક

વૃંદ સમક્ષ મૂકતાં મને ઘણો હર્ષ થાય છે તો આશા છે કે આ પુસ્તકમાં વ. રઘુનાથરાયભાઈના અહેવાલની ભાષા બનતાં સુધી જેવી ને તેવી રાખવા યત્ન કર્યો છે માટે જો ' મેહેરબાન ', ' રા. રા. ', ' ભાઇ ', ' સાહેબ ', " નામદાર " એવા માનના શબ્દો જે તે સ્થળે ન વપરાયા હોય તો માઠું નહિ લગાડવાની તથા ભાષામાં કાંઈ વ્યાકરણ દોષ કે એવી બીજી ખામી માલુમ પડે તો દરગુજર કરવાની આપ ઉદારતા બતાવશો.

આ પુસ્તકનું " કાઠીયાવાડમાં સાર્વભૌમ સત્તા અને ગાયકવાડ મજમુંદાર " એ નામ રાખવામાં આવ્યું છે તેનું કારણ એ કે અમો ' મજમુંદાર ' કુટુંબના મૂળ પુરૂષ ભવાંનીદાસ ' સોરઠ સરકાર ' ના દીવાન હતા તે વખતે દીલ્હીની બાદશાહી સાર્વભૌમ સત્તા કાઠીયાવાડમાં હતી; ત્યારબાદ શ્રી. ગાયકવાડ સરકારની સત્તા જામી અને છેવટે નામ. ઇંગ્રેજ સરકારના અમલની સ્થાપના થઈ—એ પ્રા. છેલ્લાં બસેંહ વર્ષથી કાઠીયાવાડની આ ત્રણે સર્વોપરી સત્તા સાથે અમારા વડીલોને સંબંધ હતો ( જે હજુ ચાલુજ છે અને પ્રભુ રખાવે એ પ્રાર્થના છે) તેમાં વ. ત્રીકમદાસજી અને તેના કરતાં પણ તેના પુત્રો વ. ગવરીદાસ તથા રંગીલદાસનો સમય કાઠીઆવાડ તેમજ વડોદરાની રીયાસતની તવારીખમાં નીચે બતાવ્યા પ્રા જુના તથા નવા યુગના સંધિકાળ સમાન હતો. શ્રી. ગાયકવાડ સરકારની રીયાસત આજ અરસામાં નામ. કંપની ( ઇંગ્રેજ ) સરકાર સાથે રાજકીય સંબંધમાં આવી હતી તથા શ્રી. ગાયકવાડ સરકાર, કાઠીયાવાડના ભૂમીઆ ભૂપાલો પાસેથી, જે ખંડણી ઉઘરાવતા હતા તેનો કર્નલ

વાકેર સા. દરમ્યાન સંવત ૧૮૬૩-૬૪ માં બંદુબસ્ત થઇ છેવટ સંવત ૧૮૭૬ માં તે મુલુકગીરી જમે ઉધરાવવાનું કામ પણ નામ. કુંપની સરકારને સોંપ્યાનો ઐતિહાસીક બનાવ આ વખ્ત દરમ્યાનજ થયો હતો.

આ સોંપણ પછી કાઠીયાવાડમાં ધીરે ધીરે બંધારણ પૂર્વક સુવ્યવસ્થા નામ. કુંપની સરકારે કરી અને શ્રી. ગાયકવાડ સરકારે પણ તે નવીન ફેરફારોને અનુકુળ પોતાની રાજ્યનીતિ રાખી, કાઠીયાવાડમાંના પોતાના ખાલસા મુલુકની હદમેહદુદ વી. સંબંધે ઇતર રાજ્યસ્થાનો સાથે પડેલી તકરારોના નામ. કુંપની સરકાર વિદ્યમાને ફડચા-ચોખવટ કરી-એ પણ આ વખ્ત દરમ્યાન બન્યું હતું. ઉપર બતાવેલા સર્વ મામલા તથા પંચાતોમાં શ્રી. ગાયકવાડ સરકારના મજમુંદાર તરીકે અમારા વૈ. વડીલોએ શ્રીમંત સરકારની તેમજ કાઠી. એજંસીમાં ઉંચા દરજાની નોકરી કરી નામ. ઇંગ્રેજ સરકારની જે ઉમદા એક નીષ્ઠાથી ચાકરી બજાવી છે તેનો તથા તે સંધીકાળનો કંઇક ખ્યાલ આપને આ ચરિત્રોથી આવે-એ હેતુથી પણ આ વૃતાંત પ્રસિદ્ધિમાં મુકવા મન લલચાયું છે.

અત્રે એક નોંધ લેવા જેવી વાત એ છે કે અમારા પૂજ્ય પિતાશ્રી વિનોદરાયભાઇ પણ નાની ઉમરમાં તેના જમાના યોગ્ય પુરેપુરી ઇંગ્રેજી કેળવણી લઇ તેજ શ્રી. સરકાર ચાકરીમાં જોડાયા અને તે 'મહેનત, ખંત તથા ઉમંગથી' બજાવતાં શ્રી. મહારાજા સાહેબ ખુદ્દે કૃપાવંત થઇ સાતસેં રૂ. બક્ષીસ આપેલા વી. કદર કરેલી-આ પ્રા. પોતાના વડીલો જે નોકરી બજાવતા તે

આજ ૩૫ વર્ષથી એકનીષ્ઠાથી કરતાં તેણે કુટુંબની ‘ ટ્રેડીશન’ હજુ સુધી જાળવી રાખી છે.

અમારા આ વડીલો તેઓના વંશજોની પક્ષપાત ભરેલી દૃષ્ટીએ તો મહાપુરૂષ દેખાય એ સ્વાભાવીક છે પરંતુ ત્રાહીત લોકો પણ તેઓને તેવાજ લેખતા એ વાતની પ્રતીતિ અર્થે આ ચરિત્રોને છેડે પરિશિષ્ટમાં સમસ્ત કાઠીયાવાડ અને વડોદરાના મુત્સદ્દી તેમજ વિદ્વજ્જનોના પત્રો તથા યોગ્યતે સ્થળે પ્રમાણ-પત્રો છાપવાની અમે યોજના કરી છે જેથી વાંચકને ખ્યાલ આવી શકે કે કાઠીયાવાડમાં તેઓનો માન મરતબો તથા ગીણતી કેવા ઉંચા પ્રકારનાં હતાં; અને આમ થવામાં મુખ્ય બે કારણો છે.

પહેલું તો એ કે તેઓ શ્રી. ગાયકવાડ સરકારના મજમુંદાર હોઇ કાઠીયાવાડના લગભગ દરેક રાજા રજવાડાના સંબંધમાં તેઓ આવતા તેથી તથા શ્રી. ગાયકવાડ સરકારની રીયાસતમાં એકલા ગુજરાતીજ નહિ પરંતુ દક્ષીણી બ્રાહ્મણ તેમજ મરાઠા મુત્સદ્દીઓ અને સરદારોનો નીકટ સમાગમ પણ તેઓને થતો તેથી તેઓની દૃષ્ટી વિશાળ થઈ રહેણી કરણી નિરભિમાની હતી અને તેને લીધે તેઓની ઇજ્જત આબરૂ સારા દેશાવરમાં એટલે કે કચ્છ-કાઠીયાવાડમાં તેમજ ખુદ વડોદરામાં પણ ઘણી હતી.

વળી તેઓની દૃષ્ટિ સંકુચિત ન થવામાં તેઓનો ધર્મ પણ એક મુખ્ય બીજું કારણ હતું. તેઓ જગત્ વંદ્ય શ્રી. વલ્લભા-ચાર્યજીના અનુયાયી હોઈ તે સંપ્રદાયની મધુર શીતળ છાંયા નીચે ચારે વર્ણના લોકો સાથે સમાન દરજ્જે તેઓ સહવાસમાં આવતા અને તેને લીધે અહંકારને બદલે દીનતાની છાપ પડવાથી

તેઓ સર્વદેશીય હતા એટલુંજ નહિ પણ તે સંપ્રદાયના સિદ્ધાંતોના અભ્યાસથી, પ્રભુ કૃપાથી, તેઓ પ્રેમ લક્ષણા ભકિતથી રંગાએલા રહેતા. તેઓ પૈકી વ. ત્રીકમદાસ, તેના પુત્રો-રંગીલદાસ તથા રેવાશંકર અને પૌત્ર રઘુનાથરાય તો 'મુત્સદ્દી' ઉપરાંત શ્રી કૃષ્ણ પરમાત્માના પરમ ભકત-કવિ હતા. તેઓએ શ્રી કૃષ્ણ ભગવાને આ ભૂતળ ઉપર કરેલી અનેક લીલાઓમાંથી અમુક અમુક લીલાઓનાં પદો, કાવ્યો રચી પોતાના જીવતરને સાર્થક કર્યું હતું અને તેઓનું ખરૂં વ્યકિતત્વ તો તેઓના કાવ્યોમાં ઝળકી ઉઠે છે. જ્યાં સુધી તે વાંચવામાં ન આવે ત્યાં સુધી તે વડીલોના જીવન આદેશો સમજવામાં અપુર્ણતાજ રહેવાની તેથી આજ પુસ્તકના ત્રીજા ખંડમાં વ. રંગીલદાસનાં તથા રઘુનાથરાયભાઇનાં કાવ્યો અને તે સાથે તેની 'બેટ બાવની' સમજાય એ હેતુથી **ભાવીક** લોકો માટે બેટમાં શ્રી બેટપતિની નિત્ય સેવાના ક્રમનો સાર પણ આપવામાં આવ્યો છે તો આશા છે કે વાંચક વર્ગ તે કાવ્યો વાંચી અમારો પ્રયાસ સફળ બનાવશે.

છેવટે આ પુસ્તકમાં અમારા કુટુંબ ઉપરના આફત સમયનું વર્ણન આપતાં કદાચ જો કોઇનો કંઇ વાજબી દોષ બતાવવામાં આવ્યો હોય તો તે બા. ક્ષમા યાચી, તે દ્વેષથી નહિ પણ અમારા વડીલોએ કેવી ધીરજ રાખી તે કઠણ કાળ પસાર કર્યો- તે ધડો લેવાનાં શુભ આદેશથી લખાયું છે એમ સમજવા વાંચકને વિનંતી કરી વિરમું છું.

| | |
|---|---|
| **અમરેલી** | **નયનસુખરાય** |
| ચૈત્ર વદ ૧૧ સં. ૧૯૮૯ | પ્રકાશક-પ્રયોજક |

# અમારા પૂર્વજ દાદાઓ-(સં. ૧૩૬૦-૧૫૪૪)

## ( વડનગરથી તળાજા, માંગરોળ અને જુનાગઢ )

## શ્રી. પરબત મેતા અને નરસીંહ મેતા વિષે કંઈક.

મહા ગુજરાતના છેલા હીંદુ રાજા કરણ વાઘેલા, સુલતાન અલાઉદ્દીન ખીલજીના સરદારને હાથે પરાજય પામી, ન્હાસી ગયા પછી મુસલમાનોના અવાર નવાર આક્રમણને લીધે સંવત ૧૩૬૦ ના અરસામાં વડનગર છોડીને ભાણજી પંડયા કરીને એક નાગર ગ્રહસ્થ-પોતાનો પરિવાર-એક પુત્ર ગદાધર અને પુત્રી-તથા ઇષ્ટ દેવ શ્રી. મહાદેવજી અને ગણપતિને સાથે લઇને કાઠીયાવાડમાં તુળજાપુરી ( તળાજા ) ગામે આવી રહ્યા. આ વખતે તળાજામાં " દેવ " રાજા નામે નાગાર્જુન કરીને હતો. આ રાજાને પુત્ર ન હોવાથી, ભાણજી પંડયાએ તેને પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો જેને લીધે તે રાજાને ત્યાં બે પુત્ર થયા એટલે તેણે ભાણજી પંડયાને-મહાદેવપુરી અને ઇસરીયા-એમ બે ગામો તેના ઇષ્ટદેવની સેવાના ખર્ચ અર્થે ઇનામ આપ્યાં.

આ રાજાને સાનો અને સુરો એ નામના બે ન્હાના ઓરમાન ભાઈ હતા તેમાં સુરાની ગાદી ત્રાપજમાં હતી તથા તે બાળક હોઇ તેનું મ્હેતાપણું ભાણજી પંડયાના પુત્ર ગદાધર પંડયાએ સં. ૧૩૮૯ થી સં. ૧૪૦૦ એમ બાર વર્ષ કર્યું, અને સુરો યુવાન થતાં તેને સર્વ કામ સોંપી ગદાધર મેતાજીએ ગુંદી મઢ તુળજાપુરીમાં વેપારી પેઢી કાઢી. આ ગદાધર પંડ્યો મ્હેતાપણું કરવા માંડયા ત્યારથી પોતાને **મ્હેતા** ઉપનામે કહેવડાવવા

લાગેલા તથા વેપારમાં તેણે બાદશાહી ફોજ જે ચાંચીયાઓને સજા કરવા આવેલી તેને મોદીખાનું, પૈસા વીગેરેની મદદ આપેલી તેના બદલામાં ૭ ગામ ગદાધર મેતાને મળેલાં. ગદાધર મેતાને પાંચ પુત્ર થયા પણ તે બધા બચપણમાંજ ગુજરી જતાં તેણે નવરાત્રીમાં નવ અપવાસ કરી તળાજાનાં ભવાની માતાને પ્રસન્ન કરતાં, દેવીએ તેને કહ્યું કે તે પાંચે પુત્રો યોગેશ્વર હતા તેથી ગયા માટે તેની યાદગીરીમાં પાંચ મહાદેવો થાપજે તથા હવે છઠો પુત્ર થશે તે જીવશે. તે છઠો પુત્ર સં. ૧૩૯૮ માં જન્મ્યો અને તેનું નામ પુરૂષોતમદાસ ઉર્ફે વિષ્ણુદાસ રાખ્યું. ગદાધર મેતે દેવીના કહ્યા પ્રા. પાંચ ડેરી થાપી તે પાંચનાથ મહાદેવના નામથી હજુ તળાજી તથા શેત્રુંજીના સંગમ ઉપર પ્રસીધ્ધ છે. પુરૂષોતમદાસે ૧૧ શિવાલયો સ્થાપ્યાં તેમાંના એક ( નાગેશ્વર મહાદેવ ) માં સંવત ૧૪૩૪ માં તુળજાપુરીના વડનગરા નાગર પુરૂષોતમદાસે થાપના કરી—એ મતલબનો શીલાલેખ છે.

પુરૂષોતમદાસને બે પુત્રો હતા. મોટા પુત્ર કૃષ્ણદામોદર સંવત ૧૪૨૦ માં તથા ન્હાના પુત્ર પરબતદાસ સંવત ૧૪૩૬ માં જન્મ્યા.

કૃષ્ણદામોદર સંવત ૧૪૫૨ ના અરસામાં જુનાગઢમાં થાણદાર થયા તથા સંવત ૧૪૬૯ માં મેઘલદેવ સાથની વંથલીની લડાઇમાં તે મરાણા.

પર્વતદાસ માંગરોળમાં થાણદાર હતા તથા તે અને કૃષ્ણદામોદર મોતીનાં કડાં પહેરનારા અને પોણામણની તરવાર બાંધનારા પુરૂષો હતા એમ વર્ણન મળી આવે છે. પરબત મેતાનો

વંશ આગળ ચાલેલો છે અને સમસ્ત કચ્છ, કાઠીયાવાડના નાગરમાં "વૈષ્ણવ" અવટંકથી પ્રસિધ્ધ છે, જ્યારે કૃષ્ણદામોદરની બે ત્રણ પેઢી ચાલી તેનો પુત્ર વંશ બંધ પડયો છે.

આ પરબત મેહેતાની હકીકત એવી છે કે-પરબત મેતાને શરૂથી હૃદયમાં પ્રેમ લક્ષણા ભકિતનો અંકુર તો હતોજ તે નરસીંહ મહેતાના સત્સંગથી ઘણોજ વૃધ્ધિ પામ્યો. એથી કરી પરબત મેતાએ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી શ્રી દ્વારકાંનાથજીને નીરખવા. આ નિયમાનુસાર પોતે વર્ષમાં બે વાર જમણા હાથમાં તુલસી વાવીને દ્વારકાં જતા તથા તે તુલસી શ્રી રણછોડરાયજીના ચરણમાં સમર્પતા. આ પ્રા. કરતાં પોતે ૬૮ વર્ષના થયા અને શરીર પણ વૃધ્ધાવસ્થાને લઈ ઘણું જરજર થઇ ગયું તોપણ જ્યારે સગાં સંબંધીનું કહ્યું ન માની એક સંઘ સાથે દ્વારકાં જવા નીકળ્યા ત્યારે માર્ગમાં રાતવાસો કરેલો ત્યાં પ્રભુએ કૃપા કરી પરબત મેતાને સ્વપ્નમાં આજ્ઞા કરી કે-"હે ભકત ! હું તારી ભક્તીથી પ્રસન્ન થયો છું, તું પાછો વળ, હું પોતે ગોમતી સરિતા સાથે એક માસમાં તારે ઘેર આવી તારે ત્યાં રહી સેવા લઇશ અને આજથી મેં તને **વૈષ્ણવ** પદ આપ્યું છે." પરબત મેતા પછી જાગી ગયા અને પાછા વળવાના સંકલ્પ વિકલ્પમાં પડી ગયા. છેવટે તેણે પ્રભુ પાસે વિનંતી કરી કે લોકોની પ્રતીતી માટે કંઈક એંધાણ આપો ત્યારે અંતર્ધ્યાન રહી પ્રભુએ કહ્યું કે "આજથી આઠમે દહાડે દીવથી મારે માટે વાસુદેવ સલાટ એક સીંહાસન તૈયાર કરી દ્વારકાં જાય છે તે અનાયાસ તારી પાસે (માંગરોળ) આવશે."

આ ઉપરથી પરબત મેતા પાછા ઘેર આવ્યા અને પ્રભુનું કીર્તન સ્મરણ કરતા દીવસો ગણવા લાગ્યા. પછી બરાબર આ ઠેમે દહાડે સ્વપ્નમાં પ્રભુએ વાસુદેવ-જે વહાણમાં દરીયા રસ્તે સીંહાસન લઇ દ્વારકાં જતો હતો-તેને માંગરોળ સીંહાસન લઇ જવા આજ્ઞા કરતાં તેણે જાગી તે વાત સહુને કરી તો વહાણવાળાએ ન માન્યાથી, અચાનક વાવાઝોડું થઇ વહાણ ઘસડાઇ રાતમાં માંગરોળને બાળે આવી ચડયું એટલે પ્રભુઇછા સમજી, સર્વ ઉતર્યા અને પરબત મેતાને જાણ કરતાં સર્વે સાથે તે વાજતે ગાજતે સિંહાસન ઘેર લઇ ગયા. ( આ સીંહાસનનાં અમોએ દર્શન કર્યાં છે ) ત્યારબાદ પ્રભુએ આપેલી મુદત પુરી થયે સંવત ૧૫૦૧ ના માગશર સુદ ૬ બુધવારે પરોઢીયે સોઢલીવાવમાં ગોમતીજી પધારતાં તે છલી વળી. આ ખબર સાંભળી સહુ જોવા આવ્યાં અને ચક્ર-મત્સ્ય આદી ચિહનો જોઇ ગોમતીજી પધાર્યા જાણી સહુકો નાહ્યાં. પછી છેલે તેમાં પરબત નાહ્યા કે પાંણી હઠવા માંડયું એટલે તેની વાંસે વાંસે છેક છેવટના ભંડાર સુધી ઉતરતાં વાવના ગોખમાં દ્વારકાંનાથનું દશાંગુલ સ્વરૂપ પરબતે દીઠું. પોતાનું છોટું સ્વરૂપ જોઇ રખેને પરબત શંકા કરશે એમ વિચારી પ્રભુએ તેને પોતાના આદ્ય સ્વરૂપનું દર્શન દઇ, ઘેર લઇ જવા પરબતને આજ્ઞા આપી, પોતે પાછા છોટે દશાંગુલ રૂપે બની રહ્યા એટલે પાલખીમાં પધરાવી વાજતે ગાજતે ધામધુમથી રવાડી ચડાવી પ્રભુને પોતાને ઘેર લઈ જઇ પરબતે મંદીરમાં પધરાવ્યા. આજે તે સ્વરૂપ જુનાગઢમાં નાગરવાડામાં બીરાજી ભક્તજનોને દર્શન દઇ પાવન કરી રહ્યા છે.

( વધારે વીગત માટે જુઓ ગુજરાતી પ્રેસનું 'ત્રીકમદાસનાં કાવ્યો અને ચરિત્ર' નામનું પુસ્તક પાન ૨૧ થી ૪૫ તથા ૭૭ થી ૮૧, ૨૮૦, ૧૧૩ વીગેરે )

અમો આ પરબત વંશમાં જન્મવા ભાગ્યશાળી થયા છીયે. ( જુઓ વંશાવળી પાન ૧૮ )

કૃષ્ણદામોદરને ત્રણ પુત્રો હતા તેમાં સૌથી નાના નરસીંહદાસ—આપણા નરસીંહ મેતા—નો જન્મ સંવત ૧૪૬૫ માં થયેલો. તે જન્મથી જડ માફક મુખે ન બોલે, ન રડે, ન હસે એવી જડ ભરત જેવી ચર્યાવાળા હતા ( તે પૂર્વ જન્મમાં પિપાજી કરીને એક મહાન પ્રભુ ભકત હતા ). સંસાર વ્યવહારના સારા માઠા પ્રસંગે કાકા પર્વતદાસ વડીલ તરીકે હાજરી ભરી કામ ચલવી દેતા, તે પ્રા. નરસીંહ મેતાને જનોઇ દેવા પર્વત મેતા આવ્યા ત્યારે આવા મેતાજીને જનોઇ દેવું કે નહિ એ ચર્ચા થાતાં—દેવું તો ખરૂં—એમ નિર્ણય થયો અને સંવત ૧૪૭૨ ના મહા સુદ ૨ ના રોજ તેને જનોઇ દીધું. આ પ્રસંગે ઇશ્વરી સંકેતથી એક સંત મહાત્મા આવી ચડયા તથા બટુકને દેખી પાયે પડયા અને 'રાધેગોવીંદ' કહ્યું એટલે બટુક નરસીંહ મેતા હસીને સ્હામું 'રાધેગોવીંદ' બોલી તે મહાત્માને પગે પડયા આ પ્રસંગથી મ્હેતાજીને પૂર્વ જન્મના સંસ્કાર સ્ફુર્યા.

પછી સંવત ૧૪૮૨ ના વૈશાખ સુદ ૩ ના રોજ મેતાજીનાં લગ્ન જુનાગઢ પાસે મજેવડી ગામે રઘુનાથજી કરીને એક નાગર ગૃહસ્થની પુત્રી માણેકબાઇ સાથે થયાં તે પ્રસંગે પણ કાકા

પરબતદાસે જાન જોડી હતી. સંવત ૧૪૮૬ માં માણેકબાઇને સીમંતોન્નયન સંસ્કાર માગુશર સુદ ૮ મે કર ામાં આવ્યો ત્યારે પણ કાકાએ આવી આ પ્રસંગ ઉકેલ્યો, તદનંતર ત્રીજે દહાડે સુદ ૧૦ ના રોજ મેતાજીનાં માતુશ્રી ગુજરી ગયાં. પછી મહા સુદ ૧૧ ને દહાડે મજેવડીમાં મેતાજીને શામળદાસ કરીને પુત્ર જન્મ્યો. સંવત ૧૪૮૮ માં મહા સુદ ૫ મે મેતાજીને ત્યાં કુંવરબાઇ નામે એક પુત્રી અવતરી.

પછી સંવત ૧૪૯૫ ના ફાગણ સુદ ૫ ના રોજ મેતાજીએ પોતાના પુત્ર શામળદાસને જનોઇ દીધું ત્યારે આ પ્રસંગે ભાભીએ કંઇ મ્હેણું મારતાં મેતાજી ચાલ્યા ગયા અને શ્રી. ગોપનાથજીનું તપ કરી શ્રી શંકરને પ્રપન્ન કરતાં તેણે ચૈત્ર સુદ ૧૫ ના રોજ શ્રી કૃષ્ણ ભગવાન સાથે મેતાજીને ભેટાડયા તથા ભગવાને રાસ દેખાડી આ લીલા ભૂતળમાં ગાવા મેતાજીને ફરમાવ્યું. ત્યારબાદ સં. ૧૪૯૯ ના મહા સુદ ૫ ના રોજ કુંવરબાઇનાં લગ્ન થયાં તે પ્રસંગે મેતાજી વંથળી કોઈ સાધુ ભેગા કંઇ નીમીતે ચાલ્યા ગયેલા તેથી શ્રી. ભગવાને મ્હેતાજીને રૂપે પધારી દેવના પણ ન થાય એવા વિવાહ કર્યાં. આ વર્ષે મેતાજીની જાગીર ખાલસા થઇ. સંવત ૧૫૦૧ માં મહા સુદ ૭ ના રોજ શામળદાસનાં લગ્ન કોડીનાર પાસેના વડનગરમાં થયાં તથા સંવત ૧૫૦૨ ના પોસ વદ ૨ ના રોજ મેતે હુંડી લખી, જે પ્રભુએ શામળશા શેઠનું રૂપ લઇ પોસ વદ ૩૦)) સ્વીકારી. ત્યાર બાદ સંવત ૧૫૦૩ ના કાર્તીક સુદ ૫ ના રોજ શામળદાસ સ્વર્ગવાસી થયા તથા સંવત ૧૫૦૪ માં પ્રભુએ પધારી મેતાજીના

પીતાનું સાંવત્સરીક શ્રાદ્ધ કાર્તક સુદ ૭ ને દહાડે સારીને ઉકેલ્યું. સંવત ૧૫૦૫ માં રામનવમીએ માણેક મેતીજી વૈકુંઠવાસી થયાં અને સં. ૧૫૦૭ માં કુંવરબાઇને સીમંત આવતાં ચૈત્ર સુદ ૧૩ ના રોજ પ્રભુએ પધારી તેનું મામેરૂં પુર્યું. ત્યારબાદ સં. ૧૫૧૧ આસુ વદ ૫ ના અરસામાં સોમચંદ નામે ગરીબ કરજગ્રસ્ત વાણીયો શરણે આવતાં, 'કેદારો' ગીરો મુકી રૂા ૩૦૦) તેને ધરણીધર મેતા પાસેથી અપાવ્યા તથા સંવત ૧૫૧૨ ના માગશીર સુદ ૭ ના રોજ રા' મંડલીકની સભામાં પ્રભુએ પધારી મેતાજીને પ્રત્યક્ષ હાર આપ્યો. પછી મેતાજીએ જુનાગઢ છોડી માંગરોળમાં વાસ રાખેલો. સંવત ૧૫૨૦ ના જેઠમાં કુંવરબાઇ વીધવા થયાં અને અઢાર માસ બાદ પ્રભુપદ પામ્યાં અને સંવત ૧૫૩૦ માં શામળદાસનાં વિધવા સ્ત્રી ભાદરવા સુદ ૧૨ ગોલોકવાસી થયાં. સં. ૧૫૪૨ ના ફાગણમાં ચારણ મીહા કવિએ મેતાજીનાં માંગરોળમાં દર્શન કર્યાં ત્યાં સં. ૧૫૪૪ ના શ્રાવણ વદ ૯ ના રોજ મેતાજી હરિશરણ થયા.

**નોટ**—સોઢલીવાવમાં શ્રી. ગોમતીજી સં. ૧૫૦૧ માં પધાર્યાં ત્યારથી તે 'ગોમતીવાવ' કહેવાય છે.

પર્વતદાસના જન્મનું વર્ષ પા. ૧૨ ઉપર સં. ૧૪૩૩ વાંચવું.

**નયનસુખરાય.**



# મજમુંદારની વંશાવળી.

**ભાણજી**
|
ગદાધર
|
પુરૂષોતમદાસ (૩)
- કૃષ્ણદામોદર
  - નરસીંહ મ્હેતા વી.
- વૈષ્ણવ પર્વતદાસ (૪)
  - ...
  - **ભવાનીદાસ** (૧૩)
    - **ભીકમદાસ** વીગેરે
      - **ગવરીદાસ**
        - રઘુનાથરાય
          - ફુલેરાય
        - કલ્યાણરાય
          - હરિપ્રસાદ
      - રંગીલદાસ
        - વ્રજદાસ
          - ભગવતીદાસ વી.
          - ઇચ્છાબાઈ ( વિઠલજી **બુચ** વેરે પરણ્યાં)
      - માણેકલાલ—રેવાશંકર વી. સાત પુત્રો

# શ્રી નરસીંહ મેતાના સમય વિષે વધુ પ્રકાશ.



હાલ તાજેતરમાં શ્રી. બધેકાજીએ-(૧) પંઢરપુરવાસી ગોવીંદ સ્વામીએ સંવત ૧૫૪૯ માં પુરા કરેલ સંસ્કૃત ગ્રંથ "ભક્તિ દર્પણ" માંથી, (૨) બાંધવગઢવાળા ધર્મદાસે 'ધર્મધ્વની' નામે હીંદીમાં સંવત ૧૫૩૪ માં રચેલ ગ્રંથમાંથી, (૩) હરિસ્વરૂપાનંદ સ્વામીએ સંવત ૧૫૩૦ માં "ગુરૂ મહીમા" નામે સંસ્કૃતમાં કરેલ ગ્રંથમાંથી, (૪) સંવત ૧૫૪૧ પહેલાં અલી ભગવાન નામે એક મુસલમાન ભકત કવિએ પોતે તીર્થ યાત્રા કરી તેના હીંદીમાં બનાવેલા દુહામાંથી, (૫) ગોપાચળગઢ (ગ્વાલીયર) ના વિષ્ણુદાસ સ્વામી નામના સંતે સંવત ૧૫૧૫ માં મેતાજીના શિષ્ય થઇ પછી રચેલ 'વૈષ્ણવ પ્રમોદ' નામક સંસ્કૃત ગ્રંથમાંથી તેમજ (૬) સંવત ૧૫૦૬ માં દેપાળ જૈન કવિને નરસીંહ મેતાનાં દર્શન થયાં એમ તેના સંસ્કૃત કાવ્યમાંથી—એ રીતે નરસીંહ મેતા વિષે તથા તેને હાર શ્રી. દામોદરરાયે દીધો વી. સ્પષ્ટ ઉલેખ બતાવી પુરવાર કર્યું છે કે શ્રી. નરસીંહ દાદાજીનો સમય સંવત ૧૪૬૯થી ૧૫૪૪ સુધીનો મનાય છે તેજ સત્ય છે.

(જુઓ 'ગુજરાતી' તા. ૪-૧૧-૧૮-૨૫/જુન/૧૯૩૩)

નયનસુખરાય



# અનુક્રમણીકા.

## ખંડ બીજો (સં. ૧૮૯૦–૧૯૪૧) પા. ૧૪૭–૩૫૦



## ખંડ ત્રીજો પા. ૩૫૧–૪૫૨

### રંગીલદાસ તથા રઘુનાથરાયભાઈનાં કાવ્યો.

---

## આ પુસ્તકમાં વપરાયેલા ટુંક શબ્દો વિષે ખુલાસો.

પ્રા.=પ્રમાણે; સા.=સાહેબ; બા.=બાબત; વી.=વીગેરે;
શ્રી.=શ્રીમંત; નામ.=નામદાર; ખુદા.=ખુદાવંદ:
આ.=આજમ; વ.=વડીલ; વૈ.=વૈકુંઠવાસી.



# ખંડ પહેલો.

## ( સંવત ૧૭૮૦-૧૮૯૦ )

૧. રઘુનાથરાયભાઇની ભાવના-' રઘુપતિરામ ' એ રાગ.

મારૂં મન રમણદ્વિપમાં રાચેરે,
જેની રેણું બ્રહ્માદીક જાચે—મારૂં
ઇ તો ભૂવૈકુંઠ કહેવાયેરે, જાંહાં નિત્ય હરિ દર્શન થાયેરે
દીઠે દેહનાં દુકૃત જાયે—મારૂં
રમા રહ્યાં છે ત્યાં રિદ્ધિ છાઇરે, લીલા અદ્‌ભૂત મહાસુખદાઇરે
નિત્ય નીરખીને કરો કમાઇ—મારૂં
ચારે વ્યૂહ સહિત નીવાસરે, પટારાણીઓ પ્રભુજીની પાસરે,
પૂરે પામર જીવની આશ—મારૂં
દ્વારકેશ દયાનીધિ નાથરે, નવ મૂકે ગ્રહે જેનો હથરે
યદ્યપિ અવગુણ ભર્યો હોય ગાત-મારૂં
રઘુનાથ કહે વિસ્તારીરે, યદુનાથ ચરણ ચિત ધારીરે
બીજે જાય નહિ મતિ મારી-મારૂં

શ્રી રણછોડજી

# પ્રકરણ ૫

---

## ભવાનીદાસ.

શ્રી કૃષ્ણચંદ્રના પરમ ભક્ત નરસીંહ મ્હેતાના કાકા મહાત્મા પરબત મેતાનો વંશ પ્રભુ કૃપાથી સારી રીતે ચાલેલ છે અને તેના વંશજો "વૈશ્નવ" એ અવટંકથી ઓળખાય છે તેમાં પરબત મ્હેતાથી દશમી પેઢીએ ભવાનીદાસ કરીને પ્રતાપી પુરૂષ થઇ ગયા. તેઓ ધર્મ કર્મમાં નિમગ્ન રહેતા તે સાથે બુદ્ધિવાન્ હિમતવાન્ ફારસી ભાષામાં નિષ્ણાત અને ચતુર હોઈ બાદશાહી અમલમાં જુનાગઢમાં અમદાવાદના સુભાના નાયબ ( ડેપ્યુટી ) મીર ઈસ્માઇલના દીવાન હતા તથા તેની સાથે રહીને અમરેલી નજીક મીર ફકરૂલદીન જે સોરઠની ફોજદારી લેવા આવતો હતો તેને હરાવ્યો હતો ( જુઓ તારીખ-ઇ-સોરઠ, નો ગુજરાતી અનુવાદ પાન ૧૦૫ )

(Extract from–Tarikh–I–Sorath of Divan Ranchhodji translated from the original Persian into English by J. Burgess P. 135).

......Mir Fakhar–Al–Din came with an army to take charge of Junagadh as its fozdar but when he arrived in the plain of Amreli, he was met and opposed by Mir.

વિવાહ બાદ પુનઃ નોકરી માટે હૈદરાબાદ જતાં નીઝામ ઉલ મુલ્ક તરફથી પોતાની હજુરમાં આવવા મોહોર સીકા સહીત રૂકો આવતાં ભવાનીદાસ દક્ષીણ તરફ ચાલી નીકળ્યા તે રસ્તામાં સોનગઢ ઠીકે શ્રી. પીલાજીરાવ મહારાજ ગાયકવાડનું મુકામ હતું તેની સ્હેજે ભેટ લેતાં તેણે ભવાનીદાસના રૂકા વીગેરે જોઇ પોતા પાસેજ ખાનગી કારભારી તરીકે દાખલ કરી દીધા તથા આગળ ઉપર ભવાનીદાસને હાથીના ઇનામનું બહુ માન આપ્યું હતું. તે સંબંધે તેના પૌત્ર રેવાશંકર લખે છે કેઃ—

( ચંદ્રાવળા )

દેશ દેખતાં સહુ દીવાની પદવી પીલાજી દીધરે
વિદ્યા બહુ ખુનીયાદી દેખી કૃપા અતીશે કીધરે
કૃપા અતિશેં કીધ તે ટાણે હસ્તી ઇનામ દીધુ સહુ જાણે
ઈ વાત અવનીમાં નથી છાંની દેશ દેખતાં સહુ દીવાની

ત્યારપછી શ્રી પીલાજીરાવ મહારાજે ગુજરાત થઇ ફોજ સાથે કાઠીયાવાડમાં ઉતરી, ચારે મેર ફરી, સંસ્થાનોના ગુંજાયશ પ્રમાણે આકાર મુકી, કુલ તાલુકા તપાની ખંડણી વસુલ કરી તથા ભવાનીદાસની સલાહથી જ્યાં તેના ઇષ્ટ દેવ પરબત કુળપતિ શ્રી રણછોડજી બીરાજતા હતા ત્યાં એટલે કે માંગરોળ મુકામે શેખોને હાંકી કાઢી ગાયકવાડી થાણું મુક્યું. આ કાઠીયાવાડ **મુલુકગીરી જમાબંદી વસુલ લેવાનું કામ શ્રી. પીલાજીરાવ મહારાજે મજમુદાર તરીકે પ્રથમ ભવાનીદાસનેજ હાથે લીધું હતું.** પછી સંવત ૧૭૮૮ ( ઈ. સ. ૧૮૩૨ ) માં શ્રી. પીલાજીરાવ મહારાજનું દગાથી ખુન થયાથી

શ્રી. દામાજીરાવ મહારાજા આદીએ આવ્યા તેના વખતમાં પણ **ભવાનીદાસ** તેના તે હોદા ઉપર તેવીને તેવી આબરૂ પ્રતિષ્ઠાથી કાયમ રહેલા તથા **ગુજરાત કાઠીયાવાડમાં જે જે હકો તથા મુલકો શ્રી સરકારે મેળવેલા તે સાચવવામાં બલ્કે તેમાં વધારો કરી અમલ બરાબર જમાવવામાં રાજ્યની સારી ચાકરી કરતે કરતે આખર સંવત ૧૮૦૨ સાલે** શ્રી. દામાજીરાવ મહારાજા સા. ને કંઇક કામે તળેગાંવ ગયેલા ત્યાં તાવની સખ્ત બીમારીનો ભોગ થઇ **હરિશરણ** થયા.

આ તળેગાંવ તે દાભાડે કુટુંબની જાગીરનું મુખ્ય મથક હતું અને મુળથી દાભાડે કુટુંબ સતારાના મહારાજાઓના સેનાપતિ પદે હોઇ, ગાયકવાડ કુટુંબ તો શરૂમાં તે દાભાડે કુટુંબના દીવાન દરજ્જે હતું. આથી કરીને ભવાનીદાસને શ્રી. ગાયકવાડ સરકારને કામે વારંવાર તળેગાંવ જવું આવવું થતું તે પ્રસંગે કોઇએક વૃદ્ધ અપુત્ર ભક્ત દક્ષીણી વિધવા બાઇના ઘરમાં તે પોતાનો ઉતારો રાખતા, આ બાઇને ત્યાં શ્રી મુરલીધરનાં દક્ષીણની પ્રણાલીકા મુજબ બે બાજુએ એકેક એમ બે સ્વામીનીજી સહીતનાં સ્વરૂપની સેવા હતી તે આ બાઇએ ભવાનીદાસની પવિત્ર રહેણી કરણી તથા ભક્તી જોઇ તેને પધરાવી આપી ત્યારથી એ સ્વરૂપો ભવાનીદાસના વંશજો માથે પધાર્યાં, તથા ત્રીકમદાસના ઘરમાં તો તેનીજ સેવા હતી, અને હાલ તે જુનાગઢમાં કીંગ્ઝરોડ પર આવેલી ભવાનીદાસના પ્રપૌત્ર વ્રજદાસની બ્રહ્મપુરીમાં બીરાજે છે.

ભવાનીદાસને પહેલી સ્ત્રીને પેટે એક પુત્ર સંતોકરામ થએલ

તે ભકત જેવા હોઈ દુનીયાદારીમાં બહુ ભાગ લેતા નહિ. તે સ્ત્રી ગુજર્યા બાદ પોતે બીજી પરણેલા તેનાથી ત્રણ પુત્રો થયા તેમાં મોટા તાપીદાસ અને સૌથી ન્હાના ત્રીકમદાસ હતા. આ ત્રણે પુત્રો બાળક હોવાથી પોતાના સગા ભાણેજ ભાણજીભાઇ-જેને તેની ઘણી નબળી આર્થીક સ્થીતિને લઇ મામા ભવાનીદાસે પોતાનું અંગી માંણસ દુર દેશમાં ભેગા હોય તો ઠીક એમ વિચારી પોતા પાસે તેડાવી કામકાજમાં સાથે રાખી તૈયાર કર્યા હતા, તે ભાણજીભાઇને શ્રી. દામાજીરાવ મહારાજે ભવાનીદાસવાળી ખાનગી કારભારીની જગા આપી તથા શ્રી. સયાજીરાવ મહારાજના વખતમાં પણ ભાણજીભાઇ તે જગ્યાંએ કાયમ રહેલા. પછી જ્યારે ભવાનીદાસના પુત્ર તાપીદાસ યોગ્ય ઉમરના શ્રી સરકાર ચાકરી કરે તેવા થયા ત્યારે તેને મુતાલીક શ્રી. મોટા ફતેહસિંહરાવ મહારાજની હજુરમાં ભાણજીભાઇએ તેડાવતાં તે આવ્યાથી શ્રી. મહારાજા સાહેબે પ્રસન્ન થઈ તેને નોકરીમાં દાખલ કીધા. તે પ્રથમ ભાણજીભાઇ તળે રહી હજુર કામ કરતા તથા સંવત ૧૮૨૯-૩૦ માં ભાણજીભાઇના ગુજરવા બાદ શ્રીમંતે પાછો કારભાર તાપીદાસને સોંપ્યો. ×

---

× નોટ–" અનંતજી દીવાન " નું જીવન ચરિત્ર લખનારને આ ભાણજીભાઈ તથા ભવાનીદાસ વચ્ચે મામા ભાણેજનું સગપણ હતું તે માલુમ નહિ હોવાથી તેણે આપેલી વંશાવળી ( પા. ૧૨. ) માં તે સબંધ બતાવ્યો નથી અને ઉલટું અજ્ઞાનતામાં ભવાનીદાસને બદલે ભાણજીભાઇને આશ્રય આપનાર તરીકે ત્રીકમદાસનું નામ લખી જાણે તે કોઇ

તાપીદાસ કારભારી થયા ત્યારે તે જમાનાના ધોરણ પ્રમાણે અરબ જમાદાર અલી હબલીન તેના બહાંદર થએલ. તે જમાદાર તથા તેની અરબ સીપંદી રાજ્યમાં બળવત્ર થઇ ન્હેકી જાતાં તેને તોડવા શ્રી મોટા ફતેહસિંહરાવ મહારાજનો વિચાર થયો, તે કામમાં જમાદાર પોતાનો બહાંદર હોઇ તાપીદાસ શ્રી. સરકાર મરજી બરાબર સાંચવી ન શકતાં તાપીદાસનો કારભાર બંધ કરી તેને તથા તેના બોલાવ્યાથી તેના ભાઇ ત્રીકમદાસ જે વડોદરે આવેલા તેને કેદમાં રાખ્યા અને ગોવીંદપંત મામા કારભારી થયા.

---

ત્રાહિત વ્યકતી હોય એમ વર્ણન કર્યું છે (જુઓ પાન ૧૫-૧૬) અનતજીભાઇનું તે ચરિત્ર વાંચતાં માલુમ પડે છે કે લાહોરીદાસનું કુટુંબ ઘણું ગરીબ હતું તથા તે કુટુંબની ચડતી ભવાનીદાસને લીધેજ થઇ છે. ભાણજીભાઇ જુનાગઢના પ્રખ્યાત દીવાન અનતજીભાઇના બાપના કાકા થાય.

વિશેષમાં ભાણજીભાઇ ભાવનગર રાજ્યના માજી દીવાનો શામળદાસભાઇ તથા વિઠલદાસભાઇના પૂર્વજ વડવા થતા હતા તથા આ કુટુંબની ચડતી પણ ઘણે અંશે ભાણજીભાઇના સબંધનેજ આભારી છે એમ મે. હરીલાલ સવાઇલાલભાઇ કૃત મે. કે. "સામળદાસ પરમાણંદદાસ" નું ઇંગ્લીશમાં લખાયેલ જીવનચરિત્ર વાંચતાં પ્રતીત થાય છે. તેમાંથી જરૂર પુરતું અત્રે ટાંકયું છે:—

'P 2 Ranchhoddas had now to face adversity ......therefore determined to try his fortunes in other lands... ..accompanied by another

આ સમયે કેદમાંથી છુટવા વિષી ચલાવતાં કારભારીએ જાણીને ન ભરી શકાય એટલા દંડનું નામ પાડતાં જેલમાં સડીને મરવા કરતાં હીરાકણી ચુસી મરવું ઉત્તમ, એમ બેએ ભાઇએ મુંઝાઇ વિચાર કર્યાનંતર, ત્રીકમદાસ મહા ભક્તિશાળી તથા પ્રભમાં દ્રઢ આશ્રય રાખવાવાળા હતા તેને ઉદાસીમાં અર્ધ જાગ્રત અર્ધ સુતેલા એવી દીશામાં પડેલા ત્યાં કંઈક ભગવદાભાસ જેવું બંદીખાનામાં થતાં આવતાં જાગી ઉઠ્યા તથા હરકોઈપ્રકારે પ્રભુ ખુલાસો કરશેજ તથા ગભરાવા કારણ નથી એમ દ્રઢ શ્રદ્ધા લાવી દેહપાતનો વિચાર માંડી વાળ્યો. આ સબંધે ત્રીકમદાસે ગાયું છે કે—

---

Nagar, Ranchhoddas left Ghogha for Baroda. 'P. 3 In a few days Ranchhoddas arrived at Baroda where he met one Bhanji a Nagar, who like himself had come for service from Junagadh......By this time Bhanji had been promoted to high post and Damaji always kept him with him in all his wars...Through the good offices of Bhanji, Ranchhoddas was soon enrolled in the Baroda service......So highly pleased was Bhanji with...Ranchhoddas that he married his daughter Chandankunverbai to him and Parmananddas was the issue... " ( નોટ ચાલુ પાન ૮ )

## રાગ મારૂ.

નીરખીને હરખી હરિમુખ નીરખીને હરખી
મુ શુકનની હું બલીહારી મારી બાંહુલડી ફરકી–૧



વીતી રાત વાટલડી જોતાં આકુળ વ્યાકુળ થાઉં
આવી અચાનક દર્શન દીધું ફુલી અંગન મ્હાઉં—૨
લોચન લાલ કસુંબે વાધે મોહન મસ મસતા
ત્રીકમદાસની આશા પુરવા આવ્યા હેતે શું હસતા—૩

તેના પુત્ર રેવાશંકર આ પ્રસંગ નીચે મુજબ વર્ણવે છેઃ—

હરિભક્ત પણ લાજને લીધે, હીરાકણી લઈ હાથરે
ઉભેતા પ્રાત પ્રાશનને ચાહે તાંહાં આવીગયા પરબતનાથ
પરબતનાથ તે આવી સાહે થયા સરવ સીપાઈ જગાવી
સાસ્ર પુરે સહુ પરસન કીધે હરિભક્ત પણ લાજને લીને

... ... ... ...

સ્વપ્ન સાનિધ્ય આવીને દીધું શ્રી રણછોડજીરાયેરે
વડોદરામાં ચચમાં રાજદ્વારમાં સખ્તી થાયે
સખ્તી થાય તે ટાણે શ્રી મુખેની વાણીથી જાણે
ધાર્યું હતું તે કામ ન કીધું, સ્વપ્ન સાનિધ્ય આવીને દીધું.
સેવક જાણી શ્રી રણછોડ જાણી સાનિધ્ય નિત્યરે
કષ્ટ પડે ત્યાં આવી ઉભે એવી કૃપાની રીત
એવી કૃપાની રીત તે રાખે તુરત ત્રીકમ તણા દુઃખ કાપે
પુર્યા કાંઇક પાંતીએ કોડ સેવક જાણી શ્રીરણછોડ

———

છેવટ કેદમાંથી અમુક વખત બાદ કારભારીની વિરૂદ્ધતા છતાં શ્રીમંતની કૃપા દ્રષ્ટીથી તથા ભાણજીઆર્યનાં જમાઇ રણછોડદાસ ની મદદથી તેઓનો શરતી છુટકો થતાં ત્રીકમદાસને વડોદરે હજુરમાં ઓલ્ચ તરીકે મુકી, તાપીદાસ જુનાગઢ ગયાનંતર સં.

૧૮૩૪ માં શ્રી. ફતેહસિંહરાવ મહારાજાયે મુલ્કગીરી કીધી ત્યારે તેનું કામ ત્રીકમદાસનેજ હાથે લીધું. અને તેજ પ્રમાણે સંવત ૧૮૩૫ ની તમામ ચુકવતી પણ તેનેજ હાથે થઇ હતી.

સંવત ૧૮૩૫ માં "ઓલ્ય" તરીકે નિવૃત થતાં ત્રીકમદાસ જુનાગઢ આવી રહ્યા અને બેએક વર્ષ જુનાગઢ રીયાસતમાં નોકરીએ રહી માંગરોળ પાસે આવેલ સીલના વહીવટદાર તરીકે કામ કર્યું. આ અરસામાં માંગરોળમાં મુસલમાની ફીતુરની બીક લાગતાં સેવક મંડણજી રાતોરાત પરબત કુળપતિ શ્રી રણછોડરાયજીને ભેટમાં છુપાડી ત્રીકમદાસ પાસે સીલ ન્હાસી આવ્યા. ત્રીકમદાસે થોડો વખત શ્રીને ત્યાં રાખી પછી જુનાગઢમાં સેવક માટે ઘર તથા શ્રી સારૂ મંદીરનો પોતાથી બંદોબસ્ત કરી શ્રી રણછોડરાયજીને જુનાગઢ લઇ જઇ તેમાં પધરાવ્યા. આ સબંધે ત્રીકમદાસજીયે પોતાના એક પદમાં ગાયું છે કે:— ......

આવ્યા મુળ મંગળપુર માંહે, અચળ જીરણગઢ ગામ
એવી કૃપા અંતરથી કીધી તેને કરંત પ્રણામ

તેમજ તેના પુત્ર રેવાશંકર પણ વર્ણવે છે કે:—

પરબત તણા પ્રભુ ઉપર પ્રેમ રાખતા હૃદય મોઝારે
સેવા મંદીર રહેવા કીધાં આભ્રણ વસ્ત્ર અપાર
આભ્રણ વસ્ત્ર અપાર તેં કીધાં, વિપ્રને વર્ષાસન દીધાં
નિત્ય શ્રી મુખ નિરખ્યાનો નેમ, પરબત તણા પ્રભુ ઉપર પ્રેમ

વિશેષમાં ત્રીકમદાસના પૌત્ર રઘુનાથરાયભાઇ આ સબંધે લખે છે કે:—જેમ પરબત સારૂ પ્રભુ દ્વારકાંથી માંગરોળ આવ્યા, તે-

મજ તે ત્રીકમદાસ ઉપર કૃપા કરી જુનાગઢ પધાર્યા ને તે જગે મંદીર તેનેજ હાથે અંગીકાર કર્યાનું તથા તે મંદીર ફરી કલ્યાણરાય ઉપર કૃપા કરી દુરસ્ત કરાવ્યું. નિજ મંદીરમાં સાંકડમાં સેવક સુદ્ધાંની રેહણાક હતી, તેમાં ગવરીદાસની અનેક સેવા લીધી તેમ સેવકોની રેહણાક જુદી કરાવી, કલ્યાણરાયની સેવામાં રૂપાનું પારણું અંગીકાર થયેલ. ...

વળી જે શ્રીરણછોડરાયજીને માંગરોળ બીરાજતા ત્યારે શ્રી. ગાયકવાડ સરકાર તરફથી ચાખવું ગામ અપર્ણ થયેલ તે ચાખવું ગામ જુનાગઢ રાજ્યે જુનાગઢવાળા શ્રીરણછોડરાયજીને જારી રહેવા દીધું–તેજ બતાવી આપે છે કે માંગરોળવાળું મુળ સ્વરૂપજ જુનાગઢ પધારેલ. આ બાબતનો વિશેષ પુરાવો માંગરોળના મુળ રહીશ અને જુનાગઢના પ્રખ્યાત અમરજી દીવાનના પુત્ર રણછોડજી દીવાન કૃત તવારીખ–ઇ–સોરઠમાંથી મળી આવે છે ( જુઓ તેનો ગુજરાતી અનુવાદ પાન ૪૧–૪૨ ).

Extract from Tarikh-I-Sorath translated into English by J. Burgess P 57 ઉપરના માંગરોળના વર્ણનમાં લખ્યું છે કે–Above 200 years ago on the stair-case of the Gomtivav the image of Ranchhodraya was found by Parbat Mehta and is up to this day worshipped in a Vaishnav temple of Junagadh......

વડીલ બંધુ તાપીદાસને રાજ્ય ખટપટમાંથી બચાવવા મદદ વાસ્તે ત્રીકમદાસ વડોદરે ગયેલા તથા ત્યાં બેએક વર્ષ ઓલ્પ

તરીકે શ્રી. હજુર રહેલા ત્યારે તેની સૌમ્ય પ્રકૃતિ, કારકુની સાથે મુત્સદીગીરી અને ફારસી આદી ભાષામાં દક્ષતા વીગેરે ગુણો શ્રી. મોટા ફતેહસિંહરાવ મહારાજના પુર્ણ જાણ્યામાં આવેલા તેથી તેની ત્રીકમદાસ ઉપર અંતર કૃપા થઈ આવેલી તથા પોતે તેની ગીણતી ચીતમાં રાખેલી હશે જેથી સંવત ૧૮૩૭ માં જ્યારે પોતાની ખાસી સ્વારી કાઠીયાવાડમાં ફોજ લઈ આવેલ ત્યારે જુનાગઢ તરફથી ચુકવણું કરવા ત્રીકમદાસને મોકલવામાં આવતાં તેને જોઈ શ્રીમંતે કૃપાભાવ દેખાડી તે પ્રાંતમાં લશકર રહ્યું ત્યાં સુધી ભેળા રાખ્યા તથા એ મુલુકગીરીનું કામ આગળ ઉપર તેનાજ હાથથી લેવાનો શ્રીમંતનો ઇરાદો હશે તેથી હરેક તાલુકાની ચોવટ ચુકવતી ખતપત્ર વીગેરે ત્રીકમદાસનેજ હાથે કરાવ્યાં તથા કામ પુરૂં થયે તાત્કાલીક તો ત્રીકમદાસે રજા માગ્યાથી જુનાગઢ જવા શ્રીમંતે "હા" પાડી પરંતુ વડોદરે પહોંચી શ્રી. સરકાર રીકાનો પત્ર આપી હજુરી જાસુસને ખસુસ ત્રીકમદાસને લેવા મોકલી વડોદરે તેડાવી લીધા અને તેને કાઠીયાવાડ મુલુકગીરીના ચાલુ કારભારીપણે દફતરદરકદાર ઠરાવી શ્રી. સરકારથી તે ઉપરાંત ગુજરાનની આસામી તથા ભોજન ખર્ચ, ઘોડાની ચંદી, મસાલનું તેલ સહીત આબરૂ—આ રીતે બંદોબસ્ત કરી આપ્યો.

સંવત ૧૮૩૮ થી તે સંવત ૧૮૫૫ સાલ પર્યંત ખુદ ત્રીકમદાસે તે કામમાં માલીકપણે કામ કરેલું.

Extract from selections from the records of the Bombay govt. (new series) Vol. 37 PP. 89/90 "Memo of Gaikwar & Peshwa's Jama

from Morbi in undermentioned years communicated by Bhauji Mehta 2 nd. October 1807 Ad.

*  *  *

from 1783 Ad. to 1792 Ad,

In Samvat.

1839 5 th. Magh sud by...Trikamdas total Rs. 75000

1840 13 th. Posh Vad by...Trikamdas Rs. 52000 gaikwar

1841 2 nd. Chaitra vad 3 by...Trikamdas Rs. 58000 gaikwar

1844 11 th. Chaitra vad by...Trikamdas Rs. 43000 gaikwar

1845 12 th. „ „...Trikamdas Rs. 40000 gaikwar

1846 12 th. Vaisakh sud by ...Trikamdas Rs. 38000 gaikawar

1848 13 th Jaishta vad by...Trikamdas in Consequence of famine in the year 1847 Rs. 13581

and on account of 1848 Rs. 38000

51581

*  *  *

(Sd.) A. Walker
Resident

રાજેશ્રી ગોવીંદ ચીંતામણ વ માણકો નરહરરાવ નારો શ્રી-પત ગોસાવી યાંસ અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન રાજેશ્રી ફતેહસિંહરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ સમશેર બહાદુર દંડવત સુરસેન તીસેન મયાવ અલફ મહેતા ત્રીકમદાસ યાંસી સાલાબાદ યેણે પ્રમાણે તપસીલ ... ...

૧૫૦૦ વતન કાઠીયાવાડચે મુલુકગીરીવર

૧૦૦ ઇનામી ગામ મોજે ગોલાધર

મણ ૧॥। ૩ શેર મોદીખાન્યા તુન સીધા......

... સદરહુ પ્રમાણે ઇનામી ગાંવ સાલાબાદ પ્રમાણે પાવુન વેતનાચા એવજ એ દીકત દેઉન મોદીખાન્યા તૂન સીધા દેવીત જાણીજે. ૭ ચંદ્ર ૨૦ માંહે સફર ... ...

સંવત ૧૮૪૦ માં કીસ્મત યોગે પોતાની નાતના તેમજ રાજ દરબાર માહેલા અદાવતી પક્ષની ખટપટથી ત્રીકમદાસજીને થોડા દહાડા કષ્ટી વેઠવી પડેલી. આ સાલે શ્રી. મુરારરાવ ગાયકવાડની સ્વારી કાઠીયાવાડમાં આવેલી તેની સાથે સીંધીયા સરકારના સંબંધી રવળુજી પણ હતા. આ રવળુજી ગીરનાર જાત્રાએ જતાં તેની જુનાગઢના દીવાનજી અમરજીએ ઘણી બરદાસ્ત કરતાં તે બે વચ્ચે સારો સંબંધ બંધાએલ હતો ત્યાર પછી ગાયકવાડી ફોજ બાબરીઆવાડમાં હતી તે વખતે અમરજી દીવાનનો જુનાગઢમાં વધ થયો તેને અંગે પોતાને કાંઇ હરકત ન આવે તથા ત્રીકમદાસ શ્રી. ગાયકવાડ સરકારમાં નોકર છે માટે ઉપયોગી થશે એમ દુરંદેશી વાપરી, ખુદા. નવાબ સાહેબે ત્રીકમદાસના પુત્ર મનોહરદાસ જેઓ લશકરમાં પેશકાર હતા તેને

તેડાવી. દીવાનનું કુલ કારખાનું સોંપતાં મનોહરદાસને તે લેવું પડયું કારણ કે તેમ ન કરે તો ખુ. નવાબ સા. ધણી તેથી જે ચાહે તે કરે એવી સ્થીતી હતી, આ ઉપરથી અમરજીભાઇના કુટુંબીઓએ રવજીજી સીંધીયાને માણસ મોકલી ખુ. નવાબ સા. સામે સહાયતા કરવા વિનંતી કરતાં, રવજીજીએ શ્રી. મુરારરાવજી જેઓ પહેલીજવાર આવેલા હોઇ બીન માહેતગાર હતા તેને એવું ઉંધું દસાવ્યુ કે જુનાગઢ જેવું સ્વસ્થાન હસ્તગત કરવાની આ તક છે-એટલે શ્રી. ગાયકવાડી ફોજ સાથે સર્વેએ જુનાગઢ નજીક ધંધુસર ગામે આવી મુકામ કરતાં ત્યાં દીવાનજીના કુટુંબીઓ વીગેરે જાહેર રીતે તેઓને મળ્યા અને છુપી મસલતમાં રવજીજીને એવું સમજાવ્યું કે-હાલ જુનાગઢમાં કરતા હરતા મનોહરદાસ છે માટે ત્રીકમદાસને પ્રથમ દુર કરો એટલે જેમ ધારશો તેમ ખુદા. નવાબ સા. કરી આપશે. પરંતુ ત્રીકમદાસ ઠેઠ શ્રી. હજુર સુધી જાણીતું માણસ હોઇ તેના ઉપર એકાએક હાથ નાખતાં તે મંડળી અચકાઇ અને વડોદરે શ્રી. હજુરને એવું લખ્યું કે જુનાગઢ સ્વસ્થાન આપણા હસ્તગત આવી જાય તેવું છે પણ તેમાં આપણુંજ માણસ-ત્રીકમદાસ આડે આવે છે. કારણ ખુદા. નવાબ સા. પાસે તેના ચિરંજીવનો કાબુ છે તેથી વાત સમી પડવા દેતા નથી વીગેરે-એટલે શ્રીમંતનો જવાબ આવ્યો કે એ સ્વસ્થાન કાબુમાં આવી જાતું હોયને તેમાં ત્રીકમદાસ આડે આવતા હોય તો તેને થોડા રોજ કેદમાં રાખવા બાધ નથી. આ ઉપરથી ત્રીકમદાસ નિર્દોષ છતાં તેને કેદ કરી ચોકીમાં રાખ્યા અને જુનાગઢ ઉપર દાબ રોઆબ ચલાવતાં ખુ. નવાબ સાહેબે શ્રી. સરકારનો દબાવ

ઉતારવા સારૂ અમરજીભાઇના પુત્રોને કારભારીનાં વસ્ત્રો આપી શ્રી. સરકાર છાવણીમાં મોકલ્યા એટલે તેઓએ રવળુજી વી. ને સમજાવી ગાયકવાડી ફોજને વિદાય કીધી તે ગુર્જરાત તરફ રવાના થઈ કારણ ખરી રીતે જુનાગઢ સંસ્થાન હાથ આવે એવું મુળથી હતુંજ નહિ. માત્ર અદાવતને લઈ ત્રીકમદાસની આબરૂ પાડી અમરજીભાઇનાં પુત્રને કારભાર સોંપવવા માટેની આ બધી રવળુજીની રમત હતી.

ઉપરની ખટપટથી, મનોહરદાસ પોતા ઉપર સાફ જાગતો હોવા છતાં ઝટ ટપી ભાગી છુટ્યા ને એકદમ પરબાર્યા વડોદરે જઈ શ્રી. હજુર પહોંચ્યા અરજ કરતાં રવળુજી વિરૂધ કંઇ બીજું ત્રીજું પોતાના જાણવામાં આવેલ તેમાં શ્રી. મહારાજા સા. ને જુનાગઢ હાથ આવશે એમ ખોટું સમજાવી, તેવું કંઇ ન કરતાં કોઇની અદાવતે ત્રીકમદાસ જે શ્રી. સરકારના આબરૂદાર આસામી હતા તેની ઈજત પાડી એ વાતથી શ્રીમંત બહુ ગુસ્સે થયા. આ ખબર પોત પોતાના વકીલ મારફત સુબા તથા રવળુજીને થતાં સુબાએ તો પોતે બારી રાખી હશે તે પ્રા. બચાવ કરતાં આ સર્વ કારસ્તાન રવળુજીનુંજ છે એમ શ્રી.ને ખાત્રી થઈ એટલે ત્રીકમદાસને છુટા કરવા તુરત માણસો રવાના કર્યા. આ વખતે ગુજરાતની સરહદ સુધી ફોજ પહોંચેલી હતી ત્યાં ત્રીકમદાસની બેડી તોડી ખુલાસો કરવા માણસો શ્રીમંતે મોકલ્યાં છે એવા ખબર પોતાના વકીલ મારફત રવળુજીને પડતાં તે તો પોતાના રસાલા સાથે લશકર છોડી ગુજરાતની સરહદ વટાવી ગયા અને શ્રી. સરકારના માણસોએ આવી શ્રી. હજુર હુકમ પ્રા. ત્રીકમદાસને

બંધન મુકત કર્યા અને લશકર વડોદરે ગયું. ત્યાં **શ્રી મહારાજા સાહેબ હજુરથી ત્રીકમદાસને વસ્ત્ર આપ્યાં** તે વખતે તેણે અરજ ગુજારી કે, અન્નદાતા પોતાનો શો અપરાધ છે તેની ચોકસી કર્યા વિના પોતે કેમ વસ્ત્ર લઇ શકે ! ત્યારે ખુદ શ્રીમંતે પુર્ણ કૃપાએ આજ્ઞા કરી કે આ વાતની વિગત પકેપણે તમામ પોતાના જાણવામાં છે અને સર્વ વાતની ગણત્રી શ્રી. સરકારના લક્ષમાં છે માટે કંઇ ક્ષોભ રાખશો નહિ—આમ શ્રીમંતે આશ્વાસન દીધું.

---

# પ્રકરણ ૨

---

## ત્રીકમદાસ-સંવત ૧૮૪૬ થી ૧૮૫૫

સંવત **૧૮૪૬ માં શ્રી માનાજીરાવ મહારાજે** ફોજને કાઠીયાવાડ મુલુકગીરીના કામે જવા રૂખસત આપવા સમય **ત્રીકમદાસને પાગાદ ઈનામની સનદ કરી** દઇ સુબાને હુકમ કર્યો કે પ્રાંત મજકુરમાંથી ઘોડાનો યોગ કરી આપવો તથા પોતેજ હજુરમાંથી ડંકો નીશાન ઇત્યાદી સગવડ કરી દીધી. હજુર ફરમાન પ્રા. સુબાએ વઢવાણ પ્રગણે ખોડુ ગામે ઘોડાની તદબીર કરી ત્રીકમદાસને પાગાદ એનાયત કરી (પુર્વે શ્રી. માનાજીરાવ મહારાજ પોતે ફોજ સરદારીમાં કાઠીયાવાડ ગયેલ ત્યારે ત્રીકમદાસની ચાકરી આપના ધ્યાનમાં હોવાથી અંતર કૃપા વિશેષ થઇ આવેલ.) ત્યારબાદ સંવત ૧૮૪૮ માં મુલુકગીરી ફોજ કાઠીયા-

વાડમાં ગઇ ત્યારે સરસુબા હામીદ જમાદાર હતા. તેનું મુકામ જુનાગઢ નજીક હતું તે અરસામાં તે શીકારે ગયેલ ત્યારે જુનાગઢની ચોકીના સીપાઇઓએ બંદુકોનો બ્હાર કરતાં ખુદ જમાદારનેજ ગોળી વાગી તે મરાયા. આ ખબર વડોદરે જતાં ત્યાંથી **હુકમ આવ્યો કે ત્રીકમદાસે સરસુબાગીરીનો ચાર્જ સંભાળી જે કાંઈ ચુકવણુ વી. એ પ્રાંતનું બાકી હોય તે ઉકેલી લઇ લશકર સુદ્ધાં હજુરમાં આવવું** એટલે ફોજ-કશાથી મુલુકગીરી ઉઘરાવી ત્રીકમદાસ વડોદરે ગયા.

## સીકા

આદનાપત્ર સરકાર રાજશ્રી માનાજીરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ સમશેર બહાદુર તા. ત્રીકમદાસ મેહેતા સા. સલાસ તીસૈન મયા વ અલફ તુમ્હી વિનંતી પત્ર પાટવીલે તે પાવલે હમીદ જમાતદારાચા કામ ઝાહલ્યાચા મજકુર લીહીલા ગેશાસ ઇશ્વરે અઘટીત કેલે. શ્રી સતેશ ઉપાય નાહિ. યા ઉપરી **મુલકગીરીચે કામાચા બંદોબસ્ત તુમ્હી** વ ચીરંજીવ રા. જેસગરાવ ગાયકવાડ એક વિચારે કરૂન કરણે વ તીકડીલ તાલુકે ચુકાવયાચે કીતીક બાકીસ રાહીલે અસતીલ ત્યાંચે ગુંતે ચુકોતીચે ઉર્કુન ઘેઉન જલદ યાવયાચે કરણે તુર્ત પર્જન્યાની ઉઘાડ દીલા આહે અશાત તીકડીલ કામાચા બંદોબસ્ત ગુંતા ઉર્કુન ઘેઉન આઠ પંદરા દીવસાત કોઠગાંગડ યેથે યેણે **મુલકગીરી કામ તુમ્હાસ સુપ્રુર્દ આહે તરી કામકાજાચી ચૌકસી રાખુન બંદોબસ્ત ઠેવણે** વ સરકારાતુન વરાતા મુલકગીરીવર ઝાહલ્યા આહેત

ત્યાજલા કાંહી એવજ પાવલા આહે વ બાકીસ દેણે **એવજ** **રાહિલા આહે ત્યાચા નિકાલ તુમ્હી** કરૂન દેઉન વરાતદા રાચા ફડચા કરૂન દેણે યે **વીશી ભરોસા સરકારાંત તુમ્હુચા** આહે તીકડીલ વર્તમાન વરચેવર લીહીત જાણે જાણીજે છ બાર માહે મોહોરમ **મોર્તબસુદ**

---

## કડીના મલ્હારરાવનું બંડ.

સંવત ૧૮૫૧ માં એવો કીસ્સો બની આવ્યો કે આ વર્ષે શ્રી. ગોવીંદરાવ મહારાજ ગાદી પર સ્વસ્થ થયા એટલે મુલુકગીરી ફોજની સુબાગીરી ગોવીંદપંત મામાને આપી ફોજને કાઠીયાવાડ જવા સજ્જ કરી. આ શખ્સ અગાઉ જ્યારે તાપીદાસ વડોદરે હતા ત્યારે તેના તથા તેને લઇ ત્રીકમદાસના વિરોધી હતા. વળી શ્રી. ગોવીંદરાવ મહારાજ ગાદીએ આવતાં પુનેથી પોતાનું ખાસ મંડળ લાવેલા તથા તે માણસોને કારભારી વી. ઉંચી જગ્યો આપેલી. આ લોકો સાથે ત્રીકમદાસને પરિચય નહિ તેથી મુલુકગીરી કામદાર તરીકે કાયમ રહેવા વિશે અંદેશા જેવું થઇ આવેલ પણ કોક કોક જુના માણસોથી એ આસામી (ત્રીકમદાસ) યોગ્યતાવાળું પાગાહ વીગેરે સરકારથી મળેલ આબરૂવાળું છે વીગેરે હકીકત શ્રી. મહારાજા સા. ને કાને આવેલ તેથી સુબાને વિદાય કરવા સમય ખુદ શ્રી. મહારાજા સા. કારભારી તથા સુબા એકાંતે બેઠેલા ત્યાં ત્રીકમદાસ દરનીશે જાતા તેને અંદર બોલાવ્યા. આ વખતે શ્રી. મહારાજા સા. દેવપુજા કરતા હતા તેણે ગોવિંદપંત મામા તથા ત્રીકમદાસ તરફ જોઇ ફરમાવ્યું કે, પુર્વે તમારે રાજ કારણને લઇ અણબનાવ જેવું હતું

પણ આ વખતે તમો બન્નેને મુલુકગીરી કામે મોકલું છું તેમાં બેદીલી રહે તો સરકાર કામ બગડે માટે ખટરાગ એક બીજાએ ન રાખવો વીગેરે. ત્યારે ત્રીકમદાસે અરજ કરી કે અમારાથી સરકાર ચાકરીમાં તિલમાત્ર તફાવત નહિ પડે. આપ મારૂં કાંડું મામાના હાથમાં સોંપી ભલામણ કરો કે અંતર ન રાખે. ત્યારે શ્રીમંતે પોતાના દેવનાં બે ફુલ ઉતારી ઉભયતા ઉપર નાંખી આજ્ઞા કરી કે દેવ દરમ્યાન રાખી એક ચીતે રહી સરકાર કામ ઉપર નજર રાખી ચાલજો. પછી સુબા તથા ત્રીકમદાસને વસ્ત્ર આપી વિદાય કર્યા.

ફોજ કાઠીયાવાડ તરફ જતી હતી ત્યાં કડીના જાગીરદાર મલ્હારરાવે બંડ કરી પોતાની કુમકમાં નજીફઅલીખાં જેની મુગલાઇ ટુકડી મુલુકમાં લુંટફાટ કરતી એ તરફ આવી ચડેલી તેને બોલાવતાં તેણે સરસ્વતી ઉપર મુકામ કરી સિદ્ધપુર દબાવવા માંડયું. આ ખબર વડોદરે પડતાં હજુર હુકમ આવ્યો કે ફોજ લઇ ગોવીંદપંત મામાએ કાઠીયાવાડ ન જતાં કડી ઉપર ચડી જવું. એટલે ગાયકવાડી ફોજે તે તરફ કુચ કરી પણ સંખ્યામાં તે થોડી હોવાથી કેમ કરવું તે સંબંધે મસલહત કરવા **ગોવીંદપંત મામાએ સરદારોને ભેગા કર્યા તે વખતે ફકત ત્રીકમદાસે નજીફઅલીખાં ઉપર અચાનક છાપો મારવાની સાહસ ભરેલી સલાહ આપતાં** પ્રથમ તો તે ગોવીંદપંત મામાને પસંદ ન પડી પણ આખરે ત્રીકમદાસના સમજાવ્યાથી પાંઢરે રાજા જેવા મોટા સરદારને ત્રીકમદાસના મતમાં ભળતા જોઇ તેની સલાહથી તે મુજબ અચાનક હલ્લો કરવા ઠરતાં, ગોવીંદપંત

મામા વીગેરેએ ફોજ સાથે-રાતે એકાએક તોપના-જબરા મારાના રક્ષણ તળે સરસ્વતી નદી ઉતરી નજીફઅલીખાનના લશ્કર ઉપર છાપો મારી તેને હરાવ્યું. **ત્રીકમદાસે આ લડાઇમાં પોતાની પાગાહ સાથે ચડી મર્દમી ભર્યો ભાગ લીધેલો** આ ફતેહના ખબર વડોદરે જતાં શ્રી. ગોવીંદરાવ મહારાજા સા. ઘણું પ્રસન્ન થયા અને મામાને હાથીનું તથા **ત્રીકમદાસને પાલખી ચોબદાર તથા તેને અંગે રૂા. ૬૭૨ ની આસામીનું ઈનામ એનાયત કરી** શ્રી. હજુરથી શાબાસી પત્ર આપ્યાં.

શ્રી મહાલસા કાંત.

સીકો..

આજ્ઞાપત્ર સરકાર રાજશ્રી ગોવીંદરાવ સેનાખાસખેલ સમશેર બહાદુર તા. **ત્રીકમદાસ ભવાનીદાસ મેહેતા** સા. ખસસતીસેન મયા .વ અલફ **સરકાર ચાકરીચે ઉપયોગી એકનિષ્ઠ જાણુન** કૃપાવંત હોઉન પાલખી દીલી અસે તરી યાંચે અનુભવ ઘેઉન સરકાર ચાકરી એકનિષ્ઠપણે કરીત જાણે જાણીજે છ ૧૧ માહે જમાદીલઆખર

**મોરતબસુદ**

શ્રી મહાલસા કાંત.

સીકો

શ્રી રાવશ્રી ગોવીંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર વા. ત્રીકમદાસ ભવાનીદાસ મેહેતા જત તમો અરજદાસ્ત

લખી તે પાહતી ને. શરવે હકીકત કરૂણાશંકરના ગુજારતે માલમ થઇ તમો પત્રમાં પણ લખેલ તેથી સરવ ધ્યાનમાં આવ્યું. **તમો સરકારના કદીમ ચાકર ભરૂસાના છો** તમો ચાકરી કરતા આવ્યા છો તે પ્રમાણે રાજશ્રી ગોવીંદ ગોપાળ એમને વિચારે કરતા જાજો.. નજીફઅલીખાનની ફોજનું વર્તમાન પરાગંદા થયાનું તથા પછી ભાગે છે તે પણ જાણ્યું તેની તજવીજ પોકતપણે રાખજો બીજું સરવે કરૂણાશંકર લખશે તેથી માલમ પડશે. સં. ૧૮૫૧ ના પોસ સુદ ૩ દીને જાણીજે ૭ ૨

**મોરતબસુદ**

---

રાજશ્રીયા વિરાજીત રાજમાન્ય રાજશ્રી ત્રીકમદાસભાઈ સ્વામીચે સેવેશી પો. **બાબાજી આપાજી સા. દંડવત** વિનન્તી ઉપરી યેથીલ કુશલ જાણુન સ્વકીય કુશળ લિહિત જાવે. વિશેષ ...... અગત્ય ધરૂન સદરહુ પ્રાં. ઐવજ પાર પાડુન દેઉન નરશી પારેખયાંચે નાંવે પાવતી પાઠવાવી. હે કામ તુમ્હી કળકળીને જરૂર કરાવેં ... લશ્કરાંત માકુલ માણુસ લિહાવયાસ તુમ્હી આહા ત્યા અર્થી હરએક વિષયી વાકડે પડુંન દ્યાવે ... તરીયાચા ઉલગડા કરૂન દ્યાવયાચે તુમ્હાકડે આહે, સુજ્ઞાપ્રતિ વિશેષ કાય લિહિણેં હે વિનંતી.

કાર્તિક સુદ ૫ સંવત ૧૮૫૪ મુ. અકાલા નજીક જુનાગઢ

---

**શ્રી શંકર.**

રાજશ્રીયા વિરાજીત રાજમાન્ય રાજશ્રી ત્રીકમદાસ સ્વામીચે સેવેશી **પો. ય્યરાવજી આપાજી સા. દંડવત** વિનંતી ઉપરીયેથીલ

કુશળ જાણોન સ્વકીય કુશળ લીહિત જાવે. વિશેષ તુમ્હી કૃપા કરૂન પત્રે એકદોન પા. તે પાવલી લીહીલા મજકુર સવિસ્તર કળલા વ રાજશ્રી કરૂણાશંકરજી યાંસ લીહીલે ત્યાંનીહિ સાદ્યંત તુમચા લીહીણ્યા પ્રા. સા. ત્યા વરૂન બહુત સંતોષ જાહલા યાચ પ્રકાર સદૈવ પત્રી સાંભાળ કરાવા સીમે વિસીચા મારા કળલા ત્યાચા બંદુબસ્ત સરકારાતુન કરૂન દ્યાવા મ્હણજે ગુંતા પડનાર નાહિ મ્હણોન લીહીલે ત્યાંસ કડીચી મોહીમ ઉલગહુન કાઠેવાડાંત ચાલીલે મ્હણજે સરકારચી પત્રે ઘેઉન પાઠું. તુમ્હી આમચ્યા કામાસ દીકત કરનાર નાહિ હિ ખાતર જમા આહે. ચંદ્ર ૨૧ જા. અવલ બહુત કાય લીહોણ્યે લોભ કરાવા હે વિનંતી......

---

ત્રીકમદાસને સાત પુત્રો મનહરદાસ, રસીકદાસ, ગવરીદાસ, રંગીલદાસ, કાશીદાસ, માણેકલાલ તથા રેવાશંકર અને એક પુત્રી એમ સંતતી હતી, તેમાં પહેલા બેને તો જુનાગઢમાં ઇજત કાનુની ચાકરીનો યથાયોગ્ય યોગ થઇ આવેલ તેથી એ બેમાંથી કોઇએ વડોદરા તરફની ઇછા ન કરતાં ત્રીજા પુત્ર ગવરીદાસને પોતાની સાથેની કામગીરીમાં ત્રીકમદાસે પહેલેથી સામીલ રાખ્યા હતા. આ વખતે ગવરીદાસનું વય આશરે વિશેક વર્ષનું થયેલ ( તેનો જન્મ સંવત ૧૮૨૦ માં થયો હતો ). તથા આટલી ઉમરમાં તેઓ સમજુ, સાવધાન, ભડકમાર હતા એટલુંજ નહિ પણ તેને હીંદી, ફારસી, ઈત્યાદી ભાષાના જ્ઞાનનો સંચય પણ પરિપક્વ થયામાં આવેલ હતો એટલે પોતા પાસે હરેક કામમાં પેવસ્તીની શરૂવાતથી વાકફગારી મેળવવા ત્રીકમદાસે રાખેલા તે

દહાડે દહાડે સર્વ મામલો તેને હાથ આવતો ગયો અને સરકાર તથા દોલતનાં માણસો, સરદારો તથા કાઠીયાવાડ પ્રાંતના મોટા છોટા ભૂમીઆ ભૂપાલોમાં અચ્છી તરહથી મીલાવટ પામવા લાગ્યા. મોટાં મસલતી જે જે કામો હતાં તેની માત્ર ત્રીકમદાસ જાતે સંભાળ રાખતા બાકી ગવરીદાસ કુલ કચેરીમાં યથાસ્થિત સંભાળી ચલાવતા તેના ઉપરાંત સંવત ૧૮૫૩-૫૪ થી રંગીલદાસ પણ લશકરમાં પીતાશ્રી ત્રીકમદાસ પાસે રહી વાકફગારી મેળવવા લાગ્યા હતા. તે પણ પરમ વિચિક્ષણ, વિદ્વાન અને કવિ હતા તથા ફારસી ભાષા ઉપર ઇરાની લોકો જેટલોજ તેનો કાબુ હતો.

પાંચમા પુત્ર કાશીદાસ ઘરના સુખી તથા પોશાક પ્હેરવા ઓઢવામા ઘણા શોખીન હતા. તેઓને કાંઇ પ્રજા નહતી તેથી બીજા લોભમાં ન પડતાં પરગણાં ઇજારે રાખી આનંદમાં જીવન ગાળતા તેની માફક માંણેકલાલ પણ તાલુકા તથા મહાલો ઇજારે રાખી પોતાનો નિર્વાહ કરતા અને આ રીતે તેણે ઘણું દ્રવ્ય સંપાદન કરેલું તથા ગીરને નાકે આવેલો **શ્રી. સરકારનો ધારી મહાલ તેણે એવો આબાદ કરેલો કે અદ્યાપી તે " માણેકલાલની ધારી " એ નામથી ઓળખાય છે.** તે શરીરે કાઠાવાળા તથા આહારે પણ જબરા તેમજ શકતીવાન પુરૂષ હતા. છેલા પુત્ર રેવાશંકર, રંગીલદાસ માફક કવિ હોઇ ફારસી, વ્રજ, મરાઠી તથા ગુજરાતી ભાષા તેમજ પિંગળશાસ્ત્રમાં પ્રવિણ હતા. તે સાથે તેઓ મુત્સદ્દી પણ પુરા હોઇ નોકરી કરતે જુનાગઢના મ્હુ. નવાબ સા. હામદખાનજીના દીવાનપદ સુધી પહોંચેલા.

આ પ્રમાણે સાતે પુત્રો સકરમી હોઇ ત્રીકમદાસ પુરા ભા-ગ્યશાળી હતા. તે પોતે ગાય છે કેઃ—

### રાગ બીહાગ કે મારૂ.

આઇ મતરે લેણું તે શ્રી લક્ષ્મીવરનું
આગેના અવગુણ વિમારી કલેવર આપ્યું નરનું
વૈષ્ણવ કુળ બ્રાહ્મણ ભૂતળમાં પ્રાકટ્ય પરબત વરનું
સંતત, સંપતિ પુન્ય પ્રતિષ્ઠા દાન ગુંસાઇ કુંવરનું
વળી વિશેષે સુંદર સેવન શ્રી મન્મુરલીવરનું
(છતાં) ત્રીકમદાસ વિમુખ જો હરિથી ધિક આયુષ્ય અમરનું

---

રેવાશંકર લખે છે કે— (**ચંદ્રાવળા**)

પાલખીપદ પર્યંત પ્રતિષ્ઠા આકૃતાળી અધિકારરે
ચોબદારને ચમર ચલાવે સો ઘોડે સરદારરે
સો ઘોડે સરદાર સદાએ, મહીપત આગળ વેણ મનાએ
નિત્ય નેમપર પુર્ણ નિષ્ઠા પાલખી પદ પર્યંત પ્રતિષ્ઠા

... ... ... ... ...

વળી સાતે સુત સકરમી સારા સરકારે મનાએરે
મોટા મહીપતીઓ માઝા રાખે નામચીન કહેવાએરે

... ... ... ... વીગેરે

ઘર સેવા વૈભવ વધાર્યો રિધ્ધિ સિધ્ધિનો નહિ પારરે
રૂપુ સોનું હીરા માણક મોતી જડાવના હાર
મોતી જડાવના હાર તે ઝાઝા મંદીર મરજાદાની મોટી માઝા
આવી સંસારમાં ફેરો સુધાર્યો ઘેર સેવા વૈભવ વધાર્યો

ત્રીકમદાસ સંબંધે બારોટ લોકોએ કવિત જોડેલાં કેઃ—

નાગર નખુમાંય સમાત્રી નવે સોરઠ
ગઢપતિ ફેરા ખાય ડેરે ત્રીકમદાસને

---

ત્રીકમદાસ તપ કીયો સાતે પુત્ર સમાસ
પ્રસણા જળે કવિ પાલત્રે દીડે ગવરીદાસ

---

સરખા તપ તેજ કરમીવટ સોગત, શામ ધરમી નીત્ય કરે સમાસ
અરજો કરે ભૂપતિ ઉભા ડેરે થારે ત્રીકમદાસ
સકજા પુત્ર મનોહર સરીખા, લખણ બત્રીસ વિદ્યા સત્રલાસ
બોતેરકળા પ્રવિણ બરાઝકય દાસ રસીકને ગવરીદાસ

---

એવા ત્રીકમદાસ પ્રતાપી ને નસીબદાર હતા છતાં મનમાં જરાએ અભીમાન ન લાવતાં પોતે પરિપૂર્ણ ભગવદ્ ભકત હોઈ પોતાનાં અને પોતાની પ્રજાનાં પ્રાક્રમીપણાને પ્રભુ કૃપાનું ફળ માની સંતુષ્ટપણે રહેતા. એક બાજુ સરકાર ચાકરી જેમ દીલ દઇ કરતા તેમ બીજી બાજુ હેતે જીવે કથા, કીર્તન, સેવા કરવા ઉપરાંત પોતે હીંદી, ફારસી ભાષામાં નીપુણ હોઇ " શ્રી ઠાકોર લીલા " " રૂકમીની બ્યાહ " અને ગુજરાતીમાં પર્વત-પચીશી વીગેરે ભગવત્ ગુણાનુવાદનાં કાવ્યો રચેલાં તે સીવાય પરંપરાગત થી કૃષ્ણ ભકિતના રંગમાં બાલ્યાવસ્થાથીજ રંગાયેલા હોઈ પોતાનાં અંતર્ગત પ્રેમલક્ષણા ભાવદર્શક ઘણાં છુટક પદો પણ શ્રી કૃષ્ણ લીલાનાં બનાવ્યાં છે. આવી રીતે લૌકીક ભેગુંજ તેનું અલૌકીક સાધન પણ નિત્યમેવ રહ્યા કરતું.

વેશવ પ્રમાણે નવ વિધાએ જ્ઞાનાતાની વાતરે
પૂજા અર્ચા કરે પ્રેમથી હરિ ચરચા દિન રાત
હારે ચરચા દિન રાત તે ચાલે ગળે માળ તુલસીની ધાલે

... ... ... ... ...

શ્રી ડાકોર દેવની સેવ બહુ કરે અહરનીશ એની આશરે
કીર્તન કથા કાવ્યો ઘણી કીધી સરવ સું ... સુખ...

... ... ... ...

સદા સરવદા છે, શ્રી શરણે જાણજો મરન જન
જન્મ થકી તે અંતજ સુધી હ... ભજનમાં મન
હરિ ભજનમાં મન તેં રાખ્યું મહાપ્રસાદ વિણ અન્ન ન ચાખ્યું

... ... ... ... ( રેવાશંકર ).

ત્રીકમદાસ વિગેરે ભાવિક લોકોનું એક ભજન મંડળી હતું તે એક અમુક જગ્યાએ એકઠું થઇ નરસીંહ મેતાજીના પદ કીર્તનો ગાઇ ભગવત ગુણાનુવાદ કરતું. પછી આ મંડળી ભજન કીર્તન કરવા માટે એક જગ્યા વિસળવાવ ઉપર જુનાગઢમાં બાંધવા વિચાર ચલાવતી હતી તેવામાં ત્રીકમદાસજીને મ્હેતાજી માટે ઘણોજ ભાવ હતો તેને મ્હેતાજીએ દર્શન આપી પોતાનોજ અસલ રાસ ચોરો જ્યાં પોતે કીર્તન ભજનની ધુન મચાવતા તે મૂળ જગ્યાનું એંધાણ દીધું એટલે તે પ્રા. તપાસ કરી શોધતાં ગીચ ઝાડીમાં તે સ્થાન જડી આવ્યાથી ત્રીકમદાસે ઝાડીઓ કપાવી ત્યાં જગા બંધાવી નરસીંહ મહેતાજીની મૂર્તિ પધરાવી તે સ્થળ પ્રસિદ્ધિમાં આણ્યું હતું. તદુપરાંત આ વખ્તે મૂળ પેટલાદના પણ ડાકોરમાં આવી વસેલા અને જેણે શ્રીમત્ વલ્લભાચાર્યજી મહા-

રાજકોટ થઇ ત્રીકમદાસ વડોદરે આવ્યા. ત્યાં અમુક વખત બાદ ઉદરનું દર્દ ફરી વધી જતાં એક વખત રાવ બાબા પોતે જાતે તથા બીજી વખત ખુદ શ્રી. મહારાજા સા. પણ સર્વ મંડળ સહીત આવી તબીયત જોઇ ગયેલા અને અવાર નવાર મંગળ સખીદાસ ખાનગી કારભારીને ખબર કાઢવા મોકલતા. પછી પોતે શ્રી. ડાકોર જવા શ્રી. સરકારની પરવાનગી માગતાં શ્રીમંતે તો વડોદરે રહેવા આગ્રહ કર્યો પણ ત્રીકમદાસ ન માન્યા અને કહ્યું કે " ત્યાંહા જાઇશ કામ છે જેનું " એટલે રજા આપતાં ચીરંજીવીઓ સહ શ્રી. ડાકોર જઇ રહ્યા. રેવાશંકર લખે છેઃ—

ગાયકવાડ સરકાર મહારાજ, ગોવીંદરાવજી નામરે
ત્રીકમ તાતની માંદપ જાણી આપ્યાં બહુ ઇનામ
આપ્યાં બહુ ઇનામ તે ઘેર આવી, રાજમંડળને ભેળા લાવી
એ રીતે સરકારમાં લાજ, ગાયકવાડ સરકાર મહારાજ

... ... ... ... ...

અતિ આગ્રહ મહારાજે કીધો રહેવા પોતા પાસેરે
શરીર અશકત દેખીને કહ્યું પણ ન માન્યા ત્રીકમદાસ
ન માન્યા ત્રીકમદાસ તે કેહેતું, કહ્યું જાઇશ કામ છે જેનું
દીવસ થયે માર્ગ ડાકોરનો લીધો, અતિ આગ્રહ મહારાજે કીધો
વડોદરેથી વૈકુંઠવાસી ચાલી ગયા શ્રી ચરણરે
રાજ્ય અધિકાર વૈભવ વિસારી સાહી લીધું શ્રી શરણ

... ... ... ... ...

ડાકોરમાં કેટલાક દીવસ તો આકર્ષણે કરીને પણ મંદિર સુધી તેઓ દર્શન વીગેરે કરવા જઇ શકયા પણ પછી શરીરની

આરીક સ્થીતિ થઇ આવતાં નામસ્મરણ કથા કીર્તન કરતા તથા પોતાના ઈષ્ટ દેવ શ્રી ડાકુરેશ રણછોડરાયને યથા શક્તી વસ્ત્રા ભુષણ ધરાવી નિત્ય મેવા તથા દુધના જુજવા પદાર્થોની સામગ્રી કરાવી સમર્પતા. ત્રીકમદાસને ઉતારે પરમ ભગવદીય ભટજી છોટારામજી જેની માનાગત લેકોમાં શ્રી ગુસાંઈ બાળક જેટલીજ હતી તે ત્રીકમદાસની નબળી તબીયત જાણી ખબર લેવા પધાર્યા ત્યારે ત્રીકમદાસે તે મહાનુભાવનાં ચરણો પોતાની છાતીએ ધરી સન્માન પૂર્વક વિદાય કર્યા.

પછી સંવત ૧૮૫૫ ( મૃગ સાલ ૧૮૫૬ ) ના આસુ માસમાં શરત્પુનમનો મેળો સાલાબાદ પ્રા. ભરાઇ પૂર્ણીમાસહ પડવે ભીડ ભાંગ્યા પછી નાહી દીકરાઓને ટેકે મંદીરમાં જઈ શ્રી ડાકોરનાથજીનાં ચર્ણ સ્પર્શ કરી, દીકરાઓની ભલામણ શ્રી રણછોડરાયજીને દઈ પોતાનું રચેલું નીચેનું સુંદર ભકિતની પરીકાષ્ટા દર્શાવનારૂં પદ બોલ્યા —

## રાગ પ્રભાતિ કેદારો

કર્મ જોગે જાંહાં જાંહાં ફરૂં જાદવા તાંહાં તાંહાં આપની ભકિત દેજો,
કીટ પક્ષી સરી સર્પ નર પશુ વિષે, રખે વિસારો સંભાળ લેજો.
સાધુની સંગતિ સેવ હરિ ભકતની આશ વિશ્વાસ એક ચરણ ચંતે,
વાસના ત્યાગ અનુરાગ નીજ નામનો ધ્યાન ગુણગાન સુખ આદિ અંતે.
વાસ વ્રજ ભૂમીનો દાસ દાસત્વતા, અવર ઇછીત નથી નાથ મારે,
મુકતીને જુકતીના જીવ બીજા હશે ત્રીકમદાસને શરણ તારે.

ઉપરનું પદ પુરૂં થયે પ્રભુની આજ્ઞા માગી ઉતારે આવી પછી દેહ છોડી વૈકુંઠવાસ કર્યો, ત્યારે ઈછારામ ભટજી પણ હાજર હતા, આ સમયનું એટલે કે એક આદર્શ વૈષ્ણવ કેમ પ્રભુ ધામને પામે છે એ સત્ય ઘટના જોઈ તેનું રોમાંચક વર્ણન રેવાશંકરજી નીચે પ્રા. કરે છે—

એજ ભટ ઇછારામજી પોતે ત્રીકમદાસની પાસરે
દેહ મુકતને ટાણે હુતા જાંહાં ધાનો નિવાસ
ધાનો નિવાસ તે જગે શરીર સોપ્યું શ્રીશરણ ત્યાંહાં લગે
**અથા વિમાનસહ ભટજી જોતે એજ ભટ ઈછારામજી પોતે**
પુરૂષોતમ છે એ પૃથ્વીપરે પ્રાણ હરવા વખતરે
પ્રભુના પારષદ પાંચજ આવ્યા નમ્યા જાણી મહા ભકત
નમ્યા મહાભકત તે જાણી ઇછારામથી ઉચર્યાં વાણી
મોકલ્યા અમને શ્રી કમલાવર પુરૂષોતમ છે એ પૃથ્વીપર
ત્રીકમતાતની પ્રક્રમા કરી ભગવત પારષદે બહુરે
હાથ જોડી પધરાવી લીધા ભટજી દેખે સહુ
દેખે સહુ તે નેણે પુત્રોને સંભળાવ્યું વેણે
આવ્યા હતા મુદ્રાને તિલક ધરી ત્રીકમતાતની પ્રક્રમા કરી
ધાના સાંભળો સુત સકરમી તમારા તાતની વાતરે
શા સારૂ સહુ શોચ કરો છો એની અતિશે ખ્યાત
અતિશે ખ્યાત એની ઘણી વધામણી શ્રી ધામ ગયા તાણી
એ પંડ છે ધરતી પરધરમી, ધાના સાંભળો સુત સકરમી

ત્રીકમદાસે પોતે એવી સુચના આપેલી કે જ્યાંથી શ્રી ડાકોર દેવની ધજાનાં નિત્યમેવ દર્શન થતાં રહે તેવી જગે તેને અગ્નિ-

સંસ્કાર કરવો તે પ્રમાણે શ્રી ગોમતીજી કાંઠે તેવી જગ્યા ગોતી તેને ત્યાં અગ્નિદાહ કરી પુત્રોએ તે જગ્યા તથા તેની પછવાડે હાલ જ્યાં ઇચ્છારામજીની બેઠક છે ત્યાં સુધીનો પડતર ભાગ વેચાતો લઇ ત્યાં સ્મારક તરીકે ધર્મશાળા બાંધી અને અગ્નિ સંસ્કાર કરેલ સ્થળ ઉપર ડેરી ચણાવીને અમારા ગોરને દેખ-રેખ રાખવા માટે કૃષ્ણાર્પણ સોંપી. હાલમાં તે ડેરીનો જીર્ણોદ્ધાર કરી તે માંહેલા સમાધના લીંગને મહાદેવ માની તેનું કંઇક નામ પાડી તાજેતરમાં કોઇએ શીવાલય બનાવ્યું છે.

ત્રીકમદાસના વૈકુંઠ ગમન પછી રેવાશંકર દહાડો પાણી વીગેરે ઉત્તર ક્રીયા કરવા દ્વારાજી તથા જુનાગઢ તરફ વળ્યા અને ગવરીદાસ વડોદરે પાછા ફરતાં સાથે રંગીલદાસ પણ ગયા, તથા વર્ષો પાર્જીત રોજગારમાં ત્રીકમદાસ છતાંજ તે સામેલ હોઇ ગ.રીદાસની કારકીર્દીમાં તેનો સમાવેશ થઇ જાય છે તેથી તેમની જુદી જીવનરેખા દોરી નથી. ×

---

× ઉપર લખેલી ત્રીકમદાસની સવિસ્તર હકીકત માટે જુઓ ગુજરાતી પ્રેસે બહાર પાડેલું "ત્રીકમદાસના કાવ્યો અને ચરિત્ર" નામનું પુસ્તક.



# પ્રકરણ ૩

## સંવત ૧૮૫૬ થી ૧૮૫૯

### ૧-સંવત ૧૮૫૬ ગવરીદાસ તથા રંગીલદાસે આબા સેલુકરના પ્રસંગમાં બજાવેલી શ્રી. સરકાર ચાકરી.

સંવત ૧૮૫૫ ની આખરમાં ત્રીકમદાસજી ગુજર્યા પછી સંવત ૧૮૫૬ માંજ શ્રી. સરકારે કૃપા કરી ગવરીદાસ તથા રંગીલદાસની દસ્તગીરી કીધી તથા ધણીને ઇકબાલ પ્રતાપે તેઓની જુજરસી વાકેફગારી ધણીને દ્રષ્ટે આવી પસંદ પડી ચાકરીમાં નીમાણા અને ત્રીકમદાસના ગુજરાન પ્રમાણે સરવ નીમનોક શ્રી. સરકારે ગવરીદાસને નામે કરી આપી તેના હાથે કામ લેવા ફરમાવ્યું તથા આ સાથે ફોજ કાઠીયાવાડ જાય ત્યાર ત્રીકમદાસને લુંટનાર તાલુકદાર પાસેથી તેનું વળતર ગવરીદાસના કહેવા પ્રમાણે કરી લીધા પછીજ તેની ચુકવતી કરવી એવા પણ હજુંરના શીકાપત્ર સુબા ઉપર થએલ.

ઉપર મુજબ શ્રી. સરકાર કૃપા વધવાનો નીચે પ્રમાણે પ્રમાણે પ્રસંગ બની આવેલ:—સંવત ૧૮૫૬ માં શ્રી. પેશ્વા સરકારના સુબા આબા સેલુકર જે અમદાવાદની અમલદારી ઉપર હતા, તેણે કાઠીયાવાડમાં દુભાગા ( ગાયકવાડી અને પેશ્વાઈ ) વહીવટ ચાલતો ત્યારે પેશ્વા ભાગના જમીનદારો પાસેથી ગાયકવાડી ફોજે હમેશ શીરસ્તાના ઘાસદાણા ઉપરાંત કેટલીક બાનો ઉપાડ જારતી કરી અધિક લીધો છે તેની સાલ બ સાલની

લાખોની રકમ લેણી કાઢી, તેની યાદ લઇ પોતે જાતે એ વાતનો ખુલાસો કરવા વડોદરે આવ્યા. તેના સવાલ જવાબની હુતરફી ખેંચતાણ ભારે પડી તે વખતે શ્રીમંત ગોવીંદરાવ મહારાજશ્રીએ રાવબાબા (વડોદરાના દીવાન રાવજી આપાજી) આગળ ત્રીકમદાસનું સ્મરણ કરી તેના ગુજર્યાનો અફસોસ કીધો કે આ પ્રસંગે એની ખરી જરૂર પડ્યાથી તેની ખોટ જણાય છે. હવે તેના પુત્રો આંહીં છે તેઓને વાકેફગારી હોય તો તજવીજ કરો.

આ વખતે ખાનગી કારભારી પા. મંગળસખીદાસ વીગેરે પાસે હતા તેને અને રાવબાબાને ગવરીદાસની જુજરસી નજરમાં હતી તેથી તેઓએ કહ્યું કે અન્નદાતા! અમે તપાસ કરીએ છીએ પછી ઉભયતાએ ગવરીદાસ તથા રંગીલદાસને તેડાવી આબા સેલુકરના સવાલ જવાબ વિશે સલાહ પુછી ત્યારે તે બન્નેએ વિનંતી કરી કે પાર પાડનાર સરકાર સત્તા મુખ્ય છે, બાકી જે આપણા ( ગાયકવાડ સરકાર ) ઉપર લાખોનું લેણું કાઢી તે દાવો લાવ્યા છે તે રદ થઇ, આપણા ભાગના તાલુકાઓ ઉપર પેશ્વાઇ ફોજે વધુ જુલમ કરી વધારે વસુલ લીધાથી આપણું લેણું નીસરશે, તથા તેના સાલ દરસાલની ગામ ગન્નાના આંકડાવાર પકા દાખલા મોજુદ છે. ત્યારે રાવ બાબાએ તેઓની પીઠ થાબડી તે કામ કરી આવવા ફરમાવતા તે દાખલાઓ ઉપરથી દીવસ રાત બેસી બે ભાઇઓએ કાગળો તૈયાર કરી રાવ બાબાને બતાવી ખાત્રી કરી આપી એટલે તેઓને સાબાશી આપી હુજુરમાં તેડી ગયા અને શ્રીમંત મહારાજાસા. ખુદને તે ગાયકવાડ સરકારના લેણાના સામા દાવાની યાદ બ-

તાવી તેથી તે ઘણા પ્રસન્ન થયા અને ફરમાવ્યું કે આબા પાસે રજુવાત કરી આવો અને સવાલ જબાબમાં પાછા હઠશો નહિ.

આ ઉપરથી રાવ બાબા તેઓ બન્ને ભાઇને સાથે લઇને સેલુકર પાસે ગયા અને પ્રથમ તેનો દાવો નજરમાં લઇ કહ્યું જે મુકાબીલ અમારા સરકારનો પણ દાવો છે માટે તમે બેઍ સરકારની ચોખવટ કરી સમાધાન આજ પર્યંત કરવા ધાર્યું તે ઉત્તમ છે. ત્યારે સેલુકરે પુછ્યું કે તમારો ( ગાયકવાડ સરકારનો ) દાવો શું છે ! હોય તો યાદ લાવો. ત્યારે સાથે લઇ ગયેલ યાદ બતાવી અને આબાએ પોતાની યાદ સાથે તે મેળવી તપાસી તો ઉલટું ગાયકવાડ સરકારનું લેણું જાસ્તી નજરે પડયું તેથી ઠંડો પડી ગયો અને મનમાં સમજ્યો કે આમાં સાર નીકળે તેમ નથી. પછી સામું જેઇ રાવ બાબાને પુછ્યું કે આ બેઉ કોણ આસામી છે ! ત્યારે બાબાએ કહ્યું કે ત્રીકમદાસના પુત્રો છે. ત્યારબાદ સેલુકરે કહ્યું કે ઠીક છે, અમે આ બાબત વિષે અમદાવાદ જઇ અમારા માણસને રજુવાતે મોકલશું. પછી એક બે દીવસમાં અમદાવાદ તરફ પાછો વળ્યો.

## અમદાવાદની લડાઇ.

ઉપર પ્રા. ન ફાવ્યો ત્યારે આબા સેલુકરને તો હરેક રીતે શ્રી. ગાયકવાડ સરકાર સાથે બગાડવું હતું એટલે અમદાવાદ વીગેરે રૈયતી મહાલોનો કેટલોક વાંધો કાઢીને તે મજમુ મહાલોમાં ગાયકવાડ ભાગના હીસા ઉપર વધારે જુલમ જેવું-એકેદી કરવા માંડયો ત્યારે તે કોના હુકમથી આવું જોર મારે છે તે બા. પુના તપાસ કરતાં " સહુ સહુનું હોય તેમ ચાલે ચલાવે."

એવો ઉતર મળતાં તથા પુનેથી પણ સેલુકરને તોડવાનો ઇશારો આવેલ તેથી તેને સજા દેવા ગાયકવાડી ફોજ વડોદરેથી મોકલી તેમાં મુખ્ય રાવબાબા પોતે તથા તેની તૈનાતમાં જમાદાર અમીન, શીવારામ, તથા સાબંદી વીગેરે જે હતાં તે ભેળા ત્રીકમદાસના પુત્રોને પણ ચાકરી પાગાહ સુધ્ધાં ફરમાયશ થતાં રંગીલદાસને વડોદરે રાખી પોતાની પાગાહ સાથે ગવરીદાસ તે ચાકરીમાં ગયાં.

ગવરીદાસ લડવે બહુ બાહાદુર હતા તથા લડાઇમાં સેમરનું કડીદાર મારવાડી બખ્તર પહેરતા અને ઢાલ, તરવાર, બંદુક બાંધતા અને મોટા સરદારની પંકતીમાં ગણાતા હતા. અમદાવાદમાં લડાઇ પ્રસંગ ચાલી ગાયકવાડી ફોજે પોતાનો કોટ ગામમાં હતો તેની બારીએથી શહેરમાં પ્રવેશ કરી શહેર હાથ કર્યું અને ભદ્ર ઉપર તોપો ચાલી અને અચાનક રાત્રે હલ્લો કરી દોરડાં બાંધી ફોજ અંદર ઉતરી તેમાં ગવરીદાસ પણ દાંતમાં તરવાર લઇ ભદ્ર ઉપર ચડી જવામાં હતા અને આખર સેલુકર જીવતો પકડાયો. આ લડાઇ મંસલહતમાં ગવરીદાસે ગજા સંપત પ્રમાણે મ્હેનત લઈ પોતાની મુત્સદીગીરી તેમજ સરદારી પેશે જવાંમર્દી પરાક્રમ બતાવેલાં તે રાવબાબા, અમીન જમાદાર વી. ગીણતીના સરદારોને ઠીક વસ્યાથી રાવબાબાએ જેની જેવી મહેનત તેવું શ્રી. સરકાર હજુર લખી જણાવતાં તેના ઉપર સરકાર હુકમે સાબાશી પત્રો લખાઇ આવેલ તેમાં શ્રી. મહારાજા સા. તરફથી ખાનગી કારભારી પા. મંગલસખીદાસનો ગવરીદાસ ઉપર સાબાશી પત્ર આવેલ તે નીચે આપ્યો છે.

## રાવબાબા લશ્કરમાં હોઈ ગવરીદાસ ઉપર ખાનગી કારભારી પા. મંગળસખીદાસનો પત્ર-

સ્વસ્તી શ્રી અમદાવાદ સંસ્થાને સરવે ઉપમા યોગ રાજેશ્રી ભાઇ ગવરીદાસ ત્રીકમદાસ વડોદરેથી લ. પરી. મંગળસખીદાસના જેગોપાળ વાંચજો. અત્ર કુશળ છે ........ સરવે શહેર હસ્તગત થઇ ઢાહી ફેરી ભદ્ર ઉપર તોગો ચાલુ એવું શ્રીમંત બાબા સાહેબે લખ્યું તેથી ઘણી ખુશી થઇ છે. ભાઇ! લોકે યે ચાકરીની શર્ત કરી કસર કોઇએ રાખી નથી સર્વ દોલતના વિભાગી લોક છે. સરવનો મનોરથ શ્રીમંત પૂર્ણ કરશે. **તમો પણ સરકાર ચાકરીમાં કસર રાખી નથી.** સંવત ૧૮૫૬ ના આષાડ સુદી ૧૧ ગુરૂવાર

પછી બંદુબસ્ત માટે કેટલીક ફોજ અમદાવાદ રાખી બાકીનું લશકર વડોદરે પાછું ફર્યું એવામાં એકાએક મંદવાડ થઇ આવી શ્રી. ગોવીંદરાવ મહારાજે કૈલાસવાસ કર્યો અને શ્રી. આણંદરાવ મહારાજ ગાદીનશીન થયાના ખબર ફોજમાં આવી પહોંચ્યા.

---

## ૨-સંવત ૧૮૫૭-૫૮ મલ્હારરાવનું બંડ-કડીની લડાઈ મેવાસી કોળીઓનું ફીતુર વીગેરેમાં ગવરીદાસની ચાકરી.

શ્રીમંત આણંદરાવ મહારાજે જુના કારભારી રાવજી આપાજીનો કારભાર કાયમ રાખ્યો. આથી કાન્હોજી બાવાએ ઉપાડો લઇ રાવ બાબાને ખસેડવા ફીતુર કર્યું તથા શ્રી. મહારાજ આ. ના ભોળપણનો લાભ લઈ થોડા વખત માટે તો રાવજીને

ખસેડી શકયા પરંતુ તેનું તોફાન વિશેષ ન ચાલ્યું અને તુર્તજ હંગામો ફરોનશીન થાતાં શાંતી થઇ સર્વ નિર્ભય થયા અને રાવ બાબાનો વધુ કાબુથી કારભાર એક અખત્યારી થયો.

રાવ બાબાની નિષ્ઠા ધણીની દોલત સુધારવા તરફ હોઇ રૈયતી જોરતલબી સર્વ કામ સરાડે ચઢાવવા સારૂ કાઠીયાવાડ તથા મહીકાંઠાની મુલુકગીરીનો સરકાર નક્ષબર હુકમ બંદોબસ્ત કરવા સારૂ પોતાના નાનાભાઇ બાબાજી આપાજીને એ કામનો કુલ મુખત્યારીનો અખત્યાર સોંપી ફોજ દુશ્મનોને દાબે તેવી તૈનાત કરી આપી તે વખતે કાઠીયાવાડ કામની પૂર્વવત્ નિભાવણી વિષે મોટા બાબા ( રાવજી સા. ) ને ગવરીદાસે વિનંતી કરી બાબાજી સા. ને પોતાની સોંપણ કરવા કહેતાં–મોટા બાબા સા. નીખાલસ દીલના હોઇ સારી ચાકરીની કદર કરવા વાળા હતા તથા સેલુકર સાથેના સવાલ જવાબના પ્રસંગમાં ગવરીદાસની મુત્સદીગીરી તેમજ અમદાવાદની લડાઇ મસલતમાં તેની સિપાહગીરી નજરે જોયેલ તેથી તેના ઉપર ચારે હાથ અંતર કૃપા હોઈ–મોટા બાબાએ એકાંતમાં બાબાજી સા. ને સઘળી વાતથી વાકફ કરી ભલામણ દીધી અને લશકરમાં ભેગું જવા હુકમ કરી ત્રીકમદાસનું વતન વેતન ચાલતું આવ્યા પ્રમાણે ચલાવી કાઠીયાવાડ પ્રાંતનું કામકાજ ગવરીદાસનેજ હાથે લેવા સંબંધી શ્રી. મહારાજા સા. નો સીકા પત્ર ગવરીદાસને નામે કરાવી આપ્યો. તેથી ત્રીકમદાસના વખતની કરજદારીનો તોડ કરવા સારૂ તથા મોટા બાબાની હાજરી પણ ભરાઇ શકાય તે વાસ્તે રંગીલદાસને વડોદરે રાખી, ગવરીદાસે પોતાની પાગાહ

પાલખી સહીત લશ્કર સાથે જવા તૈયારી કરી તથા લશકર ભેગા છાણીયે જઇ પ્રથમ મુકામ કર્યો ત્યાંથી લસકર વિદાય થવા ટાણે ખાસ ડેરે મોટા બાબાએ આવી સહુને રજા આપી તે સમયે ગવરીદાસનું કાંડું બાબાજી સા. ના હાથમાં સોંપી રૂબરૂમાં એટલુંજ બોલ્યા કે–" હજુ તને ( બાબાજીને ) ગવ-
" રીદાસનો પુરો પરિચય નથી; આજ તેની પાછલી ચાકરી
" ઉપર નજર રાખી હું સોંપણ કરૂં છું પણ તેના ગુણો એવા
" છે કે આગળ ઉપર તુંજ તેની સીફારસ મારી પાંસે કરીશ"
એવું કહી વિદાય આપી.

શ્રી મ્હાલસા કાંત.

સાકો

રાજેશ્રી બાબાજી આપાજી ગોશાવી યાંસે અખંડીત લક્ષ્મી અલંકૃત રાજમાન રાજશ્રી આનંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર રામરામ. શુરશન ઇસન્ને મયાતેન વ અલફ પ્રાંત કાઠીયાવાડ શ્રી મુલુકગીરીચે કામકાજ બંદોબસ્ત ગવરીદાસ ત્રીકમદાસ મહેતા યાંચે હાથે સાલાબાદ સરકાર કૃપાવંત હોઉન ઘેત આહેત ત્યા પ્રમાણે મહેતા મજકુરે યાચે બાલાગેશ રાખુન યાંચે હાથે કામકાજ ઘેતજાવે જાણીજે છ ૧૮ માહે સફર

મો.હોર્તબસુદ

શ્રી મ્હાલસા કાંત.

રાજશ્રી બાબાજી આપાજી ગોસાવી યાંસે અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન્ય રાજશ્રી આનંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ

સમશેર બાહાદુર રામરામ સુરસન છસન્ને મયાતેન વ અલફ પ્રાંત કાઠીયાવાડચે નેમણુકી મધ્યે સાલાબાદ ગવરીદાસ ત્રીકમદાસ મહતા યાચે નાંવે વેતન વ ભોજન ખરચ વીગેરે ચાલત આહે તપસીલ......

૧,૭૦ એકુણ સોળાશે રૂપયે વ મ. ૧॥ રુ. ૩॥ ભોજન ખરચ કુળકનીરીત દરરોજ આસામી ૧૦ દહાવ ચંદી ચાલત આહે તપસીલ......વજની પાવણે દોન મણ સાડાતીન શેર યેણે પ્રમાણે મુલુકગીરીચે નેમણુકાત સુદામત પાસુન ચાલત આહે ... મહેતા મજકુર યાસ પાવતે કરણે હીસાબી મુજરા અસે જાણીજે છ ૧૮ અહરા માહે સફર

**મોર્તબસુદ**

---

શ્રી

ચીરંજીવ રાજેશ્રી બાબાજી યાસ રાવજી આપાજી આસીરવાદ ઉપરી યેથીલ કુશળતા છ પાવેતો યેથે યથાસ્થીત જાણોન સ્વકીય કુશ॥ લીહીત જાવે વી. સ. ગવરીશંકર ત્રીકમદાસ યાચી નેમણુક મુલુકગરી કદીમ પેશજી પાસોન આહે ત્યા પ્રમાણે હાલ્લી તુ હા સમાગમે રવાના કેલે આહે યાજ વીશી સરકારચે પત્ર તુમ્હાસ આલાહીદા આહે ત્યા પ્રમાણે ત્યાચી નેમણુક વ ચંદી વીગેરે જે ગસેલ તે મનમલાસીચે યાદી પ્રમાણે પત્ર દીલે આહે ત્યા પ્રમાણે ચાલવાવે, **મશારનીલ્હે વરી લોભ કરીત જાવા યાજ વીસી ૨૦૧ અર્થ ચિતાંત ન આણાવા** તુમચે લીહીણ્યા પ્રમાણે સદરી મેહાસ વિનંતી કરૂન કાગદ પત્ર સરકારચે

દેઉન રવાના કેલે આહે ત્યાચી બરદાસ્ત રાખાવી. મી તુમ્હાંસ સમક્ષ છાણીચે મુકામે આજ્ઞા કેલી આહે વ, હે ભેટ ઘેઉન તુમચે પત્ર ઘેઉન આલે........બહુત કાય લીહીણેં લોભ કર વા હે આશીરવાદ.

---

## મલ્હારરાવનું બંડ.

છાણીથી લશકર દર કુચ ચાલતાંજ મલ્હારરાવ ગાયકવાડ કે જેને કડી વીગેરે બેચાર ઠેકાણાં સારાં જાગીરમાં હતાં તેનાથી સંતોષ ન પામતાં વડોદરાની ગાદીની ચાહના કરી તેણે એકાએક બંડ ઉઠાવ્યું છે એવા ખબર આવતાં પહેલાં તેને મુકાબલે જઇ બંદોબસ્ત કરવા સંવત ૧૮૫૭ ની સાલમાં વડોદરાનો હુકમ સાદર થતાં લશકર કડી તરફ ગયું, તે ચાકરીમાં પણ પોતાના પાગાહ સાથે ગવરીદાસ હાજર હતા. કડીમાં બહુ દહાડા સુધી લડાઇઓ ચાલી પણ મલ્હારરાવનું જોર હઠે નહિ તેથી વધારે કુમક સારૂ સરદાર શીવારામ જગદીશને તેના તોપખાના સુધ્ધાં મોકલ્યા તે પણ ફુટી જઇ મલ્હારરાવજીને મળી ગયા અને મલ્હારરાવને કહ્યું કે–હું તારે ત્યાં આવ્યો એટલે વડોદરા આવ્યું એમ ગણી રાખ–આ રીતે મલ્હારરાવનું પડ બળવાન થયું.

## નામ. કંપની સરકાર સાથે કરાર.

બીજી બાજુ વડોદરામાં આરબ લોકો જો કે ઘણા હતા તો પણ સ્વભાવે મનસ્વી હોઇ જોર મારી ગયેલા તેથી તેઓને કડી મદદે જવાની ફરમાયશ થતાં શ્રીમંત મહારાજ સા. ના રક્ષણ

માટે વડોદરે પોતાની જરૂર છે—આમ ધ્હાતું કાઢી તેઓ ગયા નહિ. આ રીતે સંવત ૧૮૫૮ સાલ પર્યંત કડીમા લડાઇનો મામલો જારી રહ્યાથી શ્રીમંત પેશ્વા સરકારની મદદ માગી તો ત્યાંથી પણ કોઇ આવી શકે એવું લાગ્યું નહિ તેથી તથા મલ્હારરાવ ખુદ નામ. મુંબઇ સરકારની ફોજની મદદ લેવાની મસલતમાં છે એવા ખબર રાવબાબાને મળ્યા ત્યારે મીર સા. ને મુંબઇ મોકલી નામદાર કુંપની સરકાર સાથે સલાહ કરવા ઇછા જણાવી. આ વખતે નામ. કંપની સરકાર પણ પોતાના લાભાર્થે કોઈ પણ દક્ષીણી દરબારમાં પોતાનો પગ કરવા તક જોતી હતી તેથી ખુદ નામ. ગવર્નર ડંકન સા. ખંભાત આવ્યા એટલે વડોદરેથી રાવબાબા ત્યાં ગયા અને નામ. ડંકન સા. ને મળ્યા. ઈંગ્રેજી પલટણો ચાલુ મદદમાં રાખવી અને તેના નીમનોક ખરચમાં શ્રી. ગાયકવાડ સરકારે અમુક મહાલો આપવા એવો ઠરાવ કરી તેની ટ્રીટી કલકત્તેથી મંજુરી મળવાની શરતે કરી નામ. ડંકન સાહેબે મુંબઇ જઇ કર્નલ આલેકઝાંડર વાલકર સા. ને પલટણો સાથે કુમકે મોકલ્યા એટલે તેને બાબજી સા. ની મદદે મોકલી રાવબાબા વડોદરે આવ્યા.

આ પછી કડીમાં લડાઇનો મામલો જરા સારો ચાલ્યો પણ આખર ઈંગ્રેજી મસલહતે ફતેહ થતાં કડી વીગરે મલ્હારરાવની જાગીર શ્રી. સરકાર હસ્તગત થઈ તથા મલ્હારરાવને રહેવા મકાન નડીયાદ આપી ઈંગ્રેજી ફોજે વડોદરે આવી કાંપ બાંધી તથા બાબાજીના ફોજને લોદાર છાપરીયાના મેવાસી કોળીઓએ માથું ઉપાડી હંગામો કરેલ તેની સજા સારૂ જાવું થયું અને

તે ફીતુરને દાબી તેનો બંદોબસ્ત કર્યા બાદ મહીકાંઠાની મુલક્‌ગીરીનું કામ ઉકેલ્યું. આ પ્રમાણે સંવત ૧૮૫૯ ની સાલ વ્યતીત થઇ તેથી તે સાલમાં પણ લશકર કાઠીયાવાડ જઇ શકેલ નહિ.

આ મેવાસી કોળીઓ સાથેની આગલોળ પાડીયાની લડાઈમાં પણ ગવરીદાસ ફૌજ ભેગા હતા તેને એક ગોળી છાતીમાં ઠંડી અને બીજી જમણા હાથનો અંગુઠો તોડી લાગેલ હતી. મલ્હારરાવનાં કડીનાં ફીતુરમાં એક જાણવા જેવું એ બન્યું કે વીજાપુર થાણદાર વીઠલરાવ દેવાજી ( જેઓ આગળ ઉપર મુલુકગીરી સરસુભા થઇ ઠેઠ વડોદરાના દીવાનપદે પહોંચેલા ) તેને અને ગવરીદાસને વારંવાર મળવું થઈ એક સાથે લડાઇમાં ચડવા ઉતરવાનો યોગ થઇ આવતો, આથી કરીને એ બન્નેનો એક જીવ થઇ ગયેલો.

ઉપર લખ્યું તેમ કાઠીયાવાડની કામગીરી બંધ રહ્યાને કારણે કરજદારો રંગીલદાસને મુંઝવે નહિ એ વિષે વિનંતી કરતાં બાબાજી સાહેબે રાવબાબા ઉપર ભલામણ લખતાં રાવબાબા બોલી ઉઠયા કે " જુઓ, અમે કહ્યું તેમજ થયું, હવે અમ ઉપર ગવરીદાસની સીફારસ આવવા માંડી છે " એમ કહી પોતે સુરત રાખતા. રંગીલદાસે પણ તે દીવસનું ખર્ચ પરબાર્યું નીકળે તે માટે ધોળકાનો ચબુતરો ઇજારે રાખેલ હતો ( આ વખતે ધોળકા શ્રી. સરકાર હસ્તક હતું ).



# પ્રકરણ ૪

## સંવત ૧૮૬૦-૬૧-૬૨

### ૧-સંવત ૧૮૬૦ મલ્હારરાવનું કાઠીયાવાડમાં બંડ અને આખર તેનું પકડાવું વીગેરેમાં ગવરીદાસની ચાકરી.

મેવાસી કોળીઓના હંગામમાં પોતાને હાથે ગોળી લાગ્યા સબબ તે બીમાર થયાથી તથા ઘેર ગયે પણ પાંચ-છ વર્ષ થઇ ગયેલ અને વળી પોતાના મોટા પુત્ર ગુલાબરાયની વહુનું સીમંત તેમજ જુનાગઢની નાગરી નાતમાં વિવાહ થતા હતા તેથી ગવરીદાસે ઘેર જવા રજા માગી ત્યારે બાબાજી સાહેબે તુર્ત આવવા તાકીદ કરી રજા આપી,

### ગવરીદાસ વિરૂધ ઇર્ષાળુઓની ખટપટ અને તેમાં તેઓને નિષ્ફળતા.

અત્યાર સુધી બાબાજી સા. પાસે ગવરીદાસનો એક હસ્તી કારભાર હતો તે મહીકાંઠાના જમીદારોને રૂચતું નહિ. આ વખતે વસોવાળા દેસાઇભાઇ ( જેને તેના પીતા રામદાસ દેસાઇ નીભાવણી અર્થે બાબાજી સા. ને સોંપી ગયેલ તે-આ દેસાઇભાઇ ઢસા-રાય સાંકળીવાળા દરબારના વડવા થાય ) તથા અમદાવાદી નાગર માધવરાય ખુશાલરાય ( જેઓને જુનાગઢ રાજ્યમાંથી ખારજ કરી તેનો ગીરાસ જપ્ત કરેલ તેથી પોતાના જુનાગઢના ગીરાસના ખુલાસા માટે બાબાજી સા. ની કુમકની ઉમેદે લશ-

કરમાં આવી રહેલ તે ) એ રીતે બન્ને ઇસમો ફોજમાં હતા તથા બન્ને પોતાના રોજકની તદબીરમાં હતા તેવામાં ગવરીદાસને ઉપર જણાવેલાં કારણોસર ઘર તરફ જવાનું થવાથી તથા ધોળકાનો ચબુતરો રંગીલદાસે ઇજારે રાખ્યાથી તે પણ લશકરમાં અવેજી આવી નહિ શકયાથી, મેદાન ખાલી જોઇ, તક સાધી માધવરાયે દેસાઇભાઇ ( જેઓને થોડી વિદ્યા હતી ) તેને સમજાવી પોતાના મુનીમ તરીકે રાખી કામ ચલાવવા માંડયું. તેઓનો ઇરાદો તો ત્રીકમદાસના પુત્રોને એ કામપર પાછા ન ચડવા દેવાનો હતો પરંતુ તેમાં ફાવ્યા નહિ કારણ કે સંવત ૧૮૫૪ પછી ઠેઠ સંવત ૧૮૬૦ સાલે કાઠીયાવાડની મુલુકગીરી શરૂ થતાં પ્રથમ પાટડી તાલુકાની ચુકવતી ન થઇ શકી અને મોરચા માંડવા પડેલ ત્યારે તેજ ઘડી બાબાજી સા. જેની ગવરીદાસ ઉપર પુરી મહેરબાની હતી તેણે પત્ર લખી ગવરીદાસને ઘેરથી તેડાવ્યા એટલે તે આવી હાજર થયા અને જે માણસો પોતાની ગેરહાજરીમાં પેસી ગયેલ તે ફરી જોર ન મારે તેટલા માટે રંગીલદાસ ( જેઓ સદ્‌ભાગ્યે આજ અરસામાં ટ્રીટીની રૂએ ધોળકા મહાલ નામ. કંપની સરકાર હસ્તક સોંપાયાથી ત્યાંના ઇજારાનું કામ આટોપી છુટા થયા હતા ) તેને તેડાવી બન્ને ભાઇઓ એકસલાહે બાબાજી સા. ની કૃપાથી દરકી કામ કુલ એકદસ્તીથી પાછું હાથ લાવ્યા અને આગળ રામદાસ દેસાઇ અને ત્રીકમદાસને ઘરવટ જેવો સબંધ હતો તેને લઇ સાફ ચીતથી વાતચીત થઇ ખુલાસા થતાં દેસાઈભાઈ અને ગવરીદાસ વચ્ચે તો અંતરાય રહેવા ન પામ્યો અને બન્ને સાથે રહી કામ

કરવા લાગ્યા. માત્ર માધવરાયને અદાવત હતી પણ તેની તો કામકાજમાં દખલ ન રહી.

## કાઠીની મદદથી મલ્હારરાવનો હંગામો.

સંવત ૧૮૫૪ પછે અમદાવાડ, કડી મેવાસી કોળીઓ વીગેરે હંગામાને લીધે કાઠીયાવાડની જમે ૭ ૭ વરસની ચડી ગયેલ તેનો તાલુકદારોને પણ પુરો બર થઈ જાતાં જગે જગે તોપો માંડવી પડે વસુલ થાય તેમ હતું. પાટડીનું ચુકવણું થઈ વઢવાણ આગળ લશકર આવેલ ત્યારે ત્યાં પણ મોરચા બાંધવા પડેલ તેવામાં મલ્હારરાવે નડીયાદથી ભાગી લશકરને ભેગું કરી કાઠીયાવાડમાં ઉતરી કાઠી માત્રા નાજાણી વી. ને પેટામાં લઇ બંડ મચાવ્યું તેથી તેને સજા દેવા કેટલાક સરંજામ સાથે વિઠલરાવ દેવાજીને તથા ગવરીદાસને જવા બાબાજી સાહેબે હુકમ કર્યો. વીઠલરાવ દેવાજીએ ધારી લઇ પુંઠ પકડી સાણર કુંડલા પાસે મલ્હારરાવને હરાવ્યા પછી મલ્હારરાવે પાછું થોડું ઘણું લશકર એકઠું કરી શેત્રુંજા ઉપર પડાવ નાખી સામનો કરવા ધાર્યું. વિઠલરાવ દેવાજી ફોજ સાથે શેત્રુંજે ગયાં તો શત્રુનો મોટો જમાવ જોયો. ડુંગર ઉપરથી દુશમનોએ બંદુકનો મારો ચલવ્યો અને ગાયકવાડી ફોજ થોડી હોઇ આટલી ફોજ સાથે લડાઇમાં ઉતરવું સલામતી ભરેલું નથી એમ પોતાના લાગતા વળગતા કાઠી ભૂમીયાઓ જે ભેગા હતા તેણે કહી ગવરીદાસ વીગેરેને રોકવા માંડયા પણ ગવરીદાસે તેઓનું ન માનતાં વીઠલરાવ દેવાજીને આગળ ઝંપલાવતાં જોઇ પોતે પણ ખુલી તરવારે સાથે જઈ પુરપાટે ડુંગર તરફ ફોજ સાથે ધસારો કર્યો અને

જો કે દુશમનોની ગોળીઓનો તામીરો થયા કરતો હતો છતાં ન ડરતાં ગોળીઓના વરસાદ વચ્ચે વીઠ્ઠલરાવ દેવાજી તથા ગવરીદાસ ફોજ સાથે ડુંગર ઉપર જઇ પોહોંચ્યા અને મીંગાણું થયું તેમાં માત્રા નાજાણી વીગેરે જીવ લઇ નાઠા અને મલ્હારરાવ જે પા-લખીમાં બેસી ભાગતા હતા તેને વીઠ્ઠલરાવ તથા ગવરીદાસે ઘેરી લીધા અને તેને હાથ કરી બાબાજી સા, પાસે આવી પહોંચ્યા. આ લડાઇમાં ગવરીદાસને પગના કાંડે નળીમાં ગોળી વાગેલી તથા જ્યારે જખમ રૂઝાઇ સાજા થઇ માથે પાણી નાખવામાં આવ્યું ત્યારે શ્રીમંત સરકાર તરફથી હેમનાં નક્કર કડાં વિગેરે પોષાક તથા આફતાબી વીગેરે બાબાજી સાહેબ તેની રાવટીયે આવી આપી ગયા.

## સંવત ૧૮૬૦ ની મુલુકગીરી-તેની અગત્યતા અને ત્રીકમદાસના ઘરની સરકારે કરેલી કદર.

વઢવાણનું ચુકવણું કરી મૂળ ફોજ સાથે બાબાજી સા. કાઠી-યાવાડમાં ઉતર્યા તથા ઘણા વરસની ખંડણી તાલુકાઓ પાસે રહી તેના તોડનું ચુથાણું ભારે થઇ પડેલ તાલુકદારોને ૭ વરસ ફુરસદ (રાહત) મળ્યાથી હરેક જમીદાર ખુદ્દાર પરંતુ બાબાજી સા. જબરદસ્ત સરદાર તેથી તે સાલમાં હરેક ઠેકાણે-નગર, પોરબંદર, જુનાગઢની વંથલી, જેતપુર વીગેરે તાલુકામાં તોપ જારી રહ્યાથી હરેક તાલુકાની ચડા વરસ સીકેની જમા સુધ્ધાં ચુકવતી-ફેલજ-મીન, આડજામીન સીકે-સરકાર આંકડા પ્રમાણે લીધી. તે વંશ ધણીપણાંની શરતે અભીમાન પૂર્વક બાબાજી સાહેબે ત્રીકમદાસના ઘરનાં નીચે પ્રા. કામ સરકાર નક્કી કરી આપ્યાં તેની તપસીલઃ-

૧ ખાચર કાઠીઓએ ત્રીકમદાસને ( સં. ૧૮૫૫ ) માં લુટ્યા હતા તેની વળતર પાંચાળની ચુકવતી વખતે લઇ ગવરીદાસને અપાવી.

૨ રાજકોટમાં રસીકદાસની રહેણાક હતી તેને રહેજ બહાને રાજકોટવાળે બંદીખાને નાંખેલા તેથી ફોજ સાથે રાજકોટ મુકામ કરી રસીકદાસનો ખુલાસો કરાવી તેના માલનું વળતર દામેદરમ અપાવ્યું.

૩ સંવત ૧૮૫૩ માં રાજ્ય ખટપટને લઇ ત્રીકમદાસને જુનાગઢ છોડવું પડયું હતું જેથી તેના છેલા પાંચ પુત્રોએ ધોરાજી તથા મોટા મનોહરદાસે જેતપુર અને બીજા રસીકદાસે રાજકોટ એમ રહેણાંક રાખેલી. વચમાં સંવત ૧૮૫૪ માં જુનાગઢની રહેણાકનો બંદુબસ્ત થાય તેમ હતું પણ ત્રીકમદાસની ઇછા ન હતી તે પછી સંવત ૧૮૫૫ માં જ્યારે પોતે માંદા થઇ ધોરાજી આવેલા ત્યારે ખુદા. નવાબ સાહેબે દીવાન કલ્યાણ શેઠને ખાસ ત્રીકમદાસને હવાફેર બહાને જુનાગઢ રહેવા આવવા માટે તેડી લાવવા મોકલેલા પણ ત્રીકમદાસે અહેશાન માની ને વાત રૂચતી ન હોવાથી સભ્યતાથી ના પાડી કલ્યાણ શેઠની સારી બરદાસ્ત કરી તેને પાછા વાળેલા. આ રીતે ઠેઠ સંવત ૧૮૬૦ સુધી ધોરાજીની રહેણાક ત્રીકમદાસના કુટુંબની રહેલી પછી સંવત ૧૮૬૦ સાલે બાબાજી સાહેબે પોતે જુનાગઢની ચુકવતી વખતે વચ્ચે પડી ખુદા. નવાબ સાથે સમજાવટ કરી ત્રીકમદાસના ઘરનો પુર્વવત્ જુનાગઢમાં ચાલુ રહેણાકનો

બંદોબસ્ત કરાવી આપ્યો તે અનુસાર બાંહેધરીનાં માણસો તેડવા જતાં અખાત્રીજે ત્રીકમદાસનું કુટુંબ સાત વરસે જુનાગઢ રહેણાકે પાછું આવ્યું.

## ગાયકવાડી ફોજે પહેલીજવાર કાઠીયાવાડમાં ચાલુ રહેણાક રાખી.

ગાયકવાડી મુલુકગીરીના ઇતીહાસમાં આ વર્ષ અગત્યનું છે. સંવત ૧૮૫૪ સાલ પર્યંત શ્રી. ગાયકવાડ સરકારની ફોજ દરવરસ મુલુકગીરી ઉઘરાવવા કાઠીયાવાડ આવતી તે મુલુકગીરી ઉઘરાવી ચોમાસા પહેલાં તુર્ત વડોદરા પાછી જતી આથી કરી વિશેષ બંદુબસ્ત દેખરેખ ન થાતી, તથા તાલુકદારોમાં પરસ્પર કજીઆ ફીસાતું પ્રકરણ ચાલી એક બીજામાં જે જેથી સતાવાન તેની એકેદી હતી તથા કાઠી લોકો ઘણા સરકશ હતા—તે આ વર્ષથી એટલે સંવત ૧૮૬૦ ની સાલે બાબાજી સાહેબે વડોદરે પાછા ન ફરતાં **ફોજ ચાલુ કાઠીયાવાડમાંજ કાયમ રહેવા ઠરાવ્યું તેનું પરિણામ એ આવ્યું કે:**—મોટાં મોટાં સ્વસ્થાનો જેવાં કે જુનાગઢ, ભાવનગર, નગર વીગેરે જેઓ ગાયકવાડ સરકારની ફોજ વડોદરે વળતી ત્યારે તેની ગેરહાજરીમાં પોત પોતાની ફોજ ફેરવતાં ને માંહેમાંહે લડતાં ને ફાવે તે તે તાલુકામાંથી કાંઇ પડાવતા તે બંધ પડયું અને કાઠીઓનાં ટોળાંઓ ફરી જીલે જીલે લુંટફાટ કરતાં તેને સખ્ત સજા પહોંચાડી જેર કર્યાં. નાના ગીરાસ મોટાઓ દબાવી જતા તેમ ગીરાસો લોપાવા બંધ પડયા કારણ કે તેઓની ફરીઆદ બાબાજી સા. પાસે આવવા લાગી એટલે બાબાજી સા. તેમને વાજબી ઇનસાફ દેતા—

આ પ્રમાણે જર જમાની સુદ્ધાં એકદસ્તી એકજ સરકાર અમલ સર્વ ઉપર દબાવ રાખી યથાયોગ્ય જમાવ્યો—કાયમ કીધો બાબાજી સા. નો રૂવાબ એવો પડતો કે તે બા. નો એમ કહેવાતું કે—"બાબા, તારી બકરીનો કોઇ ન ઝાલે કાન" (આ ઉપરથી તો સા. કવી દલપતરામભાઇએ તે કહેવત નામ. ઇંગ્રેજ સરકારના એકદસ્તી અમલ વિષે વાપરી છે કે—" દેખ બીચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન "—આનું મુળ ઉપરની બાબાજી વિષેની કહેવત લાગે છે )-આથી કરી સૌ રજવાડાએ પોત પોતાની હદમાં રહી વાજબી રીતે વર્તવા શીખવા માંડયું અને બાબાજી સા. ના લશકરમાં તેઓના વકીલો પણ રહેવા લાગ્યા હતા.

શ્રી મ્હાલસા કાંત.

## સીકો

શ્રીમંત રાવશ્રી આણંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર—વી. ગવરીશંકર ત્રીકમદાસ તથા રંગીલદાસ ત્રીકમદાસ જત તમે વડીલો પાર્જીત કદીમ સરકાર ચાકર શીરસીરે ચાલતાં તમે ઉભયતા સરકાર ચાકરીમાં તે ઉપરાંત તમારી તરફથી ખાતર જમે થઇ **તમારી ચાકરી બહુત પ્રકારે નજરમાં લાવતાં તમારા ઉપર સરકાર કૃપાવંત થઇ આ પરવાનો તમને સાદર** છે તો કાઠીયાવાડ મુલુકગીરીના દફતર દરકની ચાકરી તમે કરજો ને મુલુકગીરી મહાલાનિહાય સરકાર ભા ... દેસાઇ જમીનદારી હકદસ્તુર ચીરડાનું કદીમ તમારૂં છે તે

ઉભયતા વંશપરંપરા ખાજ્ને ભોગવજો લેજ્ને એ દરક તમારો સરકારથી કૃપા કરી ચલવી આપવામાં આવશે તે સીવાય આસામી તથા ગામનું ઇનામ તમને મળશે. કદાચીત તમારા ભાઇબંધો વીગેરે એ દરકનો દાવો તમ સાથે કરી સરકારમાં ફરીયાદ થાશે તો સરકારથી સાંભળવામાં આવશે નહિ તથા મંજુરી નહિ કરે. તમને આ અભયા શાદર છે તથા તમે ઉભયતા ખાતર જમે રાખી સરકાર ચાકરી કરી દરકી વતન ઉત્પન્નનો અનુભવ લેજો. તમને ખાત્રી જમે સાર સરકારથી પરવાનો સાદર કર્યો છે. સંવત ૧૮૬૧ ના શ્રાવણ સુદ ૧ દીને-ચંદ્ર ૨૮ માહે રબીઉલઆખર

---

## ૨-સંવત ૧૮૬૧ બાબાજી સા. સાથે રંગીલદાસની દ્વારકાં યાત્રા તથા તેની સમય સુચકતાથી પાર પડેલ વિકટ મામલો-રાવજી આપાજી સા. નો કૈલાસવાસ.

કૈ. શ્રી. ગોવીંદરાવ મહારાજનો ખાસા કબીલો માતુશ્રી ગેહેનાંબાઇ ગાયકવાડ બયાં સા. ની સ્વારી આ સાલે દ્વારિકાં વીગેરે સૌરાષ્ટ્ર પંચતીર્થીની યાત્રા કરવાને ઇરાદે કાઠીયાવાડમાં લશ્કરના મુકામે આવી દાખલ થતા, દ્વારકાં સુધી બયાં સા. ભેળા છડા પણ ધરાઉ સરંજામથી યાત્રાએ જવા બાબાજી સા. પણ તેયાર થયા અને સાથે માત્ર રંગીલદાસને પોતા ભેગા લીધા અને પોતાની અવજી લશકરના મુખીપણે પોતાના પુત્ર વિઠલરાવ બાબાજીને નીમી સર્વ કામનો હવાલો વીઠલરાવ દેવાજીનાં અખત્યારમાં રાખીને વિદાય થયા.

વિઠલરાવ દેવાજીએ ફોજ સાથે યથાયોગ્ય મુલુકગીરીની સુ-ક્વતીનું કામ ચલાવ્યું. આ ચાકરીમાં ગવરીદાસ ભેળા હતા. આ વર્ષે ફોજને ચુકવણામાં મોરચાગંધી ટંટા બખેડાનો પ્રસંગ ન આવ્યો અને વીઠલરાવ દેવાજીએ જાતે જાહેરદાર રાખી હરેક ઠેકાણાંનો નીકાલ થઇ આવ્યો.

પરંતુ ઓખામંડળ કંટક દેશ તથા ચાલુ દેશાંતરનો માલ ત્યાંના કાબા લોકો જોરદાર તે લુંટી ખાય કારણ કે કોઇનો દાબ જરબ તેઓએ પુરો દીઠેલ નહિ તેથી યાત્રા નીમીત્ત સુબા સા. (બાબાજી) નું દ્વારિકાં આવવું થાંતાં તેનો ડર સહુ કોઇ ખાય તેથી વાઘેર લોકો હકુમતી હોઇ તેની હકુમત સુબાએ રાખવી પણ સુબા વીગેરેએ કરભાર ન આપવો અને વાઘેરોએ સુબા તરફ ફેલ ન કરવો—એવું પરસ્પર બહાંદરી આપી દરતાં યાત્રાનું કામ તો ઠીક ચાલ્યું. તેવામાં એક દીવસ મંદીરમાં બાબાજી સા હરીદાસ કથામાં બેઠેલા ત્યાં કોઇ વાઘેરે પથરા નાંખ્યા તેથી પોતાની તબીયત ઘણી ગરમ થઇ આવતાં વાઘેરોએ દર-વાજા બંધ કર્યા અને પરસ્પર બીગાડ ઉપર વાત આવી. આ વખતે રંગીલદાસ પાસે હતા તેણે કટાકટીનો પ્રસંગ જોઇ પાસે આવી હાથ ઝાલી વિનંતી કરી કે આંહીથી ઉઠી મુકામે ચાલો અને તેઓની બેકેદીનું પુછવાનું હશે તે વચમાં જે (બાંહેદરીના) માણસો છે તે હશુ જોવાશે. આ વાત બાબાજી સા. પણ સમ-જીને ઝટ ઉઠયા એટલે રંગીલદાસ સ્વર્ગદ્વારીની બારી ખુલી હતી તે રસ્તે સુબાને મુકામમાં લાવ્યા અને પછી કુનેહથી કામ લઇ મુળુ માણકને તેડાવી બન્ને બાજુને તાણ ન પડે એવી સમજુતી

ફરી આપી. પછી સ્વારી બેટ જઇ આવી યાત્રામાંથી પાછી ફરી ત્યારે કેટલીક મજલ સુધી વાઘેરો સુઆને વિદાય કરવા આવ્યા અને આર્જવથી રજા માગી ત્યારે મુખીને યોગ્ય પોષાક આપી વિદાય કર્યા. ઉપરનાથી બાબાજી સા. ને રંગીલદાસનો પુર્ણ સંતોષ થયો અને દ્વારકાંવાળાએ પણ જે કર મજમુદારોનો ન લેવાતો તે વિષે વંશપરંપરા ત્રીકમદાસના ઘરનો બેએ ઠેકાણે કર ન લેવો એવો લેખ કરી આપ્યો.

---

...લખતં માણક મુળુ શમૈઆણી જોગ જત મેતા ત્રીકમદાસ ભવાનીદાસનું પેટમાં શ્રી ગોમતીજીની જાત્રાને આવે તે કર હાંસલ માફ કરી આપો છે તે અમારે પાળવું હસ્તે રંગીલદાસ ત્રીકમદાસની મારફત લખી આપું છે. સં. ૧૮૬૧ ના ફાગણ સુદ ૩ માણક સમૈઆ શાદુલાણીનો વંશ ને મેતા ત્રીકમદાસનો વંશ આત્રે તેવું પાળે તે વાતમાં તફાવત પડશે નહિ તે શ્રી રણછોડજીનો કોલ છે.

| | |
|---|---|
| કટારીનું | (સહી) ૧ લી. મેતા મુરારજી વી. અચળજી |
| ચીહન | (સહી) ૧ શાખ જેસાણી વીરાની |

---

શ્રી મહાલસા કાંત

**સીકો**

......શ્રીમાન રાવશ્રી આનંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર—વો. ગૌરીદાસ તથા રંગીલદાસ ત્રીકમદાસ જત

તમારા ઘરનાં માણસ શ્રી દ્વારકાં જાત્રા જાએ છે તેનો કર માફી શ્રી બેટ શંખોધ્ધાર સુધાંત દરોબસ્ત બાબતી સુધ્ધાં નાઘેરના અમલથી ચાલતા આવ્યા પરમાણે નીરંતર તમારા ઘરના તથા તમારા ભાઇ કાશીદાસ તથા માણીકલાલ તથા રેવાશંકર એનાં ઘરનાં માણસ જારે જાતરા જાએ તારે હરહો ઠીકાણાના કર માફી ચાલુ પાલ્યામાં આવશે કોઇ વાતે હરકત થાશે નહિ. આ પત્ર દાખલા સારૂ ભોગવટા માટે તમારે પાસે રાખજો. સં. ૧૮૭૪ સુરસન સમાન અશર મયાતેન વ અલફ જાણીજે ચંદ્ર ૩ રમજાન મોર્તબસુદ

---

બાબાજી સા. ની સ્વારી યાત્રા કરી, ફોજનું પોરબંદર જીલે જાળીયા મુકામ હતું ત્યાં પાછી ફરી અને શ્રી. ઘેનાંબાઇ સા. સૌરાષ્ટ્ર પંચતીર્થી કરવા પધારતાં રંગીલદાસને તેની તૈનાતમાં મોકલ્યા.

આ સાલે વડોદરા દીવાન શ્રી. રાવજી આપાજી ગુજરી જતાં કારભારમાં મુખ્ય નામ સીતારામ રાવજીનું પડયું પણ વિશેષ કર્તાપણું સખારામ ચીમણાજીનું હતું (સખારામ એ સીતારામના નાના ભાઇ થાય અને એ બન્ને રાવ બાબાના ત્રીજાબાંધવના પુત્રો થાય તેમાં મોટા સીતારામને રાવબાબાએ દતક લીધેલ હતા).

આ સાલના ચોમાસે ગવરીદાસ એવું કાંઇ મોટું કામ ન હોવાથી રંગીલદાસને લસ્કરમાં રાખી પોતાના તથા તેના પરિવારને અને કાશીદાસ તથા માણેકલાલને પરિવાર સહિત, નાનાં બેન સુદ્ધાં સાથે લઇ જઇ દ્વારિકાં યાત્રાએ ગયેલા હતા.

## ૬-સંવત ૧૮૬૨ રઘુનાથરાય તથા વ્રજદાસનાં લગ્ન અને બાબાજી સા. વડોદરા દીવાન થયા.

મુલકગીરી વસુલાત વખ્તે આ સાલે વઢવાણના પથાજી ઓલાએ માથું ઉપાડયું એટલે તેની સજા માટે બાબાજી સાહેબે ફૌજ સુદ્ધાં વઢવાણ જઇ મોરચા કીધા. ત્યાં કેટલાક સરંજામ સાથે વડોદરેથી સીતારામ બાબા પણ આસીસ્ટંટ રેસીડંટને લઇ આવી પહોંચ્યા, તેમાં બે હેતુ હતા-એક તો ફૌજને મદદ દેવાનું અને બીજું વડીલ (બાબાજી)ને વડોદરાનો કારભાર સંભાળવા વિષે વીવેક કરી સલાહ પર્યાણ કરવાનો હતી અને વળી બેચરાજીની માનતાનું પણ કામ હતું પણ સીતારામ બાબાની તરેહવાર પ્રકૃતિને લઇ ઘરસલાહે ઘાટ બેસે તેમ ન હતું તેથી ઘટારથ ઉતર દઇ તેને બાબાજી સાહેબે વિદાય કીધા.

વઢવાણ મુકામે ચુકવતીમાં જરા વિલંબ લાગ્યાથી જુનાગઢના રણછોડજી દીવાન કંઇક લશકર લઇ નજીકના તાલુકા ઉપર જોરતલબી ચુકવતી કરવા નીકળેલ. તે વાતના શ્રી. સરકાર ફૌજમાં ખબર પડયા એટલે વીઠલરાવ દેવાજીને કેટલોક સરંજામ તથા ચાકરીમાં રંગીલદાસને સોંપી જુનાગઢ ફૌજ સામે મોકલ્યા તેથી રણછોડજી પાછા ફર્યાં અને તાકીદે કુચ કરતા રસ્તાના જાણકાર તે આડે રસ્તે થઇ જુનાગઢમાં પેસી ગયા. પછી તેજ સરંજામથી બાબાજી સા. નો હુકમ મેળવી કાઠીયાવાડ, સોરઠ, બરડાની ચુકવતી ઘણી ખરી પાર પાડી વીઠલરાવ વઢવાણમાં ફૌજ ભેગા થઇ ગયા. ત્યાં વઢવાણનું પણ ચુકવાણું આખર થયું.

આ સાલે જુનાગઢની નાગરી નાતમાં વિવાહ હતા સબબ ગવરીદાસના બીજા પુત્ર રઘુનાથરાય તથા રંગીલદાસના પુત્ર વ્રજદાસ એ બન્નેનાં લગ્ન કરવા પ્રથમ રંગીલદાસને જુનાગઢ મોકલવા અને લગ્ન ઉપર ગવરીદાસે પોતે ઘેર જવું એમ ધારી રજા માગી ત્યારે બાબાજી સા. એ વિવાહના ઇનામની સહુ વચે પ્રસિધ્ધ ચીઠી તથા બેયે ભાઇઉને શાલ જોટાઓ આપી કચેરીમાં લાજ પ્રતિષ્ઠા વધારી સન્માનથી સમાધાન કર્યું.

## રેવાશંકર જુનાગઢના કારભારી થયા.

આ વખતે કાઠીયાવાડમાં મોટા તાલુકાઓ પર્યંત માંડે ખાનગીમાં પણ પોતાનાં મોટાં કામનો ફેરબદલો કે એવું કરવાનું હોય ત્યારે લશકરના સુબાના રૂકારથીજ કરતા એવો ક્રમ ચાલવા લાગેલો હતો એમ માલુમ પડે છે તે અનુસાર જુનાગઢના રઘુનાથજી તથા રણછોડજી દીવાન જેઓને સંવત ૧૮૫૮ થઇ કલ્યાણ શેઠનો કારભાર ત્રોડી જુનાગઢનું કામ સોંપેલ તેઓનો કારભાર મોકુફ કરવા ખુદા. નવાબ સા. ને ઇછા હતી અને શ્રી. સરકાર સુબા પણ તેઓથી નારાજ હતા તેથી ખુ. નવાબ સા. ને છાનો ઇખલાસ દોસ્તીનો શીલશીલો દીવાનજી સા. સાથે હોઇ, જો કે પોતાનું લશકર તો ન નીસરી શકે એ શરતે, કોઇ વાતે પોતાની જમે સુબા મંજુરીથી ચાલતી થઇ આવે એવા હેતુથી ખુ. નવાબ સાહેબે સ્વઇછાથી રેવાશંકરને જુનાગઢનું મુખ્ય દીવાનપદ સોંપવા નિશ્ચય કરી લશકરનો રૂકાર લેવા તેને મોકલતાં ઉભયતા ભાઇઉની મદદથી બાબાજી સા. પાસેથી રૂકાર લઇ

રેવાશંકર જુનાગઢ આવ્યા અને પાછળથી જુનાગઢના દીવાન થયા હતા.

આ સાલે આસુ સુદ ૪ ના રોજ મોટા ભાઇ મનોહરદાસે વૈકુંઠ વાસ કર્યો.

## બાબાજી સાહેબ વડોદરાના દીવાન થયા.

બીજી બાજુ આજ અરસામાં શ્રી. સીતારામ બાબાના ખર્ચાળ અમલથી રાજ ઉપર બહુ કરજદારી થઇ ગઇ અને ખુદ શ્રીમંત આણંદરાવ મહારાજ પોતે યોગેશ્વર જેવા સાદા અને તપસ્વી મીજાજના હોવાથી તથા શ્રી. ફતેસીંહરાવજીનું વય કાચું હોવાથી તેનાથી તુર્ત જુજરસી થાવી કઠણ હતી અને શ્રી સયાજીરાવનું વય છેક બાળક હતું તેથી રેસીડેન્ટ કર્નલ વાકર સાહેબે બંને સરકારનો એક બાયશ એક નક્ષ વીચાર દુરંદેશ નીગાહ પોંચાડી શ્રી રાવબાબાના ઘરની મુરવત ઘણી પણ તેમાં બાબાજી સા. ને તજવીજકાર માહાબેદાર જાણી ( કડીમાં તેની સાવધાની જોયેલી ) રાજ્યનો બંદોબસ્ત કરવા ખાતર રેસીડેંટ સાહેબે બાબજી સા. ને તેડી લાવવા વડોદરેથી રા. બાપુ મેરાળને લશકરમાં મોકલ્યા. ( આ અગાઉ બાબાજી સાહેબે પોતાની ઇંગ્રેજી બાંહેધરી સુદ્ધાં નીમનોક ઠરી રૂકાર આવે તથા કાઠીયાવાડનું કામ પણ પોતાના આસામીને ત્યાં મુકી પોતા હથુ રાખવું એમ વોકર સાહેબને લખેલ ), તે ઉપરથી જો કે ઘર કલેશનો વીચાર કરતાં અંદેશો આવ્યો ખરો પરંતુ જો ન થાય તો શું સ્થિતી થાય એ પણ ધ્યાન લેતાં સં. ૧૮૬૨ ના ચાતુર્માસમાં ફોજ સુબાગીરી વીઠલરાવ દેવાજી દીવાનજીને સોંપી ગ-

વરીદાસને મુલુકગીરીના કામની ચાકરી ઉપર દીવાનજી સા. ની તેનાતમાં મુકી પોતે વડોદરે પધાર્યા તથા પોતા સાથે રંગીલદાસ ( જેના ઉપર ઓખામંડળના પ્રસંગથી ઘણી પ્રસન્નતા હતી તેને ) તથા બીજા એક બે નીકટના દક્ષીણી અમલદારોને લઇ ગયા.

વડોદરા ગયા પછી પોતે પ્રથમ તો સીતારામ બાબા ભેગા ઉતર્યા પણ પછી તો નોખું મકાન કરી રહ્યા અને દીવસે દહાડે બાબાજી સા. અને સીતારામ બાબા વચ્ચે અણબનાવ જાહેર ઉઘાડો પડતા, બાબાજી સા. રીસાઇ કાઠીયાવાડ આવવા નીકળ્યા અને ભુવતેશ્વર મુકામ કરી રહ્યા, ત્યાં સરકાર દોલતનો એકઅખત્યારી મુખત્યારપણે કારભાર તેને સુપર્દ થયો એટલે પોતે નવી હવેલી બાંધી તેમાં રહ્યા અને આસપાસ પોતાના નામે નવું પરૂં વસાવ્યું.

કારભારમાં બેંગલાના કારભારી ગંગાધરશાસ્ત્રીની પડખે મદદગારી તે બાબાજી સા. પાસે જરૂર પડે મોટાં કામોની એકાંતમાં વાતચીત કરી માત્ર સલાહ દે–એ પ્રમાણે મસલહતમાં ઉભયતા દક્ષીણી અને ગુજરાતીમાં ત્રીજા ફક્ત રંગીલદાસ–જે યથાયોગ્ય ઈજ્જત આબરૂથી બાબાજી સા. પાસે રહેલા–તે હતા–એ રીતે પ્રભુ કૃપાથી કાઠીયાવાડ લશકરમાં, તથા વડોદરે, અને જુનાગઢમાં–સર્વત્ર–ત્રીકમદાસના ઘરનો કાબુ એ વખત થઇ આવેલ.



વરાપ થતાં દીવાનજી સા. પણ તુર્ત ફોજ સાથે આવી પહોંચી સા. ને મળ્યા એટલે કાઠીયાવાડની શ્રી. સરકારની જમેના બંદુબસ્તનું કામ શરૂ થયું.

## જામ સા. ને સજા દઈ કંડોરણા લીધું.

પછી ધુડુ મુકામે ઝાલાવાડ તથા મોરબી માળીઆની જમેનો બંદોબસ્ત ( સેટલમેંટ ) કરી ત્યાંથી નામ. જામ. સા. ને સજા દેવા વાકર સા. તથા દીવાનજી સા. બ્રીટીશ અને ગાયકવાડી લશકર સાથે સરપદડ ઉપર થઇ કંડોરણા રાણા તરફ આગળ વધ્યા, કારણ શ્રીમંત સરકાર ફોજ કાઠીયાવાડમાં હતી છતાં દેશના સર્વ માન્ય ધોરણ વિરૂદ્ધ નામ. જામ સાહેબે પોરબંદરના નામ. રાણા સા. નું કંડોરણા દબાવ્યું હતું અને ઘણું સમજાવ્યા છતાં તે પાછું આપવા નામ. જામ સાહેબે આનાકાની કરી હતી. એ બે સરદારોએ કંડોરણા પહોંચી તોપ ચલાવી, સર કરી નામ. રાણા સા. ને તે પાછું સોંપ્યું અને કાઠીયાવાડનાં રાજ્યો પોતાના હાથમાં કાયદો લઇ, જાહેર સુલેહનો ભંગ કરી માંહોમાંહે લડતાં તેઓને તેમ ન કરતાં વ્યાજબી વાતે ઉપરી સત્તા પાસે દાદ ફરીયાદ કરી ન્યાય મેળવવાનો આ પ્રમાણે પાઠ શીખવી કાઠીયાવાડના બાકીના ભૂમીઆ ભુપાલો પાસે ઝાલાવાડ મોરબી માફક દસ વરસના ઠરાવની જમેના ખત કરાવી તેની સામા શ્રી. ગાયકવાડ સરકારે ઈંગ્રેજી બાંહેધરી પૂર્વક કીધેલો બંદોબસ્ત પોતે પળશે એવી રીતે પરવાના લખીને આપ્યા.

ત્રીકમદાસના ઘર ઉપર તેમજ ખુદ ગવરીદાસની સફાઇ ઉપર દીવાનજી સા. ને લીધે નામ. વાકર સા. ની પણ પુરી મીઠી

નજર હતી, તેથી પેશકશ બંદોબસ્તનું તમામ કામ ગવરીદાસનેજ હાથે લેવાયેલ તથા તમામ સીકા પત્રો પરવાના વીગેરે જે જે લખત પઢતનું કામ હતું તે સુબા સલ્લાહે અને ઇંગ્રેજી ચાર્ટ પ્રા. ગવરીદાસેજ તૈયાર કરેલ મુસદ્દે અને ઘણું ખરૂં તેને હાથે લખાયલ–કારણ કે, મુળથીજ ત્રીકમદાસના હાથ નીચે કામ કરેલ તેથી ગવરીદાસ કાબીલ હોઈ, કોઇપણ કામ એને મન અગમ ન હતું અને હરેક કામના તોડની સવડ તેને ઘણી સારી હતી. એટલુંજ નહિં પરંતુ તેના લખાણની ઢબ પણ જોઇએ તેટલામાંજ ટુંકાણે લખવાની છતાં, તેમાં ન્યૂનતા ન આવે અને મુદ્દાસર મતલબે કામનો પુરો પરિચય સહુને બતાવે એવી હતી.

સને ૧૮૦૪ થી ૧૮૧૪ વર્ષો દરમીયાન પેશ્વા ભાગનો ઇજારો પણ શ્રી. ગાયકવાડ સરકારને હોઇ આખી કાઠીયાવાડની મુલુકગીરી જમા શ્રી. ગાયકવાડ સરકાર ઉઘરાવી વસુલ કરતા તેથી જ્યારે કર્નલ વાકર સા. નો બંદુબસ્ત થયો ત્યારે શ્રી. ગાયકવાડ સરકાર હસ્તુ દુભાગા વહીવટ હોઇ તે સેટલમેંટ શ્રી. ગાયકવાડ સરકારેજ શ્રી. કંપની સરકાર વિદ્યમાને કર્યું આથી શ્રી. ગાયકવાડ સરકારના મજમુદાર ગવરીદાસને હાથે તે બંદુબસ્તનું કામ લેવાય એ દેખીતું છે પેશ્વા ભાગ મજમુદાર તો ફકત સાક્ષીભુત તરીકે કાંપમાં હાજર રહેલા હશે તે ઉપરાંત તેઓના હાથથી કામ લેવાયું નથી અને ઉપરનાં કારણે લેવાય નહિ એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે. આ વાતની નીચેનાથી પુષ્ટી મળે છે:—

૧૦૪૬. આજમ ગવરીદાસ ત્રીકમદાસ મુ. અમરેલી.

મોઅઝતફે વલીઓમ લાંગ સાહેબ–આકટીંગ પોલીટીકલ

એજંટ પ્રાંત કાઠીયાવાડ મુકામ રાજકોટ—સલામ દીગર લાક તાલુકે ચુડા તથા તેના ભાઇઆતનાં ગામ મોજે માણાપુર તા. લેશજાળ વીગેરે એ હદ્દોને પરસ્પર પેશકશના ખાતા બાબત વાંધો પડતાં તેહના એક બીજાના કહેવામાં તકરાર સરખું વાસ્તે **કરનલ વાલકર સાહેબના વખતમાં હરેક તાલુકાનો નીકાલ બ દોબસ્ત તમારે હાથે થયામાં આવેલ તેથી...**

.. ...તમારી વાકેફગારી પ્રમાણે તેહની હકીકત લખવી. સંવત ૧૮૮૮ ના ચૈત્ર સુદી ૧૦ તા. ૧૦ એપ્રીલ સને ઈ. સ. ૧૮૩૨

Rajkote (sd.) Wm. Lang
10th April 1832 Actg. Pol. Ag.

---

નોટ—આ ચુડા તાલુકો પેશ્વા ભાગનો છતાં ગાયકવાડ મજમુદારનેજ પુછાણ થયુ એ સુચક છે.

**આ ચરિત્રના લેખક રઘુનાથરાયજીએ પોતે નજરે જોયલ કુંડારણા મુકામે થતા "વાકર સા. ના બંદુબસ્ત" નો હેવાલ**

દેખાવે તો જેવા સીંહ સમા દાબ જરબવાળા વળી તેવાજ ભીતરમાં સુહાગા-માયાળુ હતા અને તેમાંએ બાળકો ઉપર તો ઘણી મીઠાશ રાખી તેઓ સાથે મશ્કરી વિનોદથી બોલતા ચાલતા.

બાબાજી સા. સીધાવ્યા બાદ વીઠલરાવ દીવાનજી તો વિશેષ લાડથી રઘુનાથરાયને લડાવતા અને તે ( લેખક ) પોતે બાલ્યાવસ્થામાં જરા સહુ કોઇ ખુશ થાય તેવું બોલવે હુશ-વાચાળ હતા તેથી દીવાનજી સા. ને રમકડાં સમાન થઇ પડેલા અને જે કાંઇ ખાવા પીવા કે રમવાની ચીજ હોય તે પોતાની પુત્રી સંતોબાઇ સાથેજ રઘુનાથરાયને પણ આપતા.

પછી કાઠીયાવાડની જમેના બંદોબસ્ત સારૂ વાકર સા. પધાર્યા ત્યારે દીવાનજી સાહેબે તેની સાથે રઘુનાથરાય ( લેખક )ને સોંપતાં વાકર સા. પણ તેજ રીતે હાસ્ય વિનોદથી તેની સાથે વર્તી રમાડે અને જ્યારે કડોરણામાં સાહેબનું આશરે દોઢ બે માસ મુકામ રહી કાઠીયાવાડના ઘણાખરા તાલુકાના બાંહેધરી વીગેરેના તોડ પડ્યા ત્યારે રઘુનાથરાય પણ તે મુકામે સા. સ્વારીમાં હાજર હતા તથા આ વખત તેની ઉમર બારેક વર્ષની હતી.

આ સમયનું વર્ણન કરતાં રઘુનાથરાયભાઇ લખે છે કે તે વખતે બે ડેરા (તંબુ) ખડા કરેલા-એક કંપની કચેરીની બેઠકનો મોટો તંબુ અને તેની જરા પાસે કનાતથી જુદો પાડેલ બીજો ખાનગી-બેઠકનો તંબુ હતો. કચેરીના મુખ્ય મોટા તંબુમાં કાઠીયાવાડના ઘણા ખરા ભૂમીયા, જમીદારો જાતે તથા બાકીનાઓના વકીલો અને ગવગીરાસ વીગેરે કારભારી મંડળ બેસે તેમાં વાકર સા. તથા દીવાનજી સા. ના ઇશારા પ્રમાણે ગવરીઆ

કામનો બંધવાળી દસ્તાવેજ લે, દે. બીજો તંબુ ખાનગી બેઠકનો (Chamber) હોઇ તેમાં કોઇ ભુપીયાને નવી મુલાકાતે કે કાંઇ કહેવા સારૂ કે પુછવા માટે મળવા બોલાવે ત્યારે ગવરીદાસ તેને સાથે લઇને આવે અને કામ પુરૂં થયે સાથે લઇને જાય અને આ તંબુમાં વાકર સા. ની તથા દીવાનજી સા. ની હાજરી ભરવા એક ગવરીદાસ ફક્ત આવજાવ કરી શકતા.

બન્ને તંબુમાં વાકર સા. ખુરસી પર અને પાસેજ આડો ગ્રાય તે ઉપર પહેલા દીવાનજી સા. ને વાંસે ભાવનગર વાળા બાજીબા એ પ્રા. બેઠક હતી અને એક બીજી ખુરસી હતી તે ઉપર ફકત રઘુનાથરાય (લેખક, ઉ. વ. ૧૨ ના) પોતે બેસતા તેને વચ્ચે વચ્ચે બન્ને સાહેબો બોલાવે અને કલાવે—એ રીતે રાખતા અને સાહેબ વડોદરા તરફ પાછા ફર્યા ત્યારે રઘુનાથરાયને પણ પોશાક તથા કંઈ વિલાયતી ચીજો રમત માટે આપતા ગયેલા.

સર્વ કરતાં ગવરીદાસ ઉપર સાહેબની ઘણીજ મોટી નજર માલુમ પડતી. વચ્ચે વચ્ચે કોઇવાર સાહેબને અગર દિવાનજી સા. ને એમ એક બીજાને કંઇ પેગામ સલાહ લેવી હોય ત્યારે જેમ દીવાનજી સા. ના મોકલવાથી ઇંગ્રેજી લસ્કરમાં ગવરીદાસ જઈ આવે તેમ વાકર સા. ને પણ કંઈ તેવું કામ પડતું ત્યારે પટાવાળાને મોકલી ગવરીદાસને તેડાવી કહેવું ઘટે તે કહે.

કાઠીયાવાડનો બંદુબસ્ત કરી વાકર સા. વડોદરે પધાર્યા ત્યારે તેને લેવા ગાયકવાડી રીયાસતના નામીચા અમલદારો, આરી. રેસી. કર્નાક સા. વિગેરે સામા ગયેલા ત્યારે ( કાઠીયાવાડમાં વાતે

વાતમાં ગવરીદાસે સા. ને કહેલ હશે કે મારો એક બાંધવ રંગીલદાસ બાબાજી સા. પાસે છે તેથી ) આકૃતિ પહેરવેશે રંગીલદાસને વરતી સહુ બીજાલસ વચ્ચે રંગીલદાસનો હાથ પકડી વાકર સાહેબે " ગવરીદાસ શરીરે સારા ખુશીમાં છે, " એવુ કહી પોતાનું હેત દેખાડેલ અને કાનીક સા. પાસે પણ ખાનગીમાં તારીફ કરેલ.

---

## પ્રકરણ ૬

### સંવત ૧૮૬૫-૬૬-૬૭

### ૧-સંવત ૧૮૬૫ કાઠી ઓત્રડ નાજાણીનો હંગામો ગવરીદાસે દાબી દીધો

સંવત ૧૮૬૫ માં રણછોડદાસ જેઓ જુનાગઢના કારભારમાં રેવાશંકર સાથે હતા તે નિવૃત થતાં રેવાશંકરનો એકહથુ કારભાર થયેલ તે પણ છેવટ સંવત ૧૮૬૬ ની આખર સાલે મોકુફ થયો હતો.

માણેકલાલને સંવત ૧૮૬૫ થી શ્રી. સરકાર ખાતે આજથી એક અખત્યારે ધારી તથા તેના પ્રગણા સીકે કામની દીવાનજી સા. હથુ સોંપણ થઇ અને તેણે તે મહાલ એવો આબાદ કર્યો કે આજ પણ તે " માણેકલાલની ધારી " ના નામથી ઓળખાય છે અને કાશીદાસને અમરેલીના કમાવીસદાર તરીકે દીવાનજી સાહેબે રાખી દીધેલ.

કાઠીયાવાડમાં બાબાજી સા. હતા ત્યારે લડાઇએ ચઢવા ઉતરવામાં જેમ મુખ્યત્વ વીઠ્ઠલરાવ દેવાજી દીવાનજીનું હતું તેમજ વીઠ્ઠલરાવ સાહેબે પોતાના વખતમાં એ કામનો અખત્યાર ગવરીદાસ ઉપર રાખેલ. આ સાલે આલગના કાઠી ઓઘડ માત્રા નાજાણી એણે બાબાપરૂં મારી કોડીનાર ખુદની આમન્યા લોપી સામટા માણસોના જમાવથી અમરેલી જીલ્લે મોટું તોફાન ઉઠાવ્યું આ વખતે લશ્કર મોરબી નજીક હતું, ત્યાં બુમ આવતાંજ વટારત ફોજ સાથે આપી ગવરીદાસને તે સ્વારીના માલીકપણાથી વીઠ્ઠલરાવ દીવાનજી સાહેબે મોકલતાં, રઘુનાથરાય ( લેખક ) જે લશકરમાં સાથે હતા તથા જેની વય ૧૨–૧૩ વર્ષની કાચી હતી તેને વીષે "તારે કાળજી ન રાખવી હું સાચવીશ" એમ દીવાનજી સાહેબે કહ્યાથી તેને સોંપી, તથા દફ્તરી કામ ગુલાબરાય અને કાશીદાસ હસ્તુ રાખી ગવરીદાસ ઓઘડ સામે ગીર તરફ ગયા ત્યાં કાઠીઓ સાથે ઘણી લડાઇઓ પડતાં કાઠીઓને અંતે મ્હાત કરી કચ્છ પાર નસાડી મુકયા.

## ૨-વાકર સા. નું ફરી કાઠીયાવાડમાં આવવું.

સંવત ૧૮૬૫ સાલે કારનાક સા. ને રેશીડેંટશીનો ચાર્જ સોંપી વાકર સા. વીલાયત જવા મુંબઇ ગયાનું સાંભળ્યાથી વિઠ્ઠલરાવ દીવાનજી સાહેબે તેને લખ્યું કે જેમ કાઠીયાવાડમાં દાબ બેસારી બંદુબસ્ત કીધાનો જસ લીધો તેમ માળીયા અને ઓખાને શાસન આપી પુરો યશ લઇ પછી સીધાવો. આ પત્ર

નામદાર ગવર્નર સા. ને વંચાવતા તેણે પણ ઠરાવ્યું કે—એ બંદોબસ્ત વાકર સાહેબે કર્યો બાદ વીલાયત જવું એટલે વાકર સા. ફોજ સાથે આવી ખાંડાધાર લઇ માળીયા તરફ જતાં ત્યાં ઉતમ પ્રકારે લડાઇ થઇ આવતાં ડોસાજી પોતાનાં માણસો સાથે માંડ જીવ લઇ, રણ ઉતરી કચ્છ પાર વાગડે નાસી ગયો અને માળીયામાં સરકારે થાણું મુકયું. પછી ત્યાંથી લશકર ઓખા જતાં કોઇ સામું ન થયું અને પોશીતરાનો કોટ પાડી, બંદર ન ચલાવવાનો અને ઇંગ્રેજી વહાણ લુંટેલ તેના વળતરના રૂ. બેટ તથાં દ્વારિકા વાળા પાસેથી લેવા ઠરાવી ફરી કેલ ન કરવાની તાકીદ કરી વળતાં પોરબંદરમાં નામ. રાણા સુલતાનજીથી તેના કુંવર હાલાજીને વૈમનસ્ય હતું તેમાં હાલાજીને થાપી તેની મદદ માટે થોડી પલટણ ત્યાં રાખી વાકર સા. પોતે ત્યાંથીજ વહાણમાં મુંબઇ જઇ લાગલોજ વીલાયત જવા ઉપડી ગયા અને દીવાનજી સા. ગાયકવાડી ફોજ સાથે ધારી—અમરેલી વળ્યા. વાકર સાહેબે આ વખતે પોરબંદરની જકાતમાંથી અમુક હીસ્સો નામ. કંપની સરકારને મળવાનો હક પોરબંદર પાસેથીજ મેળવ્યો હતો.

રાજકોટનું સરધાર તેના ભાયાત દબાવી બેઠેલ તેથી શ્રી. સરકારની કુમક માગ્યાંથી લશકર સુદ્ધાં ત્યાં જઇ રાજકોટવાળાને પાછું સોંપવા અને તે મસલહત ખર્ચ વીગેરે લીધેલ નાણાંનો થાલ પાર પડે ત્યાં સુધી લશકરી થાણું તળ રાજકોટ સરધારમાં મુકવા—વીગેરે બંદોબસ્ત સારૂ લશકર રાજકોટ ગયું તથા ચાતુર્માસ નજીક આવતો હોવાથી ત્યાં છાવણી કરવા ધાર્યું.

## કચ્છમાં ફતેહમહમદ અને માંડવીવાળા શેઠ વચ્ચે બીગાડ થતાં ગ્રીનવુડ સા. વી. માંડવી કુમકે ગયા તથા તેના બોલાવ્યાથી ગવરીદાસ જઈ વચ્ચે પડી મામલો પાર ઉતાર્યો.

આ અરસામાં કચ્છમાં જો કે ધણી " રાહ " સા. પોતે હતા તો પણ તેની નજરકેદ જેવી સ્થીતી કરી તળ ભુજ અને અંજાર જમાદાર ફતેહમહમદે પોતાની સતામાં કબજે રાખેલ, માંડવી બંદર શાહ હંસરાજ શીવરાજ દબાવી બેઠેલ તથા લખપત, મુંદરા વીગેરે મહાલો જેને જેમ ફાવેલ તેમ દબાવી પાડેલ. તેવામાં માંડવીવાળા શેઠ અને ફતેહમહમદ વચ્ચે બીગાડ-તકરાર જેવું થતાં માંડવીવાળા શેઠે મદદ માગતાં ગ્રીનવુંડ સા. કંઇક પલટણી સામાન સાથે માંડવી ગયેલા. ગ્રીનવુડ સા. પોતાં ઉપર ધસી આવશે એમ જાણી ફતેહમહમદ પણ સામું લશકર લઇ માંડવી નજીક દોણીઆસરે જઈ મુકામ કરી રહેલ. તેવામાં એકાએક ગ્રીનવુડ સા. ને માંદપ થઇ આવી તેથી મુખ્યતે કારણે એ કામ પડયું મુકવા મનથી વીચારી, કોઇને જણાવા ન દેતાં પોતાની નજર પોંચ્યા પ્રા. ગવરીદાસનું આંહી જરૂરી કામ છે તેથી તેને પત્ર પહોંચતાં તુર્ત મારી પાસે મોકલશો-એવું વિઠલરાવ દીવાનજી સા. ઉપર તેણે લખીને તેડાવતાં, લાગલાજ લશકરમાંથી રવાના થઇ ખંભાળીયા રસ્તે સલાયા બંદરેથી જહાજે બેસી ગવરીદાસ તુર્ત માંડવી જઇ પહોંચ્યા અને જોયું તો કમળો પીળાયાના દર્દમાં સા. ની છેક આખર અવસ્થા જેવી સ્થીતી હતી. ગ્રીનવુડ સાહેબે તેને કહ્યું કે ફતેહમહમદને મળી

આ બે વચ્ચે કામ પાર પાડી આવ એટલે ગવરીદાસે ફતેહમહમદ ઉપર પોતાને નામે એટલુંજ લખ્યું કે દીવાનજી સાહેબે કંઇક કામ સારૂ મને સા. પાસે અહીં મોકલ્યો છે, મારે પાછું જવાની તાકીદ છે પણ મને ખાનગી રાહે સુબાએ કંઇ તમને સંદેશો દેવા કહેલ છે તે મરજી હોયને લખો તો ઉભાઉભ મળતો જાઉં. આના જવાબમાં ફતેહમહમદે બે સારાં માણસને તેડવા મોકલતાં સાહેબને કાને નાંખી ત્યાં જઇ એકાંતમાં દીવાનજી સા. ને નામે કહ્યું જે—આજ કોઇ અંગ્રેજ સરકાર સાથે મોટા ભુપ પણ સ્હામી બાંધી શકતા નથી ત્યાં તમારે સર્વ વીચારવું જોઇએ વીગેરે ટુંકામાં ઘટયું તે કહેતાંજ તે કહે કે—હું સહુ સમજું છું ને દીવાનજી સા. ની સલાહ વાજબી છે પણ આ દેશ ખુટેલ તેથી મને કોઇનો ભરોસો પોંચતો નથી માટે તાકડે તમે આવેલ છો તે તમારી પર ભાર મુકી કહું છું કે જે જે વાટ તમે ઉતારશો તે મારે મંજુર છે. ત્યારે ગવરીદાસે કહ્યું કે તેવું છે તો એક મજલ પાછા હઠી મુકામ રાખો તો સાહેબને ભરોસો આવી, વાત કરૂં તે ગળે ઉતરે. આ ઉપરથી ફતેહમહમદે એક મજલ ફોજ સાથે પાછા હઠી મુકામ કર્યું. આ બાજુ ગવરીદાસે ત્વરાથી આવી બધી વિગત કહી દેખાડતાંજ સાહેબે મહેરબાન થઇ દુશાલાના પોશાક સહીત એક હેમની ઉપર ઉતરી ઇનામ આપીને તેજ વખતે પલટણ વાંસેથી આવે એમ ઠરાવી સા. વિદાય થયા પછી માંડવીવાળા શેઠીયા તથા પલટણવાળા ગ્રીફીથ સા. વીગેરે તરફથી પણ શાલ જોટાના પોશાક ગવરીદાસને મળ્યા. આ સાંભળી ફતેહમહમદ પણ ભૂજ તરફ કુચ કરી

ગયા તથા તેના માણસો ગવરીદાસને તેડવા આવતાં તે પણ ત્યાં ગયા એટલે ગવરીદાસને પહેરામણીની રીતે પોશાક, હાથમાં હેમના પોહોંચાં કડાં, આફતાબી, સાવ સોનાને ફુલે ઢાલ, સોનેરી મુઠે તરવાર, છુરો વીગેરે ફતેહમહમદ તરફથી મળ્યાં એટલુંજ નહિ પણ તેના માણસો સુદ્ધાંને પાઘડીઓ આપી, ચાર દી રાખી ઘણી મોહોબતથી રજા આપી. ગવરીદાસ ખંભાળીયે આવતાં સાંભળ્યું કે શ્રીનવુક સા. ગુજરી ગયા આથી તેને પોતાને બહુ લાગી આવ્યું.

ઉપરની તમામ હકીકત વીઠલરાવ દીવાનજી સાહેબે વડોદરા દીવાન શ્રી બાબાજી સા. ને લખતાં તે પણ અભીમાનવાળા મોટા અમીરના અમીર હોઇ તેણે ભર કચેરીમાં દીવાનજી સા. નો પત્ર વાંચી કહ્યું કે, અમારા માણસો પોતાના પ્રાંતમાં સમાસ કરી દેખાડે એ તો ઠીક, પણ પરમુલક કચ્છ દેશ તેમાં ગવરીદાસે જઈ બહુ સારે ધાટે મસલત પાર ઉતારી એકાંઇ ઓછું નથી કરી દેખાડ્યું—એવી રીતે તારીફ કરેલ.

આ સાલે ચૈત્ર માસમાં રઘુનાથરાય ( લેખક ) તથા શ્રાવણમાં ગુલાબરાય ઘરભંગ થયેલ એટલે થોડા રોજ પોતે જુનાગઢ જઈ આવી, ગવરીદાસ પાછા રાજકોટ મુકામે લસ્કરમાં આવી રહ્યા.

આ બધા મામલાઓ દરમ્યાન રંગીલદાસ તો વડોદરેજ તથા હતા તે પણ ત્યાં મોટી ઇજ્જત આબરૂથી રહેતા હતાં. બાબાજી સા. ની તેના ઉપર સંપુર્ણ મોટી નજર અને પુરો ભરોસો હતો તે એટલે સુધી કે એકવાર શાસ્ત્રી બાવા જેની રંગીલદાસ તરફ

પહેલેથી કરડી નજર હશે તેણે એકાંતમાં બાબાજી સા. પાસે રંગીલદાસ સંબંધે કંઇક વાત, ખોટું આળ ચઢાવી, કરી ત્યારે બાબાજી સાહેબે શાસ્ત્રીજીને તુર્ત કહ્યું કે તમને ખોટી ભ્રાંતી છે બાકી તમે કહો છો તે કલમ તો તેના હથુ મારે ત્યાં જમે થઇ દાખલ છે–એવી રીતે ખોટા આળથી તેનો બચાવ કરેલ. રંગીલદાસ પાસે ગુજરાતી, ફારસી લખવા વાંચવાનું કામ મુખ્યત્વે હતું તે ઉપરાંત વડોદરાની ન્યાયાધીશીમાં અદાલતના કામમાં દરજ્જેથી તેની દખલ સે પણ હતી–એ રીતે દરેક મામલામાં તેનો અંતર ન હતો. તે પોતે વિચિક્ષણ, વિદ્વાન હતા એક મેર આચાર વૈષ્ણવતામાં પણ સર્વોપરી વખણાય તેવો હતા. ત્યારે બીજી બાજુ તેની પાસે ઘર આગળ સારા સારા સરકારી અધિકાર પામેલા માણસોની પણ આવજા રહેતી–એવી લૌકીકમાં ઉંચી સ્થીતી હતી. સંવત ૧૮૬૬ ની શરૂ સાલથી તેણે પોતાના પુત્ર વ્રજદાસને પોતા પાસે તેડાવી રાખેલ તેની ઉમર જો કે ૧૩–૧૪ વર્ષની હતી તોપણ હજુ કાચી કહેવાય તે બાબાજી સા. તેને લાડ લડાવતા, માગે તે આપતા તથા બરદાસ્તથી રાખતા. વ્રજદાસ ન્હાના છતાં સમજુ, સાચવણવાળા હુશીયાર હતા તેથી તેના વડે પોતાના ઘરને ઘર રીતે ઘાટમાં લાવવાનું રંગીલદાસે ચીત ઉપર લીધું હતું.

### ૩–સંવત ૧૮૬૭ બાબા સા. નો કલાસવાસ અને તેના પુત્ર વીઠલરાવ ભાઉ સાહેબનો કારભાર.

સંવત ૧૮૬૬ ના ઉતરાર્ધમાં બાબાજી સા. ને ક્ષય રોગની ભાવના થઇ આવતાં સંવત ૧૮૬૭ ની શરૂ સાલે કાર્તિક મા-

સમાં તે પ્રતાપી પુરૂષે દેહ છોડી કૈલાસવાસ કર્યો. તેના ત્રયોદશાહ ઉકલ્યા બાદ દીવાની નામ ખાસગી દરક દરેલ તેજ નામે સનદ હતી તેમ બાબાજી સા. ના પુત્ર વિઠ્ઠલરાવ ભાઉ સા. ને નામે બાહાલ થઇ. તેજ વખ્ત બાબાજી સા. નું મંડળ સર્વ વડોદરામાં રહે તો પોતાનું ચાલવા ન દે એ કારણે એકમેર વીઠલરાવ દેવાજી દીવાનજી સા. નો ઉરૂજ ( દરજ ) વધે પણ ઘટવા ન પામે એવું વાકર સા. લખી ગયેલ તેથી તેને નામે કાઠીયાવાડ સોંપાવવાનું ધારી સુબાગીરીનો પોશાક માત્ર દીવાનજી સા. ને પણ અપાવી, પાછો આખર સાલ આવે બંદોબસ્તથી સોંપવા દીલાસો કરી તેને તો લાગલા કાઠીયાવાડ તરફ વિદાય કર્યા.

જુનાગઢ નાગરી નાતમાં આ સાલે વિવાહ થતાં ગવરીદાસનાં બન્ને પુત્રો ગુલાબરાય તથા રઘુનાથરાયનાં ફરી લગ્નો થયાં અને ગુલાબરાયની મોટી દીકરીનું કન્યાદાન દીધું. આ પ્રસંગ ઉપર રંગીલદાસ પણ ઘેર આવેલ તથા વિવાહ ઉકલ્યા બાદ, બાબાજી સા. નાં માણસોને વડોદરાથી દુર રાખવાની રીતીને લઇ હુકમ પ્રમાણે તે અમરેલી હાજર થતાં ધારી પાસે છાવણી કરાવી ત્યાં પોતાના ભાઇ ગોવીંદરાવજીને વીઠલરાવ દીવાનજી સાહેબે મુકેલ તેની પાસે રંગીલદાસને રાખવામાં આવ્યા અને જ્યાં લડાઇ પ્રસંગ વધારે હોય તે તરફ ગવરીદાસને ફરમાયશ હતી.

# પ્રકરણ ૭

## સંવત ૧૮૬૭-૬૮-૬૯-૭૦

૧

ઓખામાં પોરસીતરાવાળાએ તથા વાઘેરોએ પાછું ફંધ માથું ઉપાડેલ તેથી તેના બંદોબસ્ત માટે ઈંગ્રેજી પલટણ સાથે ઘટારથ સરંજામથી ગાયકવાડી ફૌજ ગઇ તે ભેગા ગવરીદાસને પણ મોકલવામાં આવેલ. ત્યાં કોઇ સામું ન થતાં રીતુરી સર્વે રજુ થઈ ગયાથી દાબ બેસાડવા પુરતો બંદોબસ્ત કરી લશકર પાછું વળ્યું અને ગવરીદાસને જરા ઠીક રહેતું નહોતું તેથી વાંસે રોકાયા અને પોતાનાં છોકરાં વીગેરે કુટુંબને બોલાવ્યાથી સાથે હોઈ, પોતાને ઠીક થયે સહુને દ્વારકાંની યાત્રા કરાવી પાછા ફૌજ ભેળા થઇ ગયા.

## જામનગર ઉપર ચડાઇ અને તેને આપેલી નસીયત
## સંવત ૧૮૬૮

ઓખાથીજ બેએ સરકારની ફૌજ પાછી વળેલ તેણે બરડા નજીક મુકામ કરેલ ત્યાં પર્વત ઉપર મોડપુરનો કીલો છે તે ઠેકાણે આરબ થાણું રહેતું હતું તે કીલો જોવા પલટણી સાહેબોએ અંદર જવાનું કરતાં, આરબ લોક અણસમજુ અજડ જાત હોઇ, જીદ પકડી સાહેબોને અંદર પેસવા ન દેતાં જરા તાણમતાણ થઇ એકાદ સાહેબની હલાકી થઇ આવ્યાથી (મરાઇ જવાથી ) ગુન્હેગારને સોંપવા માગણી કરતાં નામ. જામ સાહેબે

આનાકાની કર્યાથી તેને સજા દેવા વિઠલરાવ દેવાજી દીવાનજી—જેઓને હાથીની અંબારી શીકા કટાર જરી પટકા સુધ્ધાં પુર્ણ અધીકારથી કાઠીયાવાડ મુલુકગીરી સર સુભાનો અખત્યાર મળેલો—તે તથા વડોદરેથી ખુદ ખાસા શ્રી. ફતેહસિંહરાવ મહારાજ કુલ દોલતના સરદારો સાથે જાતે, રેસીડેંટ નામ. કાર્નાક સા. અને શાસ્ત્રીજી એ પ્રમાણે સંવત ૧૮૬૮ શરૂ સાલે હજુરી ફોજ મોટા દબદબાથી કાઠીયાવાડમાં ઉતરતાં, કાઠીયાવાડનું લશકર પણ ઘણા જખીરાવાળું તેની ભેળું થઇ, જુજવે મુકામે પડાવ રાખી આગળ ચાલતાં, જામ સા. ના દેશમાં થઇ ઠેઠ નગર જઇ તોપો ચલવી કીલો પાડી હલ્લો કરવા તૈયારી કરી તે સમે શ્રી. ગોસ્વામી મહારાજ તથા મહાજન વીગેરેએ સમજાવતાં નામ. જામ સા. રજુ થઇ જેમ શ્રી. સરકાર મરજી તે પ્રા. સત્તર કલમોનો કરાર કબુલ કરી તેણે ચુકવ્યું.

Memorandum of articles acquiescence in which was demanded from the Jam of Navanagar on the 23 rd. February 1812 and which was unreservedly given by that Chief on the same day )

... ... ... ... ...

3 The fort of Morpur must be destroyed

... ... ... ... ...

6 For the expense of the army fifteen Lakhs of kories are requisite

7 The people who killed a British officer ...to be given up without reserve.

... ... ... ... ...

9 The Pargana of Sarpadad must be returned to the Dhrol family.

... ... ... ... ...

12 The Nazarana to His Highness Fatehsing amounting to Rs. 25000 to be paid.

... ... ... ... ...

17 A fine of one lakh to the Gaekwar government for being compelled to erect batteries against Nagar

Sahi ( signature ) of the Jam.

---

પછી ફાગણ વ્યતીત થતાં ગરમીના દીવસોને લઇ જુનાગઢ સંસ્થાનને સજા કરવાનું આવતી સાલ ઉપર મોકુફ રાખી ઇંગ્રેજી લશકર પાછું ગયું અને ગાયકવાડી ફોજનું મુકામ ગણોદે રાખી ગંગાધર શાસ્ત્રીજીને ફરી લગ્ન કરવાનું હતું તથા તેના આગલા ઘરના પુત્રોને જનોઇ દેવાનું હતું તેથી કુલ સર્વે ખાસ સરંજામથી એ સમારંભ ઉપર અમરેલી આવ્યા.

## ગવરીદાસે ભીમોરાવાળા નાજાને જેર કર્યો.

ત્યારબાદ પાંચાલમાં ભીમોરાવાળો નાજો શીરજોર થયેલ તે શ્રી. સરકારના ધ્યાનમાં હતું ત્યાં તેણે જસદણને રંજાડવા માંડયું એ સબબ જોઇ જસદણની કુમકમાં નાજાને દર્દે કરવા સારૂ

ફોજ તૈયાર કરી તે સ્વારીનો મુખ્ય મદાર ગવરીદાસ ઉપર રાખવાનું ટેવી, શ્રી. ફતેહસીંહરાવ મહારાજ તથા નામ. કાર્નીક સા. શાસ્ત્રીજી વીગેરે સર્વ કચેરી મંડળ બેઠેલ તેમાં દીવાનજી સાહેબે ગવરીદાસનો હાથ પકડી તેની તારીફ કરી નાર્જા સામે તેને મોકલવાનું જાહેર કરી રવાના કર્યા. શ્રી. સરકાર પુણ્ય પ્રતાપે ગવરીદાસે ભીમોરા જઇ મુકામ કીધો. ત્યાં નાજે સારૂં લડયો પણ તેને આખર જીવથી મારી યથાસ્થીત બંદુબસ્ત કરી ગવરીદાસ પાછા અમરેલી આવ્યા.

શ્રી. ફતેહસીંહરાવ મહારાજ પણ વચમાં દ્વારિકા યાત્રાએ જઈ આવ્યા પછી વૈશાખમા બીજો સમારંભ વિઠ્ઠલરાવ દેવાજી દીવાનજી સા. ની પુત્રી સંતુબાઈના કન્યાદાનનો ભારે ઠાઠમાઠથી થયો અને ત્યારબાદ વડોદરાનું કુલ મંડળ તુરત વરસાદ પહેલાં વડોદરા તરફ રવાના થયું તેઓને વળાવવા શ્રી. ડાકોર મુધી રંગીલદાસ સાથે ગયેલ તથા ત્યાંથી તેને પાછા ફરતી વખતે શાસ્ત્રીજીએ ગવરીદાસની તારીફ કરી જે–એ પ્રાંતના (કાઠીયાવાડના) સરકારી મંડળમાં મને એ શક્ષ શાયસ્તે ઓજદાર ઘણું ઠીક નજરમાં આવેલ છે–એમ કહી રંગીલદાસને નીભાવ અર્થે વડોદારા આવવા વિવેક કર્યો.

ઉપરના સમારંભમાં ભાગ લેવા ભાવનગરના ના. મહારાજા શ્રી. વખ્તસીંહજી બહાદુર ઉર્ફે આતાભાઇ સાહેબ ખુદ અમરેલી પધારેલા તે વખતે તેઓશ્રીએ ભાવનગર રાજ્યને કાયમના બહોળા અને અગત્યના લાભો, શ્રીમંત ગાયકવાડ સરકારનું હીત જાળવતે. મેળવી આપ્યાની સેવા બજાવ્યા ખાતે ગવરીદાસ તથા રંગીલ-

દાસને વંશપરંપરા ડુંગરી ઇનામી ગામ મોજે લુવારા કૃપાવંત થઇને આપેલું જણાય છે.

આ વર્ષના ચાતુર્માસમાં છાંટો એક પણ વરસાદ થયો નહી ફકત જરા ગીર નાકે છાંટથી ઘાસ થયેલ તેથી લાખાપાદર લશકરને રાખેલ.

સંવત ૧૮૬૯ શરૂ સાલે કાઠીયાવાડ ખાતે ગ્રીનવુડ સા. ની જગ્યે આ. મેકમર્ડો સા. અમરેલી આવી રહેલ.

## ૨-સં. જુનાગઢની ગાદી સંબંધે તકરાર અને ખુ. નવાબ સા.બહાદુરખાનજીએ કરી આપેલી ૧૨ કલમની કલમબંદી.

સંવત ૧૮૬૭ ના ફાગણ માસમાં જુનાગઢના ખુદા. નવાબ સા. હામદખાનજી બેહેસ્તનશીન થયા અને તેની વાંસે ખુદા. બહાદુરખાનજી જેઓ પાટણમાં રહેતા હતા તેને બાબી અમીરો. તથા જમાદાર ઉમર મોખાસન, આજમબેગ વીગેરે તેડી આવી શ્રી. ગાયકવાડ સરકારના રૂકાની દરકાર રાખ્યા વગર ગાદીએ બેસાડી દીધા. તે વખતના ધોરણ પ્રમાણે આ કામ સર્વોપરી સત્તાના—શ્રી. ગાયકવાડ સરકારના—રૂકારથી થવું જોઇએ પરંતુ તે પ્રમાણે નહિ કર્યાથી, તથા રાધનપુરવાળાં બીબી કમાલબખ્તાને એક પુત્ર ( સલાબતખાં ) હતો તે બીબીજાયો હોઇ પહેલો ગણાય તેથી તેનો હક ગાદીએ પહોંચે છે એમ તેની તકરાર પરંતુ તેના વિશે જરા સંદેહ જેવું હતું કે તે ખોટો પુત્ર છે તેથી તે બાબત પણ જુનાગઢને પુછી તપાસ કર્યા બાદ રૂકાર અપાય એવું હોવાથી જ્યારે સંવત ૧૮૬૮ માં ફોજ વડોદરેથી નામ.

જામ સા. ને સજા દેવા કાઠીયાવાડ આવ્યા ત્યારે જુનાગઢને પણ તેની આપખુદી માટે આંખ્ય દેખાડવા, ફોજને જુનાગઢ સામે લઇ જવા ધારેલું, પરંતુ નગરનાજ બંદુબસ્તમાં ફાગણ માસ વીતવા આવી ગરમીના દીવસો શરૂ થવાથી બ્રોટીશ ફોજને પાછું જવાનું હતું તેથી આવતી સાલે જુનાગઢ ઉપર જવાનું રાખેલું.

દરમ્યાન સંતુબાઇના લગન પ્રસંગે આવેલા આ. રઘુનાથજી દીવાને જુનાગઢનો પોતાનો કારભાર જારી રહે એ લાલચે ગંગાધર શાસ્ત્રીનું સુત્ર સાંધી શ્રી. સરકાર મરજી તેમ કરી દેવા કલમો ઉભી કરેલી તેમાં હીંદુ ધર્મનું મકાન પાટણ તે મુખ્ય અને કોડીનારમાં નીમે હ.રા જુનાગઢનો. તે પણ શ્રી. સરકારને દેવો વીગેરે કબુલ કરેલ પરંતુ અંદરખાનેથી જુનાગઢ રાજ્યમાં હાલ જમાદાર ઉમર મુખાસન અને મીરઝાં આજમ બેગનો હોઇ, તેના સાથ વિના આ. રઘુનાથજી દીવાનથી (જેઓ ઉપર જુનાગઢના ખુદા. નવાબ સા. ની કતરાજી હતી) શ્રી. સરકાર મદદ વગર કંઇ પણ થઇ શકે તેવું નહોતું તેથી તેના હથુ કામ ( negotiate ) લેવાનું મોકુફ કર્યું અને " હીંદુ ધર્મમાં ખલલ ન થાય તેવો મનમાન્યો ( પાટણમાં ) બંદુબસ્ત કરી આપવા તથા કોડીનારમાંનો જુનાગઢનો નીમે લીસ્સો શ્રી. શ્રી. સરકારને આપવા વીગેરે "—કલમોની વિષ્ટિ ખુદા. નવાબ સા. તરફથી જમાદાર ઉમરે ચલવી. આ ઉપરથી શ્રી. સરકારને નગર પ્રા. ફોજ ખર્ચ ન પડે અને વળી દુકાળનું વરસ છે તેથી ફોજના ઉપયોગ વગર શ્રી. સરકાર હક સચવાઇ સમજુત થઇ શકે તો કરવા સંબંધે વડોદરાનો ઉત્તર મગાવતાં, રૂકાર આવ્યો

કે અમરેલી બેઠે સુભા હશુ ઉકેલ થાતો હોય તો ઉત્તમ વાત છે એટલે દીવાનજી સાહેબે મ્હોં દીધું તેથી મુખત્યારી લઇ જમાદાર ઉમર મુખાસન જુનાગઢથી જાતે આવતાં સંવત ૧૮૬૯ ના માગશરમાં ૧૨ કલમની કલમબંદી થઇ ઉકેલ થયો તેમાં આ. મેકમર્ડો સા. ની પણ દરમ્યાનગીરી રાખતાં તેણે પણ ખુશ થઇ નીકાલ થઇ-આવ્યા પ્રા. નામ. રેસીડેંટ સા. તરફ રીપોર્ટ કરેલ ત્યારબાદ સંવત ૧૮૬૯ ના ફાગણ માસમાં ખુદા. નવાબ સા. ને શ્રી. ગાયકવાડ સરકાર તરફથી ગાદીનાં વસ્ત્રો આપવા સારૂ ઘટતા સરંજામથી દીવાનજી સાહેબે પોતાના નાનાભાઇ ગોવીંદરાવજીને તથા તે સાથે ભેગા કારભારી તરીકે દેસાઇભાઈ અને ગવરીદાસ બન્નેને મોકલેલ. ખુદા. નવાબ સાહેબે પણ સ્હામાં વસ્ત્રાભરણ, કારભારી બેઅને હાથે હેમ કડાં વીગેરે આપી વિદાય કરતાં સ્વારી પાછી અમરેલી આવી.

Memorandum of arrangements regarding Bahadurkhan Babi Nawab of Junagadh made through Vihalray Devaji and Capt. Mac Murdo on behalf of the Hon. Company Bahadur dated Magshar vad 13 th Thursday samvat 1869 and forwarded to the Bombay Government.

(i) Re-the temple of Somnath at Prabhas Patan and the general religious security of the Hindoos of that place.

(ii) Re-cession by Junagadh of its share of Kodinar to the Gaikwad Sarkar.

... ... ... ... ...

(v) The debts due te the bankers of the sarkar army and to Rewashanker Trikamdas and guaranteed by Vithalrav Devaji shall be paid off from the Jortalbi collections

(vi) The nazarana to the Sarkar Rupees twenty-five thousand and one (25001) shall be paid by Hundi on Ahmedabad.

... ... ... ... ...

(xii) The existing Parvanas of guarantee to Mehta Trikamdas Bhavanidas who is an old servant of the Sarkar are confirmed. The securities (guarantees) shall be caused to give fresh assurance according to the said Parwanas ( મહેતા ત્રીકમદાસ ભવાનીદાસ કદીમ સરકારના ચાકર તેહના બાંહેધરીના પરવાના ચાલુ છે તે બાહાલ છે નવેસરથી એ પરવાના પ્રમાણે બાંહાદરોયે ખાતર જમે કરી આપવી )

---

ઉપર પ્રમાણે અમરેલી બેઠા શ્રી. સરકારોને શ્રમ વિના જુનાગઢનો નીકાલ કર્યો તેનો યશ દીવાનજી સાહેબને મળ્યો અને જુનાગઢની વાત પણ સુધારા ઉપર આવી એટલે તે કલમ

બંદીના ઠરાવની છેવટની બારની કલમ પ્રા.–તેઓની બાંહેધરી વીગેરે પૂર્વવત્ આગરૂ દીલ જામહથી તેડાવી લેવા એવું ઠરેલ હોવાથી નવાબ સા. ના માણસો ધોરાજી આવી ગવરીદાસ તથા રંગીલદાસના કુટુંબને સન્માનથી જુનાગઢ બોલાવી ગયા કારણ કે શ્રી. સરકારની જુનાગઢ તરફ ઉપર વર્ણવ્યું તેમ કરડી નજર થઈ ત્યારે પોતાના કુટુંબના ઉચાળા જુનાગઢ બહાર લઇ રહેલા હરતાં ગવરીદાસ તથા રંગીલદાસ બેઉના કુટુંબો અગાઉ માફક ધોરાજી આવી રહેલ.

શ્રી જડેશ્વરનું દેવળ પોતે બંધાવેલ તેની અરચા સારૂ હુકમને લઈ પોતે જઈ ન શકયાથી રંગીલદાસને દીવાનજી સાહેબે મોકલી યથાવિધિ કાર્ય સીધ્ધી કરેલ.

જગતે જેમ તેમ આ કઠીન વર્ષ નિર્ગમન કર્યું ત્યાં ચાતુર્માસમાં વૃષ્ટી ઘણી થતાં તેની શરૂથીજ લોકોને તાવ વીગેરે રોગોનો ઉપદ્રવ ભારે થઈ પડેલ તેમાં સંવત ૧૮૭૭ શરૂ સાલે **રસીકદાસ ગુજરી જતાં ગવરીદાસ તથા રંગીલદાસ,** તેની હટકરે ( ખરખરે-લૌકીકે ) આવેલ ત્યારે ગવરીદાસ બહુ માંદા થઇ જતાં ઘર આગળ રોકાયા અને કાર્તિક માસમાં દીવાનજી સા. ની સ્વારી કોડીનારની મુલાકાતે તથા પ્રભાસપાટણની યાત્રાએ જઇ પાછી ફરી ત્યારે ગવરીદાસને શરીરે કંઈ સુખ થાતાં તેઓ પણ અમરેલી આવી પોહોતા.

તેવામાં ખોસા લોકોના સામટા સ્વારો વાગડમાં આવી આ કાંઠે ધ્રાંગધ્રા મોરબીના મુલુકમાં ઘણો ભંજવાડ કરવા લાગ્યા તે સંબંધે મહુકાંઠેથી ઉપરા ઉપર કાગળ તથા માણસો આવતાં

તેની સજા માટે તથા એ પ્રાંતનું સંરક્ષણ કરી શકે તેટલી ફોજ એ તરફ મોકલવા વીચારી દીવાનજી સાહેબે કામ શીખવા પોતાના કનીષ્ટ બંધુને અને તેની તૈનાતમાં ગવરીદાસને મુખીપણે ફોજ આપી રવાના કર્યા તથા કચ્છ દેશથી વધુ વાકફ થવા આ. મેકમર્ડો સા. ને પણ ઇચ્છા થવાથી તે પણ સાથે ગયા. ફોજે મુકામ હળવદ રાખી પ્રથમ ખોસા લોકોનો ઉપદ્રવ મટાડવા રણ ઉતરી વાગડના ગામોમાં તેઓનો વાસ હતો ત્યાં બે ચાર વખત પછી સવારી કરી તેઓને મારી તગડી મુકયા તે ઠેઠ તેઓ પોતાની સ્હેણાક સીંધપારકરે જઇ રહ્યા તોપણ ફોજ આશરે ડોઢેક વર્ષ બંદુબસ્ત માટે આ તરફ રહેલી.

કચ્છ કાંઠેથી હરામખોરોએ કાઠીયાવાડના મુલુકને નુકશાન કરેલું તેની વળતર બા. સંવત ૧૮૬૮ સાલના ઠરાવ પ્રા. આ. મેકમર્ડો સાહેબે ભુજવાળાને તાકીદ કર્યાથી સાહેબ મોસુફ પાસે મોરબીવાળા અંબારામ મંકોડી હશુ રાવભારા ( ભારમલજી ) ની વીષ્ટી જે પોતાનો મુલુક જુજવાજણ દબાવી બેઠા છે તે પોતાને વસુ સરકાર મદદથી થઇ આવે તો પોતે ચાલુ સરકારની કુમક રાખી વર્તણુંક તે પ્રા. રાખે-એ રીતે વિષ્ટી ગુપ્તપણે આવવા લાગી તે મસલહતે કંઇ પુછપરછ ખુલાસા જેવું હોય તો મેકમર્ડો સા. ફકત એક ગવરીદાસની સલાહ લેતા તથા અંબારામ મંકોડી પણ એ કામ પાર પાડવાની સલાહ પર્યાણમાં ગવરીદાસની મદદ લેતા. પછી મેકમર્ડો સાહેબે આ કામ સારૂ માગણી કરી પોતાની બદલી કચ્છ ખાતે કરાવતાં તેની જગે બેલેંટાઇન સા. અમરેલી ખાતે આસી. નીમાયા હતા.

# પ્રકરણ ૮

## સંવત ૧૮૭૦ થી ૧૮૭૪

### ૧-શ્રી. સરકારને ઓખામંડળ મળ્યું તથા શ્રી. પેશ્વા ભાગની મુલકગીરી કુંપની સરકારે મેળવી.

જામશ્રી જસાજી સંવત ૧૮૭૦ આખર સાલે ગુજરી ગયા. તેને પુત્ર નહિ તેથી તેની વાંસે તેના ફઈઆ જામ સતાજી ગાદીના માલીક થયા એટલુંજ નામ પડયું બાકી તો તે રોગી હોઇ રાજ્ય કામ અખત્યાર જામે જસાજીનાં રાણી આછુબા ચલવતાં કારણ તે બાઇ લાયક માણસ હતું. તેણે ( આછુબાએ ) જામ સતાજી પણ અપુત્ર હોઇ સરોદડવાળા જાડેજા ભાયાત જેઓ નજીકના કુટુંબી થતા હતા તેના પુત્રને દીવાનજી સા. વીગેરેની સલાહથી રણમલજી નામ રાખી પોતાને ખોળે લીધા. આ કારણે જોડીયા, બાલંભા, આમરણવાળા સગરામ ખવાસને કુમતી સુઝી તે સંવત ૧૮૭૧ સાલે તેણે જામ શ્રી. સતાજીની માંહેથી સલાહથી તુફાન કર્યું અને નવાનગરના શીબંદી ખાતેના મસકતી આરબોને બહેકાવ્યાથી તેઓએ કંડોરણા, પડધરી અને હડીઆણા એમ ત્રણે કીલા હાથ કરી, નગરનો મુલક લુંટવા માંડયો–

બીજી બાજુ રાણીંગનું વાવણીયું ગામ જેતપુરવાળાએ જામીન થવામાં જોરાવરીથી લખાવી લીધેલ તેથી રાણીંગ પોતે સારા કાઠીઓ પાસે રાખતો તેઓએ રાણીંગ ગુજરતાં તેના દીકરાને ચડાઈ જેતપુર ઉપર વેર આદર્યું, એટલે જેતપુરની કુમક શ્રી.

સરકારે કરતાં તેઓએ અમરેલી સામે પણ બ્હારવટું કરી ભાડેરના સામટા કણબીને માર્યા–

ત્રીજી બાજુ જુનાગઢમાં સીબંદી તથા મુત્સદી લોકોનું દેવું ચઢી ગયાથી ખુ. નવાબ સા. ની મુલાકાત લઈ તેનો બંધ વાળવાનો હતો–આ બધાં કારણોને લઇ તોપ સહીત લશકર લઈ એલેંટાઈન સા. સુધાં દીવાનજી સા. મુખ્ય તો નગરની કુમકે નીકળ્યા. રસ્તામાં લાલવડ મુકામે ખુદા. નવાબ સા. મળવા આવતાં તેણે ૧ કોરીમાં અરધી દેવી એમ ઠર્યું. પછી જામ સા ના મુલુકમાં અરબો સાથે કામ લેવાનું તે લડાઇ તો સારી પડી. પણ તેઓને હડીઆણું ખાલી કરવા ફરજ પાડી જામ સા. ને સોંપ્યું. પછી કંડોરણા ઉપર ફોજ ગઇ ત્યાં દીવસ ગતિ થતાં મદદે અમરેલીથી ભારે તોપખાનું મગાવ્યું તથા ડોઢેક વર્ષ ઉપર ખોસા લોકોને સજા દેવા જે ફોજ રણકાંઠે ગયેલી તેણે ત્યાં રહી બંદુબસ્ત કરી શાંતી થાપ્યાથી તેને બોલાવી લીધી હતી તે પણ આવી પ્હોંચી. આ પ્રસંગે દીવાનજી સા. સાથે લશકરમાં ચાકરીએ રંગીલદાસ તથા રઘુનાથરાય પોતે હતા, તેઓને અને રણથી પાછી ફરેલી ફોજમાં ગવરીદાસ હતા તેને ઘણે દહાડે મળવું થયું. પછી કંડોરણા હાથ કરી જામ સા. ને સોંપ્યું. ત્યારપછી ઘેર ગયે ઘણે વખત થયેલ એટલે ગવરીદાસ રજા લઇ જુનાગઢ આવ્યા ત્યાં ખબર આવ્યા કે બાવાવાળો, મેરામ ગોવાળ અને જેસલમેર–એ ત્રણે એક થઇ ગીરનાર ડુંગરમાં ઢંગ બાંધી આસપાસનાં ગામ ગોઠડામાં લુંટફાટ કરતા હતા–તેઓએ ગવરીદાસનું ગામ વીછાવડ મારી, ખુન લુંટ કરી ગયેલ, તે ઉપરથી તેને

દરે કરવા હુકમ આવતાં માણેકલાલને લઇ ગોવીંદરાવજી બીલખે આવ્યા અને ગવરીદાસને તેડાવ્યા એટલે તે આવ્યા બાદ બધા ભેગા થઇ વરસતે વરસાદે ઢંગ ઉપર ચડી જતાં લડાઇ તો સારી થઇ પણ ઢંગને ભાંગી નાંખ્યો. આ વીછાવડની હકીકત એવી છે કે—

સંવત ૧૮૬૩ આખર સાલે બીલખા પાસે આવેલા ઉમરાળાના ગીરાસીયાનો પડતર ઉજડ ટીંબો નામે વીછાવડ હતો તે તેઓએ ગવરીદાસનું રક્ષણ લઇ તેને ચતુ વંશપરંપરા અઘાટ માંડી આપ્યો અને પોતાની જીવાઇ બદલ બાર સાંતી ધરતી માગી લીધી. ત્યારબાદ ગવરીદાસે તે ટીંબો સંવત ૧૮૬૪ માં વસાવી આબાદ કર્યો હતો.

આ વખત દરમ્યાન દીવાનજી સાંહેબે અરબો પાસે પડધરી ખાલી કરાવી જામ સા. ને સોંપ્યું. અરબ લોકોએ ત્યાંથી જોડીએ સગરામ ખવાસનો આશ્રય લીધો એટલે તેને શેહ દેવા સારૂ અંગ્રેજી પલટણ સાથે બેલંટાઇન સા. જોડીયા ઉપર ગયા અને દીવાનજી સા. નજદીકમાં મુકામ રાખી રહેલા. પ્રથમ તો સગરામજીને ઘણો સમજાવેલ તે માન્યો નહિ પણ ફોજ માથે આવી પહોંચતાં લાચાર થઈ રજુ થયો એટલે તેને એક આંમરણ ખાવા આપી. જોડીયા બાલંબા લઇ જામ સા. ના થકા આ મસલતી ખર્ચ થયું તેના થાલમાં આ. સુંદરજી ખત્રીને સોંપ્યા—એ રીતે જોડીયા—બાલંભા—ના માલીક તરીકે સગરામ ખવાસ જુદા તાલુકદારમાં સંવત ૧૮૬૪ થી હતા તે મટીને આ બેકદીને લીધે જામ સા. ને તાબે રહ્યા.

ત્યારબાદ કચ્છના રાવ સા. ની મદદગારીએ જવા માટે મેકમર્ડો સાહેબે એજ પલ્ટણો બોલાવ્યાથી તથા દીવાનજી સા. ને પણ ભેગા કચ્છમાં જવા વડોદરેથી હુકમ આવ્યાથી બેએ લશકર સંવત ૧૮૭૨ શરૂ સાલે કચ્છમાં ઉતર્યાં.

ભુજમાં તે વખતે ફતેહમહમદ જમાદાર ગુજરી ગયેલ તેના પુત્ર હુસેનમીયાં કરતા કારવતા ખરા પણ તેનો વકર થોડો હતો તે, તથા માંડવીવાળા શેઠ વીગેરે કોઇ સ્હામું ન થાતાં, આવી રજુ થયાથી તેના મકાનો ( મહાલો ) માં રાવ સા. ની દખલ અપાવી તેને ભુજમાં સ્વતંત્રપણે ગાદીએ બેસારી બેએ ફોજના મસલતી ખર્ચ વી. ના રૂ. લેણા થાય તેની દીલ જમહેમાં અંજાર મહાલ કુંપની સરકાર તાલુક રાખેલ. આ ચાકરીમાં રંગીલદાસ લશકરમાં ભેગા હતા અને ગવરીદાસ તો રઘુનાથરાય સહીત અમરેલીએ ગોવીંદરાવજી પાસે મુલુકગીરીનું કામ ચાલતું ત્યાં જઇ રહેલ.

ઓખામંડળના વાઢેલ તથા વાઘેર તાલુકદારોએ હરામખોરીની ચાલ મુકી નહિ અને ઈંગ્રેજી વહાણની લુંટના વળતરનો ઠરેલ આંકડો પણ ભરેલ નહિ તેથી તે બાબતમાં તેના સંસ્થાનો ખાલસા વહીવટમાં લેવા ઠરાવી ભુજવાળી ઈંગ્રેજી પલટણો ઉપર હુકમ આવતાં ત્યાંથીજ તરી માર્ગે તે ઓખામાં પહેલી ઉતરી તથા તેના સામું કોઇ ન થઇ શકતાં બેટ, દ્વારકાં, વરવાળા, આરંભડા, ધીણકી વીગેરે મકાનો હાથ કરી ત્યાં સરકારી થાણાં કાયમ કરી દીધાં તથા એ જગ્યા હીંદુ ધર્મની જાણી તેની મર્યાદા રહેવા સારૂ શ્રી. ગાયકવાડ સરકારને સોંપાય એવી શ્રીમંત ફતેહસીંહરાવ

મહારાજે દરખાસ્ત કરતાં જવાબ મગાવી રેસીડેંટ સાહેબે કંઇ. ઇકાર જેવું કહ્યું હશે તેથી તે મકાનો આપણને (શ્રી સરકારને) સ્વાધીન થવાનાં માટે તેનું દખલ લેવા તથા કુંપની ફોજને મદદ આપવા કચ્છથી લશકર સુધ્ધાં ઓખા તરફ જવા દીવાનજી સા. ને હુકમ આવ્યાથી ખુશકો માર્ગે જતાં ખંભાળીયા મુકામ કર્યો ત્યાં તો પલટણ સાથે સાહેબો ઓખાથી પાછા વળેલા તે ભેગા થઇ ગયા. સાહેબોએ ઓખાની સર્વ વીગત કહી તેમાં ઓખાનું દખલ લેવા દીવાનજી સા. ને નહિ કહ્યાથી, વગર તેડે ઓખા કેમ જવાય ! એમ વીચારી દીવાનજી સા. સલાયા ગયા અને ત્યાંથી સર્વ વિગત વડોદરે લખી એટલે ત્યાંથી સમાચાર મળ્યા કે પલટણી ખર્ચમાં અગાઉ ઘણા ખરા જે માહાલો કંપની સરકારને અપાયેલ તેમાં વીજાપુર ઘણો દુર વળી મેવાસી માહાલ તેથી તેને બદલે ચરોતરમાં એક ગાયકવાડી માહાલ લેવા ઇંગ્રેજ સરકારની ઇછા તેથી તેઓની આ માગણી મંજુર થાય તો ઓખાનું પાર પડે તેમ છે—આમ ખાનગી ખબર મળ્યા. આખર સંવત ૧૮૭૪ ની શરૂમાં તા. ૬ નવેંબર ૧૮૧૭ ની ટ્રીટી થઈ ઓખાની, કુલ માલેકી હક અખત્યારથી, સુપર્દ શ્રી. ગાયકવાડ સરકારને થઇ.

## ૨—સંવત ૧૮૭૨

જુનાગઢમાં અરબ જમાદાર ઉમર મુખાસન ઘણો કાબુદાર થઇ પડેલ તથા ઉના દેલવાડા વીગેરે માહાલ દબાવી બેઠેલ તેને કાઢી મુકવાની માગણી આવતાં ઘણી ખરી પલટણો સાથે એલેંટાઇન સા. ત્યાં જતાં તેની સ્હામે થવા જમાદારનું શું ગજું !

તેથી સાહેબની મરજી ઉપર પોતાના નીકાલની વાત મુકી તે જુનાગઢ બહાર નીસરી ગયા. આ તકે ખુા. નવાબ સાહેબે પણ પોતે એક કોરીની અરધી દેવા લાલવડે ઠરાવેલ તેની સહુ મુત્સદીઓની ફારગતી લઇ લીધી તથા ફોજનો મસલતી ખર્ચ ઉઘડો દીધો એટલે ફોજ ત્યાંથી વિદાય થઇ. જમાદારતો જ્યાં સાહેબ ત્યાં ભેળો ફરતાં છેવટ એમ ઠર્યું કે તેના હકોની ફારકતી કરાવી તેને બદલે મોજે ટીંબડી તથા પીપરીયું ગામ અઘાટ ગીરાસ રીતે તેને અપાવ્યાં.

આ વર્ષ નાગરી નાતમાં વિવાહ થતાં કલ્યાણરાયને જનોઇ આપી તેનાં લગ્ન પણ થયેલ તે પ્રસંગ ઉપર ગવરીદાસ તથા રંગીલદાસ જુનાગઢ આવેલ. દ્વારકાંનું દખલ તે સાલે પણ ન મળ્યાથી દીવાનજી સા. આખર સાલે અમરેલી ફોજ સાથે આવ્યાઃ શ્રીમંત ગાયકવાડ સરકારના સુબા તરીકે ફોજ સહીત મુલકમાં ફરવાની તેના આ છેલી સફર હતી. આ વર્ષ પછીથી સુબાનું ફોજ સાથે ફરવું બંધ થયું કારણ કે શ્રી. સરકાર તરફથી ગંગાધરશાસ્ત્રી સવાલ જવાબ માટે પુને ગયેલ ત્યાં તેનો ઘાત થતાં ઇંગ્રેજ સરકારે પેશ્વા સરકારને જર્બ દેખાડી જે જે કીલા સં. ૧૮૫૯ ની ટ્રીટીમાં પોતા તરફ રાખવા ઠરેલા તે તથા શાસ્ત્રીજીના ખુનના શકદાર ત્રીંબકજી ડેંગલેને હસ્તગત કરતાં શ્રી. ગાયકવાડ સરકાર ઉપરના દાવાની ફારગતી લઇ ગુજરાત પ્રાંતના માહાલ વીગેરે પણ પૂર્વવત તેઓની તરફ રાખવા ઠરાવ્યું તેમાંથી પેશ્વા ભાગની કાઠીયાવાડ મુલકગીરી કુંપની સરકારે તા. ૧૩ જુન સને ૧૮૧૭ ની ટ્રીટીથી પોતા સ્વાધીન રાખી હતી. આથી

કરીને સંવત ૧૮૭૩ સાલે મુલુકગીરીનું કામ સાહેબ મોસુફે જોડીયે રહી ચલાવ્યું તથા કોઇવાર ભ્હાર ફરવા જેવું થાય ત્યારે વડોદરા હુકમથી કાંઇ ફોજ સરંજામ દીવાનજી સા. પાસેથી સાહેબ મગાવી લે. એ મુલુકગીરી પૈકી, જુનાગઢ, નગર, પોરબંદર, ગોંડળ એ ચાર મોટા તાલુકામાં બેએ સરકારની જમેનો નીમો નીમ હીસો કહેવાય તેનો શ્રી. ગાયકવાડ ભાગનો અવેજ પોતા ભેળો વસુલ કરી દીવાનજી સા. નો અવેજ તેને ભરી આપે. ભાવનગરની જમેનો અવેજ તો સંવત ૧૮૬૪ સાલથી પલટણ ખર્ચના રોકડ અવેજમાં કામ લાગતો હોઇ તેની રજુવાત તેદીથીજ કુંપની સરકાર હસ્તુ હતી. ઝાલાવાડની જમે તો સુવાંગ પેશ્વા સરકારનાજ ભાગે વ્હેંચણમાં આવેલી. પાલીતાણા, વળા, લાઠી વીગેરેની હદ ભાવનગર સાથે મીશ્રીત હતી તેથી તેનો એક વકીલ માત્ર સવાલ જવાબ માટે અમરેલી રહેતો. મોરબી તાલુકો દેખાવમાં રજુ જેવો પણ માંહેથી તેને મેકમર્ડો સા. નો વશીલો હતો–એ શીવાય શ્રી. ગાયકવાડ ભાગના તાલુકામાં ધ્રોળ, જાળીયા માળીયા, કોટડા વીગેરે તથા ઉપર લખ્યા ગોહલવાડે દેવાણીઓ, વાઝાણી સુધાં, ઉપરાંત ઉંડ, આલગ અને બાબરીઆવાડનાં ગામો તથા ડાહા, ડેડાણ ને બીલખા બગસરા વીગેરે–આટલા ઉપર માત્ર દીવાનજી સા. નો મોસલ જઇ શકે ને ત્યાં જઇ રજુ રહે–એવો સુબા સૌભાગ્ય નહિ જેવો રહ્યો. વરસમાં એકવાર વડોદરે જવાનું સુબાને થતું તે છડી સ્વારીએ જતા તથા સંવત ૧૮૭૨ માં રંગીલદાસને દીવાનજી સા. ભેળા લઇ ગયેલ.

આ વખત જો ભાઉ સા. નું ચલણ હતું તેવું રહ્યું હત તો

આ રીતનો સુબો દીવાનજી સા. ને, તે પણ બદલી દેત પણ મુંબઇના ધાકજીદાદાજીનો કારભાર થયેલ. વળી શ્રી. ફતેહસીંહરાવ મહારાજનું સુત્ર દીવાનજી સા. ને સારૂં અને વાકર સા. ના લખ્યા ઉપરથી કાર્નાક સા. ની પણ નજર તેને સાવ તોડવાની નહિ તેથી જેમ ચાલતું તેમ જારી રહેલ. ભાઉ સા. તથા સુંદરજી શેઠ એક સલાહે થઇ ગયેલ અને દેસાઇભાઇ પણ તેઓને મળી ગયેલ એટલે દીવાનજી સા. તેને પૂર્વવત્ માનથી રાખે પણ માંહેથી ચીત્ત મેળો થોડો તેથી તેને સા. પાસે વકીલ તરીકે રાખ્યા અને માધવરાય તો સંવત ૧૮૬૯ માં ગુજરેલ એટલે જુનાં વિશ્વાસુમાં માત્ર ત્રીકમદાસનુંજ ઘર દીવાનજી સા. પાસે રહ્યું-આવી સ્થીતીમાં યથા સમે સંવત ૧૮૭૩ થી તે સંવત ૧૮૭૬ સુધી જેમ તેમ દીવસો નિર્ગમન કર્યાં.

સંવત ૧૮૭૪ માં કાંઇ લશકરથી દીવાનજી સા. ખોસાના ઉપદ્રવ સારૂ રણ કાંઠે પાટડીયે જઇ મુકામ રાખી રહેલ. રંગીલદાસ તે સ્વારીમાં સાથે હતા. આ સાલે જુનાગઢમાં મુત્સદીઓને કેદ કરી દંડ લીધો, તથા તેના બહાંધર ત્રીનેત્રેશ્વરના અતીત ભાટ વી. ને જીવથી માર્યાં.

# પ્રકરણ ૯

## સંવત ૧૮૭૬ ( ૧૮૨૦ ઇ. સ. )

### ૧-શ્રી. ગાયકવાડ સરકારની મુલકગીરીની નામ. કંપની સરકારને સોંપણ તથા વીઠલરાવ દેવાજી દીવાનજીનો કારભાર થયો.

સંવત ૧૮૭૪ સાલે દગાથી ત્રંબકજી ડેંગલેને શ્રી. પેશ્વા સરકારે કેદમાંથી નસાડી લડાઇનું મોટું તોફાન ઉભું કર્યું પણ તેમાં પુના સર થઇ આખર તેની હાર થતાં ૧ વર્ષના ૮ લાખ રૂપીયા પેન્શન દેવાનું ઠરાવી ઇંગ્રેજ સરકારે તેનું રાજ્ય સંભાળી લીધું એટલે તે ભેળા ગુજરાત પ્રાંતના માહાલો, મુલુકગીરી સર્વ તેઓને ત્યાં ખાલસા થઈ આવતાં, અમદાવાદ શહેર પ્રગણામાં તથા પેટલાદ માહાલમાં તેજ રીતે ગાયકવાડ પેશ્વાનો નીમોનીમ વિભાગથી સમાયીક અમલ તેમાં અમદાવાદ પ્રગણાં સહીત ઉપજ આંક બરાબર ગણી વડોદરા નજીક પેશ્વાના મહાલ ડભોઇ, બાહાદરપુર, સાવલી હતાં તે શ્રી. ગાયકવાડ સરકારને આપી, એ મહાલ ( અમદાવાદ ) પ્રગણાં સુધાં પોતા તરફ રાખ્યા પેટલાદ પ્રગણાનાં ગામ ગના પૂર્વથી જેમ વહેચણે જેહના વહીવટમાં તેમજ બાહાલ રાખી ખુદ પેટલાદ તળના નીમે વિભાગની ઉપજ આકારમાં ઉમેરેદ લઇ મકાન તે, ઇ, શહેર ( પેટલાદ ) આખું શ્રી. ગાયકવાડ સરકારને ચોકખું નકરૂં કરી આપ્યું–વીગેરે મહાલોની અદલા બદલી થઇ આવી.

આ સાલે શ્રી. ફતેહસિંહ મહારાજ કૈલાસવાસી થયા તેની વાંસે શ્રી. સયાજીરાવ બાળક તોપણ ચલાવી શકે તેવડા હોઇ તેને રાજ્યનું કામ સોંપેલ પણ મુખ્ય માલીક શ્રી. આનંદરાવ મહારાજ હયાત, તેની સાદી પ્રકૃતિ તેથી ઇંગ્રેજ સરકાર વધુ અખત્યારથી રાજ્યની સંભાળ દેખરેખ રાખતા હતા.

શ્રી. પેશ્વા તથા પીંઢારા સાથેની લડાઇમાં સીંધીયા અને હોલકર, જેઓની મેવાડ, મારવાડ વીગેરે રજવાડા ઉપર જેમ

હતી, તેના ઉપર, માંહેથી મળેલ હોય તો ઉઠવા ન દેવા—એ ઇરાદાથી બંગાળાની ફૌજથી કુંપની સરકારે દબાવ રાખેલ. તેમાં નાગપુરવાળા આપા સા. નો ઉઘાડો પક્ષ (કંપની સરકાર સ્હામે) જણાતાં, તેને ખારજ કરી, તેના વંશના જે રૂજુ તેને રાજ્ય સોંપી સમાધાન કીધાનંતર રૈયતી ખાલસા હોલ્કર સીંધીયાનો મુલુક તે તેના તરફ બાહાલ રાખી, ઉપર લખ્યા ( મેવાડ મારવાડ વી. ) દેશની જોરતલબી કુલ કુંપની સરકારે પોતા તરફ નવાં તહનામાં થતાં લખાવી લીધી. એક શ્રી. ગાયકવાડ સરકાર તરફની જોરતલબી ઉપર લખ્યું તેમ ધારે શીથળ પણ તેને બહાલ હતી કારણ કે જ્યારે બીજી દોલતોવાળા દક્ષીણીઓનું માંહેથી શ્રી. પેશ્વા સાથે સંધાન રહેલ ત્યારે શ્રી. ગાયકવાડ સરકારનો નામ. કુંપની સરકાર સાથે નીખાલસ વહેવાર વસતાં તેની તારીફ બંગાળા—વીલાયત સુધી લખાયેલ તે ઉપરથી તે દોલતની પ્રસન્નતા રાખવા વિષે ઉત્તર ફરી વળેલ હશે એટલે બે વર્ષ સુધી કુંપની સરકારે સબુર પકડી.

ત્યારબાદ સંવત ૧૮૭૫—૭૬ ના અરસામાં શ્રી. આણંદરાવ મહારાજે કૈલાસવાસ કર્યો અને શ્રી. સયાજીરાવ ( જે અત્યાર સુધી રીજંટ હતા તે ) કુલ માલીકપણે ગાદીપતી થયા એટલે સંવત ૧૮૭૬ શરૂ સાલે કાઠીયાવાડ મુલુકગીરી સોંપવા બા. રેસીડેંટ સાહેબે કંઈ ઉચ્ચાર કાઢેલ પણ શ્રી. સયાજીરાવ મહારાજનો પુરો રૂકાર ન મળ્યાથી તેવું તેણે મુંબઈ લખી જણાવ્યું.

આ સાલે વીઠલરાવ ભાઉ સાહેબે પોતાના પુત્રી કાશીબાઇનાં લગ્ન મોટા સમારંભથી કરેલ તથા કડી, કાઠીયાવાડ પર્યંતથી

પોતાના મંડળને આગ્રહ પૂર્વક તેડાવેલ તેથી દીવાનજી સા. પોતે તો ન જઇ શકેલ પણ પોતાના કબીલા તથા ભાઇને મોકલેલ તથા ત્રીકમદાસના ઘરને મુખ્ય બાબાજી સા. નો વસીલો તેની જગે ભાઉ સા. પણ પોતાના વડીલનું નામ નીચું પડવા ન દે તેવા સાવધાન તેથી મજમુંદારને નોતરતાં–તેને તથા દીવાનજી સા. ને અણબનાવ જેવું ખરૂં પરંતુ એ બન્નેને ઘણી લેખી મરજી સાચવતાં, તે બેઉ સરદારો કદર કયાસના જાણનાર તેથી એક બીજાને ત્યાં જવાય અવાય તેમાં એ **સરદારોને ગીણતી ખરી કે ત્રીકમદાસનું ઘર ભલામાંજ ઉભશે પણ તેનાથી હરગીજ આઘી પાછી નહિ થાય**–એ પ્રા. હોઇ વિવાહ ઉપર રંગીલદાસ, રઘુનાથરાયે વડોદરૂં જોયેલ નહિ તેથી તેને સાથે લઈ, દીવાનજી સા. ની રજા લઇ વડોદરે ગયેલ. ગવરીદાસના આગલા ઘરના પુત્ર ગુલાબરાય માંદા તેથી ગવરીદાસ અમરેલી રોકાયા તથા તેની પાસે વ્રજદાસ રહ્યા કારણ તેણે તો વડોદરા જોયેલું હતું.

વડોદરે જઇ મોટા મોટા સરદારો, દરકદારો, મુત્સદીઓ પારેખ મંડળ ઇતર ગૃહસ્થો વીગેરે જેની જેની સાથે જુનો અગાઉનો ઘરવટ–મોહાશનો સબંધ હતો ત્યાં, તે તાજો કરવા તથા વિશેષે તો રઘુનાથરાયને વાકેફ કરવા તેને લઇ રંગીલદાસ મળવા હળવા જતા અને ખુદ શ્રીમંત સરકાર શ્રીનો મુજરો પણ કરેલ.

ટાંચા દીવસોને લઇ સીધું વડોદરે આવવું પડેલ તેથી પ્રથમ શ્રી. ડાકોર થઇ વડોદરે આવવાનો શીરસ્તો તે પ્રા. ન થઇ શકયાથી કાંઇ બાધા રાખેલ એટલે વિવાહ ઉકલે તુર્તજ ડાકોર ગયા ત્યાં પાંચ રાત્ર રહી પાછા માઘ બેસતાં વડોદરે આવ્યા તેવામાં

ગુલાબરાયને મંદવાડ વધતાં સહુ કુટુંબસહ પ્રાચી જાવું ઠર્યાતાં રઘુનાથરાયને તેડાવ્યાથી શ્રી. સરકાર અને ભાઉ સા. ની રજા લેતાં પોશાકો મળી તે રવાના થયા.

રઘુનાથરાય પ્રાચી જતાં રસ્તામાં દીવાનજી સા. નું દર્શન લઇ વડોદરાનું અહેવાલ પુછતાં તેને સર્વ વિગત કહી દેખાડી. પ્રાચી ન્હાવાની આગલી રાત્રેજ ત્યાં જઇ પહોંચતાં માલુમ પડયું કે ગુલાબરાય તો છેક માંદા હતા એટલુંજ નહી પણ તેનો એકજ બાળક પુત્ર હતો તે પણ રસ્તામાં પ્રભાસે શીળી દેખાઇ ગુજરી ગયેલ. માનતાનો સ્વાદ તો કોઇને ન રહ્યો તો પણ ન્હાઇ નારાયણ બલી કરી, કોડીનાર, ઉના, તુલસીશ્યામ, ધારી થતાં થતા ફાગણ સુદમાં સહુ અમરેલી આવ્યાં પછી તો દહાડે દીવસે ગુલાબરાયને રોગનું દબાણ વધતું ચાલ્યું એટલામાં કાઠીયાવાડ મુલુકગીરી તથા શ્રી. સયાજીરાવ મહારાજને પૂર્ણપણે રાજ્ય કામસોંપવા વીગેરે કામે મુંબઇના ગવર્નર નામ એલ્ફીંસ્ટન સા. જેઓ પુનામાં અગાઉ રેસીડેંટ હતા તેની સ્વારી વડોદરે આવવાની છે એવા નકી ખબર મળતાં, દીવાનજી સાહેબે કંઇક જરૂરી ખાનગી પત્ર બહેચર શેઠ ઉપર લખ્યો હશે એટલે નામ. ગવર્નર સા. ની સ્વારી આવે તે વખતે વડોદરા હુકમ મળ્યા પ્રા. હાજર રહેવું એમ ત્યાંથી લખાઇ આવતાં દીવાનજી સા. વડોદરે વખતસર ગવર્નર સા. ને લેવા જવા તૈયારી થતી હતી ત્યાં પહેલા જઈ પહોંચ્યા એટલે શીરસ્તા પ્રમાણે કાઠીયાવાડ દીવાનજી આવે ત્યારે તેની સામે સામૈયું થવું જોઇએ એ મુજબ સામૈયું થયા બાદ બાંધી કમરેજ નામ. ગવર્નર સા. ને સામૈયું

કરવાની સ્વારીમાં ભેળા ગયા. રંગીલદાસ તે વખતે વડોદરેજ હતા કારણ ભાઉ સા. ની પુત્રી ગુજરતાં તને રોકાવું પડેલ તેવામાં તેને ગવરીદાસે પણ લખી મોકલ્યું કે આ પ્રસંગે ત્યાં ( વડોદરે ) જ રોકાજો.

દરમ્યાન ગુલાબરાયે ચૈત્ર સુદ પડવે અમરેલી વૈકુંઠવાસ કર્યા નો બનાવ બની ગયો.

૨—નામદાર ગવર્નર એલ્ફીસ્ટન સા. બહાદુર પધાર્યા પછી એક બે બેઠક એકાંતમાં તેને અને શ્રી. સયાજીરાવ મહારાજ સા ને થઇ તે વખતે રાજ્યના કામની મુખ્તારગી બંગલા તરફ હતી તેનો સરકાર ફડનવીસ હથુ દેવા લેવાનો આકાર કાઢી શ્રી. મહારાજા સા. ને નજરે કરી—" હવે તમે તમારૂં રાજ્ય સંભાળી ચલાવી શકશો " એવું કહી રાજ્ય મુખ્તારગી નામ. ગવર્નર સાહેબે લખી આપી ઇંગ્રેજી માણસો જે શહેરને દરવાજે તથા ખુદ શ્રી. મહારાજા સા. ની હવેલી વી. ઠેકાણે હતાં તે ઉઠાડી લઇ શ્રી. મહારાજા સા. ને ખુશ કર્યા. પછી વળતાં " શ્રી. ગાયકવાડ સરકાર મુલુકગીરીનો તમારે ખર્ચ નામે ન કરવો અને આંકડા પ્રા. શ્રી. ગાયકવાડ ભાગની મુલુકગીરીનો અવેજ વસુલ કરી શ્રી. ગાયકવાડ સરકારને ઇંગ્રેજ સરકાર ભરશે માટે એ મુલુકગીરીનો અમલ ફકત આપી અમને ખુશ કરો "—એમ માગણી ના. ગવર્નર સાહેબે કર્યાથી એ પ્રા. (તા. ૩-૪-૧૮૨૦) ના રોજ દેવું કરતાં અમરેલી વીગેરે માહાલો શ્રી. ગાયકવાડ સરકાર તરફ બાહાલ રહ્યા, તેમજ મહીકાંઠાની મુલુકગીરી પણ સોંપણ થઇ તે સમે શ્રી. સરકારે તથા ભાઉ સાહેબે દીવાન

સા. ને બોલાવી, કાઠીયાવાડની મુલુકગીરી તથા માહાલ સંબંધી શ્રી. સરકારનાં જરૂરી શું શું કામો છે તેની યાદ કરી તુર્ત બેઠકમાંજ લાવવાનું કહેતાં દીવાનજી સાહેબે ભાઉ ફરનવીસ, રંગીલદાસને પાસે તેડી, નીરાળા બેસી કાઠીયાવાડ સંબંધી સાત કલમની યાદ આપતાં તેમાં બે કલમ કારભારીયે વધુ લખાવી એ રીતે નવ કલમની યાદ શ્રી. મહારાજા સાહેબે નામ. ગવર્નર સા. ને સોંપી. તેઓએ તપાસવા રેશીડેંટને આપી. તે યાદમાં પાંચમી કલમ–ગવરીશંકર ત્રીકમદાસ મહેતા એ વડીલોપાર્જીત કાઠીયાવાડ પ્રાંતના મુલુકગીરી કામગાર છે તેની દસ્તુરી શ્રી. સરકાર જમે શીવાય એ પ્રાંત મજકુરમાં સરકાર ભાગના તાલુકા તથા હરેક ગામ ગન્ના ઉપર હમેશથી છે તે પ્રા. અપાવે જાતાં મુલુકગીરી સંબંધી કામકાજ તેઓને હાથે લેવું અને તેનુ લેણું જુનાગઢમાં છે તેનો નીકાલ કરી આપવો–એ રીતે છે. તે પ્રા. શ્રી. **મહારાજા સાહેબે શ્રીમુખે સોંપણ ભલામણ કરી રંગીલદાસ પાસે હતા તેનું કાંઢું નામ. ગવર્નર સા. ને સોંપ્યું.**

મૂળયાદ ( તા. ૩–૪–૧૮૨૦ ની ) મરાઠીમાં છે. ચૈત્ર વદ ૪ સંવત ૧૮૭૬ યાદી કાઠેવાડ મહીકાંઠા વ આમરેળી સંબંધી જાબ સાલ બોલાવયાચે-સુરસન આશરીન મયાતેન વ અલફ.

... ... ... ... ... ...

૧ ( પાંચમી કલમ ) ગૌરીશંકર ત્રીકમદાસ મહેતા જુનાગઢ કર યાંજ બદલ.

૧ મશારનિલ્હે સરકાર ચાકર મુલુકગીરીત પૂર્વાપાર કામગાર આહેત યાંચી સાલાબાદ દરક, દસ્તુરી સરકાર જમે શી-

વાય તાલુકદાર યાંજવર આહે તી ત્યાજ કડે ચાલવુનં ત્યાચે હાતુન મુલુકગીરી સંબંધી કામકાજ ઘેઉન બરદાસ્ત ઠેવીત જાવી.

૧ જુનાગઢ સંબંધી યાંચા વ યાંચે ભાવાચા ઐવજ યેણેં આહે ત્યાચા વાજબી ઉલગડા ઝાલાપાહીજે.

—

૨

English translation:—

Clause for Mehta Gavrishanker Trikamdas resident of Junagadh.

(5) '...The said Government servant is the Mulukgiri Kamdar from ancient times. His dasturi is permanent on the Talukdars besides the Gaikwad Jama. It should be continued to him and the business connected with the Mulukgiri should be taken through him and he should be given good treatment.

---

Capt. Barnwell who was the 1 st. Political Agent of Kathiawar; writes thus in his letter to the chief Secretary to the Govt. of Bombay dated 21 st. Octo. 1824 A. D.

"... .....This officer was particularly recommended to our consideration during the

Baroda discussion and his interests were made a particular subject of solicitation by H. H. the Gackwar ..........

---

પછી પરસ્પર પોશાક થઈ નામ. ગવર્નર સા. ને સીધાવવા વખતે, શ્રી. મહારાજા સાહેબે રાજ્યનો કારભાર સોંપવા પોતે દીવાનજી સા. નું નામ લઇ ગવર્નર સા. ની ખાનગી રીતે સલાહ પુછતાં તે નામદાર કહે કે-હવે આપ મુખ્તયાર છો છતાં પુછો છો તો એ માણસ બહેતર એ કામ લાયક મારી નજરમાં ઠીક આવે છે એવું કહી વિદાય થયા. ત્યારબાદ ઉપરનો જે દીવાની સૌભાગ્ય ભાઉ સા. તરફ તે એમના તરફ રહેતાં કારભારીનું કામ મુખ્ય દીવાનજી સા. અને તેના હાથ તળે બહેચરભાઇના હાથે લાગલુ કડેડાટ ચાલવા માંડ્યું.

ચૈત્ર સુદ પડવે ગુલાબરાય ગુજરી ગયાના ખબર આવ્યા તેને લીધે તથા દીવાનજી સાહેબે સલાહ આપી જે શ્રી. સરકારથી તમારી સોંપણ થઇ છે એટલે તમારે સાહેબ લોકો પાસે જઇ હાજર રહેવું, જેથી આગળ તમારા નીભાવનો બંદુબસ્ત ચાલે અને એ કામ સબંધે આંહી શ્રી. સરકારમાં બોલવા ચાલવા સારૂ રઘુનાથરાવને મારી પાસે મોકલજો, તેને મારા "વાડા" માંજ ઉતારો આપી રાખી મારૂં ખાનગી હીંદવી, ફારશી લખાણ વીગેરે જે કાંઇ કામ તે એને હાથે લઇ હું બરદાસ્ત કરીશ-એવું કહી રંગીલદાસને વિદાય કીધા.

# પ્રકરણ ૧૦

## સંવત ૧૮૭૭ થી ૧૮૮૦

રંગીલદાસ વડોદરેથી પાછા ફર્યા અને અમરેલી આવ્યા તથા ત્યાં બેએ ઘરનાં છોકરાં દીવાનજી સા. ના આગ્રહથી રહેલાં હોઇ, ગુલાબરાયના શોકમાં ગવરીદાસને દીલાસો આપવા અમુક વખત રહી પછી રઘુનાથરાયને સાથે લઇ રંગીલદાસ બેલેંટાઇન સા. ની હાજરીમાં જુનાગઢ ગયા તથા ગવરીદાસ તો ગોવીંદરાવજી પાસે અમરેલીજ રહેલ તેથી તેની તૈનાતમાં વ્રજદાસને રાખતા ગયા.

શ્રી. પેશ્વા ભાગની મુલુકગીરી ઉપર આ વર્ષે મુંબઇ સરકારથી બાર્નવેલ સા. નીમાંઇ કાઠીયાવાડ આવી રાણપુર મુકામ રાખી કામ ચલાવતા હતા તથા શ્રી. ગાયકવાડ ભાગની મુલુકગીરી ( કાઠીયાવાડ તથા મહીકાંઠા સુધાં ) ની સોંપણ બેલેંટાઇન સા. ને રેસીડેંટ વીલીયમ સા. તરફથી થયાથી તેણે જુનાગઢ મુકામ રાખેલ અને તેની પાસે કારભારી તરીકે શેઠ સુંદરજી શીવજીના ગુમાસ્તા નાનજી જીવરાજ હતા.

ભાઉ સાહેબે સુંદરજી શેઠ ઉપર ખરદારતનો કાગળ લખી રંગીલદાસને આપેલ તેથી તે નાનજીભાઇની હાજરી ભરતા તથા કોઇવાર તેની સાથે સા. ની પણ મુલાકાતે જતા–એમ કરતાં તક જોઇ એક વખત અરજ હેવાલ કરતાં સાહેબે ફરમાવ્યું કે મુલુકમાં તાલુકા વીગેરે ઉપર તમારૂં હક દસ્તુર શું છે ! તેની યાદ

લાવો તેથી જે પ્રમાણે હતું તે પ્રમાણે રંગીલદાસે રઘુનાથરાયને હાથે ઘરની રીત મર્યાદા પ્રા. ગવરીદાસ એકને નામે યાદ લખાવી દાખલ કરી.

ત્યારબાદ દીવાનજી સા. ને વડોદરા ખાતાના મનુષ્યનો પુરો ભરોંસો નહિ આવ્યાથી, રઘુનાથરાયને તુર્ત વડોદરા મોકલવાની તેની તાકીદ આવ્યાથી તે ભાદરવામાં નીકળી ડાકોર થઇ દશેરા અગાઉ ત્યાં હાજર થતાં તેને પોતાના " વાડા " માંજ ઉતારો આપ્યો તથા પંડે શ્રી. સરકાર કે બંગાલા તરફ જાય ત્યાં સાથે જેમ ભાઉ ફરનવીસને જવા હુકમ તે પ્રમાણે તેની ભેળા રઘુનાથરાયને પણ આવવા હુકમ કરેલ. પછી શ્રી. સરકાર સાથે જુદા મેળવતાં તેણે ઓળખાણ પૂર્વક ફરમાવ્યું કે રંગીલદાસ ભેળો તે આવેલ એ મારી નજરમાં છે. કાઈ કાઇ વાર દીવાનજી સા. શ્રી. સરકાર હજુર કામે રઘુનાથરાયને પણ મોકલતા.

સંવત ૧૮૭૭ માં નામ. મુંબઈ ગવર્નર સા ની સ્વારી બીજી વખત વડોદરે આવી ત્યારે તેઓ હજુરથી માંડી, બાર્નવેલ સા. ઇત્યાદીક મોટા મોટા સા. લોક ત્યાં આવેલ તે બધા પાસે સલામ પેગામ વી. માટે રઘુનાથરાયને દીવાનજી સા. મોકલે તથા રેસીડેંટ સા. ને બંગલે તો વારંવાર જવું પડે તેથી તે કામ તો એક રઘુનાથરાયની તરફજ સોંપણમાં—એ રીતે રઘુનાથરાયનો બોજ વકર હતો તેથી વડોદરના માનેલ મંડળના લોકો પણ તેને ઉતારે આવવા જવા લાગેલ.

આ વર્ષે શ્રી. સરકારથી દીવાનજી સા. ને કારબારની સનદ કારબારી નામે સાદહજાર રૂા. સીવાય ગામ જીલેબ સીકે થઇ આવેલ.

ઓખામાં બેટ દ્વારિકાં વરવાળે શ્રી. ગાયકવાડ સરકારના જમાદાર વીગેરે માણસોને વાઘેરોએ જીવથી મારી તે દેશ હાથ કરી લીધેલ તેથી તેઓને સજા દેવા સારૂ અને કચ્છમાં રાવ (ભારમલ-જીએ) ભારાએ માથું ઉપાડેલ તેને દબાવ સારૂ મોટા સામાન સાથે ફોજ ભુજ ગયેલ તેણે રાવ ભારાને પદભ્રષ્ટ કરી, મેકમર્ડો સા. ની તજવીજ પ્રમાણે તેના પુત્ર રાવ દેસળ ગાદીએ, અને તે સમજુ થાતાં સુધી પાસે **લક્ષ્મીદાસ વલભજી** કારભાર ચલાવે એમ અંદોબસ્ત કરી ફોજ વળી તે ઓખે આવી અને તે ફરી હાથ કરી શ્રી. ગાયકવાડ સરકારને સ્વાધીન કર્યું અને ત્યાંથી ખુમાણ કાટી-ઓનું મોટું ફીતુર ઉભું થયેલ તેની સજા ઉપર તે લશકર ગયું.

પછી નામ. ગવર્નર સા. કછ જઇ વળતાં ઘોઘા રસ્તે પાછા વડોદરે આવી ત્યાંથી મુંબઇ જવા ટાણે તે નામદારે તમામ શાહીના ગીણતીનાં સરકારી માણસોને પોશાક આપતાં એક પોશાક રઘુનાથરાયને પણ મળેલ તથા છોતેરની આગલી સફર ટાણેજ નામ. ગવર્નર સા. બોલેલ કે ગાયકવાડી રાજ પેશ્વાઇ કરતાં નાનું પણ માણસો સરસાં સામટાં છે. આવાં માણસો બાજીરાવ પાસે હત તો પેશ્વાઇ ન જાત એમ તારીફ કરેલ.

સંવત ૧૮૭૭ શરૂ સાલે એલેંટાઇન સા. લશકર લઇ ગાય-કવાડી તાલુકામાં ફરવા નીસરેલ તે ભેળા હાજરી ચાકરીમાં રંગીલદાસ હતા અને ગવરીદાસ પાસે અમરેલીમાં વ્રજદાસ રહેલા તેને, નામ. ગવર્નર સા. કછની મુલાકાત વાસ્તે ગયા ત્યારે તેઓ સા. ને મળવા ગોવીંદરાવજીને જવાનું હતું તેથી અગાઉથી તજવીજ કરવા, ઘોઘા સુધી મોકલેલ.

એલેંટાઇન સા. નો વીચાર, જો ગાયકવાડી કામ પોતા તરફ રહે તો પાલીતાણા મુકામ કાયમ રાખવાનો હતો ત્યાં તો જુજવા અમલ ન રાખતાં એકજ વસુ કરવા મુંબઈ સરકારની ગીણતી હશે તેથી આખર સાલે સા. મોસુફની મહીકાંઠે બદલી થઈ ત્યાંનું કામ સોંપાયું અને દુભાગા અમલ પુલેટીકલ એજંસી રીતે પરબારો મુંબઇ સરકારના હુકમ મુજબ ચલવવા બાર્ણવેલ સા. તરફ હુકમ આવ્યો તે સાથે બીજો પણ હુકમ આવ્યો કે જેતપુર ચીતળવાળાએ તથા બાબરા ચાવંડવાળાએ—સંવત ૧૮૬૪ ની ઇંગ્રેજ સરકારની કુલ કાઠીયાવાડના તાલુકદારને બાંહેધરી મળ્યા પછી પોતા પાસેથી શ્રી. ગાયકવાડ સરકારે જાસ્તી જમે લીધી છે—વીગેરે અરજ કર્યાથી તેઓને લઇ બાર્ણવેલ સાહેબે વડોદરે આવવું એટલે તે સા. વડોદરે ગયા.

રંગીલદાસ અત્યાર સુધી એલેંટાઇન સા. ની તેનાતમાંજ રહેતા હત પણ દુભાગા અમલ બંધ પડી સા. મોસુફની બદલી થયાથી તેણે કંઈક ઈનામ તરીકે રોકડ તથા પોશાક આપી રંગીલદાસને રૂખસત આપી તે ટાણે વડોદરે થઇ દેશમાં આવવું ધારી રંગીલદાસે અરજ કરી હજુ ઇંગ્રેજ સરકારને સોંપણ થઇ છતાં કંઇ ઉપજીવીકાનો ખુલાસો ન થયેલ તે વિષે મુખ્ય મદદ તો શ્રી. ગાયકવાડ સરકારથી મળે પાર પડવાનું પણ રેસીડેંટ સા. પણ મદદ આપે સાહેબ મોસુફે આ. વીલીયમ સા. ઉપર ચીઠી આપી વિદાય કરતાં રંગીલદાસ વડોદરે આવ્યા. તેને પણ દીવાનજી સાહેબે " વાડા " માં રઘુનાથરાય સાથે ઉતરવા આગ્રહ પુર્વક કહ્યાથી એઓ પણ રઘુનાથરાય ભેળા ઉતર્યા.

૨–બાર્નવેલ સા. ચારેક માસ રહ્યા પણ જે કામે આવેલ તેનો પાર પડયો નહિ ( તે કંઇક ગીરાશીઆઓને વધુ અપાવવા માગતા હતા ) એટલે તે કાઠીયાવાડ તરફ વિદાય થતા હતા તે ટાણે ફરી પણ શ્રી. સરકાર, રેસીડેંટ સા. તથા કારભારી સાહેબે રૂબરૂ ઘણી ભલામણ કરતાં બાર્નવેલ સાહેબે રંગીલદાસને–" તારે તુરત મારી પાસે કાઠીયાવાડમાં આવવું " એમ કહી રવાના થયા, એટલે દીવાનજી સાહેબે પણ તુરત જ જવા સલાહ આપતાં રંગીલદાસે વિનંતી કરી કે જે પ્રમાણે અમે એલેંટાઇન સા. ને જુનાગઢ મુકામે કસ્તુરીના આંકડા સુદ્ધાંની યાદ આપી છે તેજ પ્રમાણે તેના ટેકામાં શ્રી. સરકાર–જેણે અમારી સોંપણ કરી છે–તેના તરફથી ઇંગ્રેજ સરકારમા અપાય તો સારૂં. તે ઉપરથી કહે–ઠીક–એટલે કાકા ભત્રીજો ભેળા બેસી ચાલેલ દાખલો રજુ કરતાં, તે પ્રા. શ્રી. સરકારથી ગવરીદાસ અને ( રઘુનાથરાયે આગ્રહ પુર્વક કહ્યાથી ) તેની સાથે રંગીલદાસ–એ બે નામે લખાઇ રેસીડેંસીમાં યાદ અપાતાં રંગીલદાસ તુર્ત રજા લઇ કાઠીયાવાડ તરફ સીધાવ્યા. રઘુનાથરાય તો વડોદરેજ દીવાનજી સા. પાસે ચાકરીમાં રહ્યા હતા.

બાર્નવેલ સા. નું મંડળ વડોદરેથી ખુશ્કી માર્ગે કાઠીયાવાડ જવા નીકળેલ પણ સાહેબ પોતે તરી માર્ગે ગયા તેથી વહેલા ઘોઘે ઉતર્યા ત્યાં તેની સરભરા સારૂ અમરેલીથી ગોવીંદરાવજીએ અગાઉથી વ્રજદાસને ઘોઘે મોકલેલા તે સા. ને જઇ મળતા મેવા વીગેરે વિવેક ઉકલ્યા બાદ સા. ને પોતાનેજ વડોદરાની ભલામણ તાજીજ હતી અને પોતે મોટા દીલવાળા સરદાર તે

પોતાનું મંડળ કે રંગીલદાસની આવવાની રાહ ન જોતાં કેટલીક વાતો ગાયકવાડી મુલુકગીરી સંબંધી વ્રજદાસને પુછતાં તેણે–" ઘોઘાબારા વી. કેટલાક અમદાવાદ જીલ્લાના માહાલો વિના એ જીલ્લો તો કુલ એકંદર શ્રી. ગાયકવાડ સરકારનીજ ચુકવતી ખાતાનો "–વીગેરે માહીતી સા. મોસુફને કહી દેખાડતાં, સાહેબે તેને ફરમાવ્યું કે તારે કામ ઉપર હાજર થાવું અને સાહેબે પોતાને નામે હુકમ ચીઠી લખવાં પડે તે લખવાં અને તે માટે પોતાની મોહોર સીક્કો વ્રજદાસને સોંપી લાગલાજ ગાયકવાડ ભાગની મુલુકગીરીનું કામ તેને હાથે લેવું સાહેબે શરૂ કર્યું તથા પોતાનું મંડળ આવ્યા બાદ પણ મુખ્ય તો એ કામનો સીગો મજમુંદાર તરફ બાહાલ રાખી સાહેબે અમરેલી જઇ મુકામ કીધો. ત્યાં ખુદા. નવાબ સાહેબ સુધ્ધાં દુભાગા મુલુકના ભુપાલ ભુમીયા તેને મળવા આવેલ અને રંગીલદાસ પણ આવી પહોંચ્યા તથા સાહેબની કદરદાનીની વીગત સાંભળી તેને નીરાંત વળી. ઉપરની વીગત વ્રજદાસે વડોદરે રઘુનાથરાયને લખ્યાથી તેણે દીવાનજી સા. ને તે જાહેર કર્યાથી તેઓ પણ પ્રસન્ન થયા.

ગવરીદાસ વચમાં જુનાગઢ ગયેલ ત્યાં તેને માંદપ થઇ આવેલ. પછી ઠીક થતાં અમરેલી જવા નિકળ્યા, રસ્તામાં સા. નું મુકામ ધારી ગુંદાળી હતું તેને મળવાની ધારણાએ ત્યાં ગયા અને સા. ને મળતાં તેઓએ ઘણી મહેરબાની બતાવી–" મારી આગળ તમારી તારીફ મેકમર્ડો સાહેબે ઘણીજ ઘણી કરી છે. તથા તમારી સાથે વાકર સા. વીગેરે બીજા સા. નો પરીચય પણ મારા જાણ્યામાં છે "–વીગેરે કહી ઘણું માન સન્માન દીધું.

પછી ત્યાંથી ગવરીદાસ પોતે અમરેલીના દરકનો પણ શ્રી સર-કારથી કાંઇ નોર લાવવાની ધારણાએ અમરેલી આવી પગ ટ-કાવી રહ્યા તથા મુલકગીરી ખાતે દસ્તુર વીગેરેનો નોર પાડવા રંગીલદાસ તો સાહેબ પાસેજ રહેલા. બાર્નવેલ સા. ના પેટમાં ગીણતી ખરી કે જેમ આ કામનો સીગો મજમુંદારને સોપ્યો તેમ આગળ ઉપર તેમનું દસ્તુર પણ ચાલુ કરવું તેથી છોતેરમાં રંગીલદાસે જે યાદ આ સંબંધે બેલેંટાઇન સા. ને આપેલ તે તથા તેને લગતા બીજા કાગળો સાથે ટાંકી એક રીપોર્ટ (સંવત ૧૮૮૦ માં) મુંબઇ સરકારમાં કર્યો.

સંવત ૧૮૭૮ માં ખુમાણની રહેણાકનો મુદો ભાવનગરવાળાએ જેતપુરવાળા ઉપર સાબીત કર્યાથી સાહેબે ધારી ગુંદાળીથી જેતપુર જઇ ત્યાં જપ્તી કરેલ.

રાવ સા. ગોવીંદરાવજીને ત્યાં લગન અમરેલી મુકામે થતાં પોતે ન આવી શકતાં દીવાનજી સાહેબે ઘર કુટુંબને મોકલ્યું તે સાથે રઘુનાથરાય પણ રજા લઇ વડોદરેથી અમરેલી આવ્યા. પછી જુનાગઢ જતાં વચમાં જેતપુર મુકામે રંગીલદાસ તથા વ્રજદાસને મળતા ગયા તથા રસ્તામાં રેવાશંકર જેઓ પોતાના પુત્ર શામળદાસને બરજવાનું દર્દ ઘણું વધેલ તેની દવા સારુ વડોદરા અને યાત્રા નીમીતે ડાકોરજી વિ. જતા હતા તે પણ મળ્યા

થોડો વખત જુનાગઢ રહી રઘુનાથરાય પાછા વડોદરે નોક-રીમાં હાજર થયા ત્યાં ભાઉ સાહેબે માગણી કર્યાથી દીવાનજી સા. ને કાને નાંખ્યા તેનું પણ હીંદની, ફારસી લખાણાં વિ. નું કામ પડે તે રઘુનાથરાય કરતા એ રીતે સંવત ૧૮૮૦ ની સાલ

આવી પોતી એટલે ઘર છોડે ડોઢેક વર્ષ થયેલ તેમાં વળી કલ્યાણરાયની વહુનો આગળ ઉપર સીમંતનો પ્રસંગ હતો તેથી વડીલોના લખવાથી રજા લઇ રઘુનાથરાય ઘેર આવ્યા. આ અરસામાં ગવરીદાસે અમરેલી વી. માહાલોનું મુલુકગીરી દરક મળે જાતું તે સંબંધે અરજ કરેલ તે ઉપરથી જ્યારે બાબાજી બચાજીને અમરેલી પંચ મહાલનો હીસાબ આપવા દીવાનજી સા. પાસે ગોવીંદરાવે મોકલ્યા ત્યારે તેની સાથે કેટલાંક કામો જેના ખુલાસા વડોદરેથી લેવાના હતા તેની યાદ કરી મોકલી હતી તેમાં ગવરીદાસની માગણીની પણ કલમ લખી હતી. દીવાનજી સા. પોતાના વખતમાં એ બાબત નીમીત હરસાલ અમુક રકમ અપાવતા એટલે બાબાજીએ વિદાય થવા વખતે ખુલાસો પુછતાં દીવાનજી સા. ખુદના જાણવામાં કે એ માહાલોમાં મુળ મુલુકગીરી ચુકવતીનાંજ ગામગોડો એટલે ગવરીદાસનો જે હક તે વાજબી સાચોજ છે. વળી ઇંગ્રેજી અમલમાં સંવત ૧૮૭૬ પછી કાઠી લોકો વધુ જોર મારી ઉંચુ જોઇ ગયેલ તથા દેશ ફરીયાદે ઉપડી મનસ્વી અરજીઓ શ્રી. સરકાર સામે કરે છે—આવા મામલામાં ગવરીદાસ પોતે ભોજદાર માણસ તે અમરેલી હોઇ તે માહાલ ઉપર અરજીઓ થાતાં તેની વાકેફગારી પુરી તેથી સવાલ જવાબમાં ઉપયોગી તથા રંગીલદાસ ખુદ સા. પાસે એટલે ત્યાં પણ સવાલ જવાબમાં તે ઉપયોગી-એ રીતે બન્ને પુરૂષો ઘણા કામના છે—એમ વીચારી કદરદાનીથી રૂકાર આપી પાંચે માહાલમાં ગામ ગન્ના વાર પોતે અપાવતા તે પ્રા. દસ્તુર કરી દઈ સનદ આપવા ફરમાવેલ. લખાણાનું કામ

મુળ વિશેષે કરી ઇજ કરતા ને તે હથેજ ચીઠી પત્રો વીગેરે સર્વે જગેની મજમુંદારી રીતે ચાલતુ તેમ ચલાવવા હુકમ આપ્યા પ્રા. ૧૩૦૧ રૂા. દસ્તુર સીવાય ધરતી વાડી અમરેલીના તળ કસ્બે તથા દીવાળી ઇત્યાદી કે વસ્ત્રો મળતાં તે સુદ્ધાં દેવા-વીગેરે બંદોબસ્ત બન્ને વડીલો તથા રઘુનાથરાય, વ્રજદાસ, કલ્યાણરાય વીગેરે સર્વે અમરેલી હતા ત્યાંજ થઇ આવ્યો. પછી ગવરીદાસ બધાંને લઈ જુનાગઢ ગયા અને કલ્યાણરાયની વહુના સીમંતનો અવસર યથાયોગ્ય પાર ઉતાર્યો નંતર વ્રજદાસ સાહેબ સ્વારી દરીયા કાંઠે હતી ત્યાં હાજર થયા.

શ્રી મહાલસા કાંત

## સીકો

રાવશ્રી સઆજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમસેર બહાદુર–તા. રઘુનાથરાય ગવરીદાસ તથા વૃજદાસ રંગીલદાસ **જત તમારા વડીલ તથા તમે સરકાર સેવા ચાકરી એકનીષ્ઠ હરએક કીધી** તથા કરવાને ઉમેદવાર ચાકરીના ઉપઓગ તથા તમારા નીરવાહ થવાં ઉપર નજર દઇને સરકારથી કૃપા કરીને મજમુંના દરખ પરગણે અમરેલી તથા કોડીનાર તથા ધારી ધાતરવડ તથા ચાવંડ દામનગર કસબા તથા પરગણા ગામોમાં દાએતું કરી આપું છે તેની યાંદ એલાહીદા સરકારની રૂા. ૧૩૦૧ તેરસોએક તથા જમીન કસબે અમરેલી મધે વિઘા એકસોનેત્રીસ વાડી સુધાં તેમાં પીતના કોસ ૨ ને તળે વીઘા ત્રીસ તથા બારે તરાની જમીન વિઘા સો મળે એકંદર ધરતી વિઘા એકસોનેત્રીસ

એણે વિગતે આપી છે તેના ઉપભોગ પુત્ર પૌત્રાદી વંશપરંપરા દરક તથા ધરતી વાડીનો લેજો ને સરકાર ચાકરી કરો છો તેવી એકનીષ્ઠે કરજો. સંવત ૧૮૮૦ ના ફાગણ સુદ ૨ સન આર્બા આશરીન મઆતેન વ અલફ જાણીજે છ ૧ માહે રજબ

મોર્તબ સુદ

## પ્રકરણ ૧૧

### સંવત ૧૮૮૧ થી સંવત ૧૮૮૪

### ૧-રંગીલદાસનું અવસાન.

રઘુનાથરાય-( લેખક પોતે ) ચતુર્માસ જુનાગઢ રહી, પછી રાજકોટ જઇ રંગીલદાસ, કલ્યાણરાય વીગેરેને મળી અમરેલી આવી પોતાની ચાકરી ઉપર ચડવા વડોદરે ગયા. કલ્યાણરાય આ વર્ષે હાં ામાં આવેલ તેથી તેને બ્રજદાસ પાસે રહી ઇંગ્રેજી કાયદે પોતાના કામકાજમાં નાખી વાકેફ કરવા રંગીલદાસે પોતા પાસે તેડાવી રાજકોટ રાખેલ.

આ સાલ અવર્ષણથી કાઠીયાવાડમાં દુકાળી હતી. રઘુનાથરાય વડોદરે પહોચ્યા બાદ તેની પાસે દીવાનજી સાહેબે, બેલેંટાઇન સા. ના કારબારીયે મુંબઇથી વડોદરે થઇ સાદરે જતાં ભાઉ સા. મારફત કાંઇ ખોટી સાચી કરી શ્રીમંત ખુદનું મન પોતા વિષે ઉચક કર્યાની તથા પોતાના બંધવ ગોવીંદરાવજી તરફના પાળ અસંતાપની વાત એકાંતે પેટ ખુલી કરેલ-એવો રઘુનાથરાય ઉપર તેનો ભરોંસો બેઠેલ.

ચાવંડ તપા વિષે બાબરાવાળાએ તકરાર લીધેલી તેનો ઘરમેળ નીકાલ થાય તો કરવો કે કેમ ? એમ રંગીલદાસ તથા ગવરીદાસે રઘુનાથરાય મારફત દીવાનજી સા. ને લખી પુછતાં તેઓ શ્રી. ના કહેવાથી રઘુનાથરાયે ખુદ હજુરમાં જઈ શ્રીમંતને કાગળ વંચાવી સર્વ હકીકત રોશન કરી એટલે તેઓશ્રીએ દીવાનજી સા. ને પુછી મત લઇ તત્કાળજ રૂકાર આપેલ અને તે પ્રમાણે ઉતર ફરી વળ્યાથી છેવટ રૂકાર પ્રા. ત્રણ ગામ બાબરાવાળાને પાછાં આપવા ઠરાવી એ કામને ગવરીદાસ તથા રંગીલદાસે ઘરમેળે પાર પાડયું. વળી જે જે મામલા આલગ દેશ સુધ્ધાની ગામગના વાર અરજીઓ વીગેરે પડેલ તે સર્વનો મુખ્ય ધણીનો પ્રતાપ પણ નોર લાવ્યાથી **પોતાના ધણીના કામમાં પુરા ઈમાનદાર છે એવી ગીણતી સાહેબ લોકોને પણ નજરમાં આવી.**

ત્યારબાદ સંવત ૧૮૮૨ શરૂ સાલે પોતે બેએ ભાઇઉ (ગવરીદાસ તથા રંગીલદાસ) શ્રી ડાકોરજી તથા શ્રી નર્મદાજીની યાત્રા વીગેરે ખાનગી કામે ત્યાં આવશું તે દીવાનજી સા. ને પણ કાને નાંખશો એમ રઘુનાથરાયને લખી મોકલ્યું એટલે દીવાનજી સાહેબે પણ એ વાત જાણી–"જરૂર આવજો" એમ પોતા તરફનો આગ્રહ ઉત્તરમાં લખાવ્યો.

દરમ્યાન સંવત ૧૮૮૧ ના શ્રાવણ ભાદરવેથી રઘુનાથરાયને જરા માંદપ થઈ આવ્યાથી શરીર નબળું પડેલ તેથી વડોદરાના પાણીએ અસર કરવા માંડી તે આરામ થઇ શરીર વળવાને બદલે દહાડે દીવસે ઘસાતું ચાલ્યું. હવે જો હવાફેર માટે કાઠીઆવાડમાં આવવાનું કરે તો શરીર સુધરી જાય પણ ઉપર લખ્યા

આ. વડોદરે આવવાની વડીલોની ગોઠવણમાં ખલેલ પડે તેથી પોતે છાનું રાખી વડીલોને તબીયતના ખબર કંઇ ન દીધા અને બીજાઓને પણ વારી મુકેલ કે તેઓ કાંઇ તે સંબંધે ન લખે-રઘુનાથરાયને તો નબળાઇ વધતી ચાલી. આ વર્ષ સીંહસ્થ હોઇ ગોદાવરીનો મેળો હતો પણ ત્યાં મરકી ચાલતી હોઈ હજારો માણસો તુટતાં જુનાગઢથી પુર્ણાનંદ સ્વામીને સાથે લઇ સુંદરજી રંગીલદાસ ( રઘુનાથરાયના સસરા ) ત્યાં ગયેલ તે બેઉ નાશકમાંજ નીવૃત થયા. ઉનાળામાં તો તે રોગ ગુજરાત કાઠીયાવાડ તરફ ફેલાયો તેથી ગવરીદાસ તથા રંગીલદાસે આવી હવા જોઈ, આવતા વર્ષ ઉપર વડોદરા આવવાનું રેવી એ મતલબે લખી જણાવતાં, રઘુનાથરાયે પોતાના શરીરની નબળી અવસ્થા જેવું તે કોઇ આવી તેડી જાઓ ત્યારે અવાય તેમ છે એમ ઉત્તર વાળ્યાથી કશું ન વીચારી બેએ ઘરનાં નાનાં મોટાં કલ્યાણરાય તથા વહુવારૂ સીકે વડોદરે રવાના થયા. ડાકોર સુધી તો તાણી તુસી રઘુનાથરાય સ્હામા ગયા તેનો તાડો લાગ્યાથી તેને હેલો આવી ગયો. માણેકલાલ સકુટુંબ શ્રી નાથજી જાવા વહેલા નીકળી ચુકેલા તેને આવી હવામાં આગળ ન જવા દેવા રંગીલદાસ વાડાસીનોર વીરપુર સુધી જઇ પાછા વાળી લાવતાં દર્દના ઝપટમાં પુરા આવી ગયા તે સહુ પંચ રાત્ર વધુ ડાકોર રોકાઈ વડોદરે આવવા નીકળ્યા ત્યારે રંગીલદાસે પોતાની ગાડીમાં રઘુનાથરાયને સાથે લઇ એક બીજાની તરફનો અહેવાલ ચાલતી વાટે કહ્યો સાંભળ્યો અને પછી ગવરીદાસને વાકેફ કર્યા. દીવાનજી સાહેબે પોતાના વાડ સ્હામે નવા ચોકમાં આગ્રહથી

સર્વેને ઉતાર્યો અને રઘુનાથરાયને પોતાના ખાસ વૈદ (જગનાથ) ની દવા ચાલુ કરી.

ત્યારબાદ તેને જરા ઠીક જણાતાં સર્વે શ્રી. નર્મદાજીની યાત્રા કરી આવ્યાં આ વખતે વૃજદાસ એક ફકત કાઠીયાવાડમાં સા. ની હાજરવાસીમાં રોકાયેલ તે પણ ઘોડીએથી પડતાં પગે સારી ઇજા થઇ આવેલ તેના અને ખાનવેલ સા. નાં મડમ એકાએક ગુજર્યાથી તેના અફસોસને લઇ સા., આસી. વીલ્સન સા. ને ચાર્જ સોંપી રજા ઉપર ગયાના ખબર વૃજદાસથી જાણતાં વડીલોને ઘણી ગમગીની થઇ આવી.

વડોદરામાં વચ્ચે વચ્ચે વડીલો શ્રીમંત સરકારનું દર્શન લેતા. દરમ્યાન ચોમાસું જારી થાતાં રઘુનાથરાયને રોગનું દમાણ વધવા માંડ્યું. છેવટે વૈદ્યોની સલાહ પડી કે વડોદરા રઘુનાથરાય રહેશે તો દવા છતાં બચાવ થવો મુશકેલ છે પણ દેશમાં તે જશે તો વર્ષ ૭ માસે પણ હવાફેરથી ફાયદો થવા આશા છે તેથી સર્વ સથવારાને લઇ ગવરીદાસે દેશમાં જવું એમ ઠર્યાથી ગણપતી ચોથની ભર કચેરીમાં રઘુનાથરાય અશકત તોપણ શ્રી. મહારાજા સા. ની રજા લેવા સારૂ તેને સાથે લઈ ગવરીદાસે રૂખસત માંગી ત્યારે શ્રીમંત સરકારે સરે કચેરીમાં પોશાક આપ્યો. પછી માંહેથી રઘુનાથરાયની જીતવાની આશા નહિ તેથી બને વડીલોએ શ્રીમંત સરકારને રઘુનાથરાયને માથે હાથ મુકવા વિનંતી કરતાં શ્રી. મહારાજા સાહેબે હાથ મુકી " બરા હોઇલ "* એટલા

---

* શ્રીમંત સરકાર આશીર્વાદે પ્રભુ કૃપાથી રઘુનાથરાયભાઇ આ પછી ૫૦ વર્ષ બાદ—ખ્યાશી વરસની વયે વૈકુંઠવાસી થયા.

અક્ષર શ્રીમુખે બોલી રજા આપી. પછી તો ભાઉ સા., દીવાનજી સા., અમીન સા. વીગેરે એ તો નાના મોટા સર્વને વસ્ત્રાદીક આપી વિદાય કર્યા. ડાકોર સુધી રંગીલદાસ વળાવવા આવેલ. અમીન સાહેબે આપેલ મીયાનામાં રઘુનાથરાયને સાચવી લઇ જતાં નવરાત્રીમાં અમરેલી સર્વ આવી પહોંચ્યા અને મીયાના વી. ને રજા આપી.

૨–સંવત ૧૮૮૧ સાલની દુકાળીથી શ્રી. સરકારને રાજ ઉપર દેવું થઇ આવતાં તે વર્ષે શ્રી. સરકારે બંગલાની ખાતરી અપાવી પોતાના શાહુકારોનાં નાણાં કોટું કરી કરજે લીધેલ તે વિષે શ્રી. સરકાર શું કરવા ધારે છે ! તે સારૂ ઘટે તે કારભારીને મુખ્તારીથી બંગલે મોકલવો–એમ જલ્દી પુર્વક લખાણ આવતાં દીવાનજી સા. નેજ મુખ્તારપણે શ્રી. સરકારે મોકલ્યા કારણ કે જો કે માંહેથી પોતાની બેદીલી તો પણ એ મોટા કામ વખત કારભારનો બદલો કરવો ઠીક નહિ એમ લાગ્યું. દીવાનજી સાહેબે માહાલે માહાલના આંકડા ચઢાવી સાત વર્ષના ઇજારાનો ઇંગ્રેજી બહાદરીથી બંદોબસ્ત કીધો પણ ત્યાં સુધી બાંધેલ ખર્ચે શ્રી. સરકારને રહેવું પડે એમ હતું તેથી શ્રી. નો ભરૂસો વધુ ઉઠી ગયો.

ત્યારબાદ આગળ ઉપર શ્રી. ખંડેરાવજીનો જન્મ થાતાં તેની વધામણી ખ્હાને એક હજુરીયાને શ્રીમંતે નામ. ગવર્નર એલ્ફીસ્ટન સા. ની પાસે મુંબઇ મોકલ્યો ત્યાં તેઓ સા. ની અરજી તપાસતાં શાહુકારનાં કોઠાનાં નાણાં એકદમ ભરાય તો સાત વરસનો બાધ નહી લેવાય–એવું કહેતાં દીવાનજી સા. નો

કારભાર મોકુફ કરવા તથા નાણું ભરવાની તજવીજમાં શ્રી. મહારાજા સા. પડી ગયા પણ કમનસીબે ત્યાં તો નામ. એલ્ફી સ્ટન સા. બદલાઇ તે જગા પર નામ. માલકમ સા. નીમાઇ આવ્યા, એટલે ઠરેલા વખત દરમ્યાન ( સાત વર્ષ અંદર ) શ્રી. સરકાર નાણાં ભરે તો પણ ન લેતાં કરાર મુજબ ચાલવું જોઇએ એ પ્રા. નવા ગવર્નર સા. ને સમજાવવા રેસીડેંટ સા. મુંબઇ ગયા. આ વર્ષે વ્રજદાસના પુત્ર ભગવતીદાસને જનોઇ દેવું હતું તે સમારંભ ઉપર રઘુનાથરાય હજુ અશક્ત હતા તો પણ તેને અને કલ્યાણરાયને લઇ અમરેલીથી ગવરીદાસ જુનાગઢ આવેલા અને તે પ્રસંગ પાર ઉતર્યાનંતર વૃજદાસને સા. હજુર રાજકોટ અને કલ્યાણરાયને અમરેલી મોકલ્યા અને ગવરીદાસ રઘુનાથરાય સહીત છ્ગા જુનાગઢ રહેલ કારણ કે કલ્યાણરાયે અમરેલીના દરકના કામ ઉપરાંત રાવ સા. ની મરજી મેળવવા ખુદ કસ્બાના દાણથી માંડી કુલ શહેરના વેરાવાંટીમાં પુછાણ તથા સ્વારી શીકારી ચડવા ઉતરવાના મામલામાં પણ તેનો ( કલ્યાણરાયની ) ગવરીદાસ પ્રમાણે દીલેર પ્રકૃતિ નીવડી આ વતાં એ સર્વ મહાલ સબંધી મામલો તથા કુલ કામ પાગાર સુધાં ધરધંધાનાં ખાતાં પત્રાંમાં હાથ તજો બે મ્હેતા—દલપત ઝાલો અને બકુભાઇ તેના હતુ અને તે ઉપર પોતે ગણુ મ્હેનતી ને પંડ્યે સહુ કામ સંભાળી લઇ ગવરીદાસને બેફીકરી કરેલ.

ત્યારબાદ વૈશાખમાં રઘુનાથરાયની મોટી પુત્રી તથા ગુલાબરાયની પુત્રીનાં લગ્ન હોવાથી તે પ્રસંગ ઉપર વૃજદાસ, કલ્યાણરાય ગવરીદાસ, રંગીલદાસ આદી સહુ ઘર સાથ ભેળો થાત.

કન્યાદાનનું કાર્ય ગ્નાતી ભોજન વી. યથાસ્થીત ઉકલ્યાનંતર રંગીલદાસ તથા વ્રજદાસ રાજકોટ ગયા અને ગવરીદાસ તથા કલ્યાણરાય અમરેલી આવ્યા.

રઘુનાથરાય જુનાગઢ રોકાણા અને ચાતુર્માસ ત્યાં રહ્યા. વચમાં ખુદા. નવાબ સા. બહાદુરખાનજીનું દર્શન લેતાં, ખુદા. નવાબ સા. ને રાગ રાગણીની પુરી પરીક્ષા તે રઘુનાથરાયે વડોદરે સેવ્યાથી તેના ભેદ થોડા ઘણા જાણે તે વાતે વાતમાં કહી બતાવ્યાથી નવાબ સા. પ્રસન્ન થયા અને ત્યારપછી એવો કોઇ પરદેશી ગાનાર આવે, અને મીજલસ થતી તે વખતે યાદ કરી રઘુનાથરાયને તેડાવતા તથા રઘુનાથરાય જાય ત્યારે ખુદા. નવાબ સા. બીજું કામ બહુત કરી બંધ રખાવી તેના ઉપર દ્રષ્ટીથી દેશપરદેશની વાતો ઘણી કરે-પુછે એ પ્રા. મીઠી નજર દેખાડતા. આ વખત ગોવીંદજી ઝાલાનો કારભાર જુનાગઢમાં હતો.

હજુ સુધી રાજકોટ દસ્તુરીનું બારૂં ખુલેલ નહિ. રંગીલદાસને કોઇ જમીંદારોમાંથી મુરવતે દસ્તુર મળતું તથા બે વડીલોને નામે હડાળા તથા હડેલા બે ગામ ઇજારે રાખેલ તેથી રંગીલદાસ ઘટાર્થ ખર્ચ કરી નીભાવ કરતા પણ નામે કવરો નહિ અને કોઇ તેનામાંથી ગોટાવાળે કે બાઇ જવાનુ કરી શકે તેવી તેની કાચી તજવીજ નામે નહિ. તેનું સર્વ જોણ જાતે જન્મથી પુર્ણ સાવધાનીનું હતું. વ્રજદાસની સરસાઇ તથા હીમત બીજા ઘાટની. તે પોતાના ખાનગી ધંધામાં કાઠીઓનાં ગામ તપાના ઇજારા રાખતા. વચમાં વલાહનાં જામો પણ રાખેલ ઇત્યાદી એક ઉપર એ સામટા ધંધામાં તેની હીમત નજર પ્હોંચ ઘણી તેથી તેના

પિતા કરતાં તેણે હાથ પ્હોંચ સારી મેળવી તેમાંથી પોતાનાં ખાનગી ઈત્યાદી ખર્ચ પણ સારાં કોધાં.

૩-આ વર્ષ કન્યાગત હોઇ વૃજદાસને રાજકોટ તથા કલ્યાણરાયને અમરેલીની ચાકરીમાં રાખી બન્ને વડીલો પોતાના છડા પકવ કબીલા માત્ર અને સાથે એક રઘુનાથરાયને લઇ ભાદરવામાં જોધપુર ખંભાળીયા રસ્તે દ્વારકાં યાત્રાએ ગયા. ત્યાં તીર્થ સેવન સામટા દીવસ ઉત્તમ પ્રકારે કરી શ્રાદ્ધાદીકથી ઉકલી પછી શ્રી બેટ ગયા ત્યાં શરત્પુનમના ઓછવ પર્યંત રહી પછી શ્રી ઇષ્ટદેવની આજ્ઞા લઇ પાછા પોરબંદર રસ્તે થઇ આવવા નીકળ્યા કારણ કે મી. વીલ્સન સા. ની સ્વારી ત્યાં હતી. રાવળ પહોંચ્યા ત્યાં શરદોત્સવ રાકાયુક્ત થયેલ તેની આગલી રાતે રઘુનાથરાયને ત્યાં પુત્ર દુર્લભરાયભાઇનો જન્મ થયાની વધામણી લઈ મોસાળીયો ગોર આવી મળ્યો તેથી સર્વે પોરબંદર જઇ, ધરખનું જ્ઞાતી ભોજન કરાવી, રંગીલદાસ ત્યાં સાહેબ સ્વારીમાં રોકાતાં, ગવરીદાસ સથવારા સાથે પૌત્રોત્સવના પ્રસંગ સારૂ જુનાગઢ આવ્યા. તે ઉકેલી અમરેલી ગયા તથા રઘુનાથરાય તો જુનાગઢજ રોકાયેલ.

માગશર ઉતરતે પોરબંદરથી સા. ની સ્વારી રાજકોટ આવી તેજ રાત્રીમાંથી રંગીલદાસને શરીરે કાળજ્વર કે નવ દીવસના નવજ્વર કહેવાય છે તે સતત લાગુ થતાં ત્રીજે દીવસે કફ યુક્ત જોર પકડી હાંફ ઉપડાથી વૃજદાસે અમરેલી લખ્યા ઉપર ગવરીદાસ સાથે કાશીદાસને લઇ રતોવાટ ચાલતાં પણ વખતસર પહોંચી ન શક્યાથી મેળાપ નથયો અને પોષ સુદ ૧૦ ને દહાડે રંગીલદાસે વૈકુંઠવાસ કર્યો. એ દુઃખની સીમા ત્યાં શું લખવું

રીતે સમજુ, શાણા હોઇ તે પ્રા. કામ સારી રીતે ચલાવતાં જેમ જેમ તેની સાથે પ્રસંગ પડતો ગયો તેમ તેમ મીઠી નજર (મજમુદાર ઉપર) થતી ગઈ.

આ અરસામાં શાહુકારોને દેવાનું ધારી શ્રી. સરકારે સાત વરસનો ઠરાવ કરેલ તે સાબુત રાખ્યાનાં જાહેરનામાં સર્વત્ર આવતાં શ્રી. ગાયકવાડ સરકાર તરફ એક વડોદરા તથા સુરત અઠાવીસી નવસારી વીગેરે બહાલ રાખી, બાકી કુલ મહાલ મકાનો મુલુકગીરી અને તેના અવેજ સુદ્ધાં કબજામાં ( seque-stration ) લઇ તે કામ કુંપની સરકારથી દીવાનજી સા. ને સ્વાધીન કરી વીલીયમ સા. ગુજરાત કમીશનર નીમાતાં તે અમદાવાદ જઇ રહ્યાથી નવાબ અમીનુદીન, મીર સા. અમીન જમાદારના પુત્ર વિગેરે તથા કુલ શાહુકાર મંડળી-ટુંકામાં તમામ રીયાસતનાં ઘણાંખરા લોક અમદાવાદ જઈ રહેલ અને દીવાનજી સા. કડી મુકામ રાખી રહ્યા. આ વર્ષે ભાઉ સા. નું ગુજરવું થયું હતું.

ચાતુર્માસ શરૂઆતમાં રઘુનાથરાય તથા વ્રજદાસ વડીલ ગવરીદાસ પાસે અમરેલી આવ્યા પછી રઘુનાથરાય તો ત્યાંજ રોકાયા અને વ્રજદાસ પાછા રાજકોટ ગયા. કલ્યાણરાય તો અમરેલીજ હતા. આ વખતે બલેન સાહેબે પ્રથમ ચાલતા દસ્તુરના જે રૂ. ૪૫૫૬) હતા તે બદલે રૂ. ત્રણ હજાર લેવા મજમુદાર ખુશી છે એવી કબુલત માગતાં અમરેલીથી વડીલનો રૂકાર મગાવી ગવરીદાસ તથા વ્રજદાસને નામે વ્રજદાસે કબુલત લખી આપી પછી રજા લઇ તે નીલ નરણાવવા દ્વારકા ગયા.

આ. બ્લેન સાહેબે-મુલુક ન જોએલ તેથી તથા મોટાં છોટાં મુલકી કામો જ્યાંહનાં હતાં ત્યાં તપાસ કરી જોવાના હેતુથી સંવત ૧૮૮૫ ના શીત કાળે તે ફરવા નીકળેલા.

આ વખતે ગોવીંદરાવજી પોતાની નાની પુત્રીનાં લગ્ન દીવાનજી સા. કરી દેવાના હતા, તેથી દીવાનજી સા. પાસે કડી ગયા ત્યારે બાબાજી બચાજીને તથા તેની પાસે વાકફગાર તરીકે ગવરીદાસને અમરેલીનું કામ-સોંપતા ગયેલ તથા મજમુદારો તરફથી આ વિવાહમાં ભાગ લેવા કલ્યાણરાયને કડી મોકલેલ. ત્યાર બાદ ડેડાણવાળે ફરીયાદ કરી કે શ્રી. સરકારે જોરાવરીયા તેની હદમાં બે ગામ વસાવ્યાં છે તેથી તેના દાખલા પુરાવા રજુ કરવા તાકીદ આવતાં ગવરીદાસ અને રઘુનાથરાયને સાથે લઇ બાબાજી ગયા તેવામાં વિવાહ ઉકેલી ગોવીંદરાવજી પણ કડીથી આવી પહોંચ્યા તે સાથે કલ્યાણરાય પણ હતા. તે ઘણા દીવસથી ઘર આગળ જઇ શકેલ નહિ તેથી તેને જુનાગઢ મોકલી ગવરીદાસ તથા રઘુનાથરાય અમરેલી આવ્યા અને ત્યાંના દફ્તરી કામ સંભાળી હાજરી ભરી. ચાર માહાલની રજુવાત તો એકજ મજમુંદાર હસ્તુ હતી, ઉપરાંત અમરેલી અને તેના પ્રગણામાં પણ મુલુકગીરીના ગામો દાખલ અને ખુદ અમરેલી ઉપર પણ મુલુકગીરીની જમેનો બોજો એટલે પાંચે માહાલમાં મજમુદારોનો ખત લખવા વીગેરેનો પુરો હક હોઇ ફક્ત અમરેલી પ્રગણાનું કામ દેશાઇ તરફ લખવા પુરતું રાખીને તેને પણ એટલો સીગો કરી આપેલ એટલે તે અને મજમુદાર બન્નેને કચેરીમાં ખુદ કમાવીસદાર દક્ષીણીમાં ઉતારે ત્યારે સામેલ રાખે, તે, તેની જમણી બાજુ મજમુંદાર

અને ડાબી મેર દેશાઇ એમ બેસારી ઉતારે એ પ્રા. ધોરણ હતું. ત્યાર બાદ અમરેલી પંચમહાલના ધારાળાના જામીન લેવા વી. કામ ચાલેલ તે સર્વનો બંદુબસ્ત રઘુનાથરાયનેજ હાથે થયેલ.

એ કામ ઉકલ્યાનંતર રઘુનાથરાય જુનાગઢ આવેલ. પછી વ્રજદાસના માતુશ્રીને ભારે મંદવાડ થઇ આવ્યાનું લખી જણાવતાં વ્રજદાસ પણ રજા લઇ ત્યાં આવ્યા બાદ તેનાં માતુશ્રી ગુજરી ગયાં-તે ઉપર ગવરીદાસ જુનાગઢ આવી ગયેલ.

૨-સંવત ૧૮૮૬ ના શીત કાળમાં ગોવીંદજી ઝાલાનો કારભાર જુનાગઢમાં મોકુફ કરી બ્લેન સા. વેરાવળ રસ્તે દરીયાના કીનારાના માહાલો જોવા ફરવા નીકળેલ તેની હાજરીમાં કલ્યાણરાયને મોકલી વ્રજદાસ જુનાગઢજ રોકાયેલ. આ અરસામાં મુંબઇના નામ. ગવર્નર માલ્કમ સા. શાહુકારોના કોટા બ્હાને શ્રી સરકાર માહાલો કબજી કરેલ તેને લીધે તથા દીવાનજી સા. ની નીમનોક શ્રી. સરકારે બંધ કરેલ વીગેરે કારણે ગુજરાતમાં પધાર્યા અને વડોદરે આવ્યા ત્યારે શ્રી. મહારાજા સાહેબે સ્હામા જઇ મરજી રક્ષણમાં મણા ન રાખી તથા શાહુકારનાં નાણાં ભરી દેવા પોતે તૈયારી બતાવી પણ દીવાનજી સા. ના બંદુબસ્ત વિષે રૂકાર ન આપ્યાથી નામ. ગવર્નર સા. સાદરા તરફ ગયા અને દીવાનજી સા. ને કુંપની સરકારના લેખ પત્રે નીમનોક સંબંધે તથા તેણે ગોવીંદરાવજીના પુત્રને દત્તક લીધેલ તે વિષે ખાત્રી પૂર્વક બંદુબસ્ત કરી આપી, કાઠીયાવાડ મુલક જોવા રાજકોટ તરફ વિદાય થયા.

ગવર્નર સા. ની આમદ નઝદીક તેની મુલાઝમત સારૂ સહુને

એ ખબર આવતાં સહુ કોઇ દીલગીર થયા. ગોવીંદરાવજી તો ત્યાંજ રહ્યા અને બાબાજી બયાજીને અમરેલી ખાતે મુખીપણે મોકલ્યા.

આ. બ્લેન સાહેબ રેવન્યુ કમીશનર તરીકે જતાં આ. વીલબી સા. એજન્ટ તરીકે આવ્યા. તે અરસામાં વૃજદાસના તેડાવ્યાથી કલ્યાણરાય રાજકોટ ગયેલ તથા એજન્સીની મદદ છતાં દસ્તુરી હજુ મળ્યામાં નથી એમ સા. ને વિનંતી કરતાં તેણે દીલાસો દઇ મજમુદારી કામ પ્રહેલેથી ચાલ્યું આવતું તે નવેસર નામથી “ કેવી રીતે ” ચલવવું એ વિષે ઠરાવની એક યાદ પોતાની સહીથી કરી આપી.

ભાદરવે માસે તે વર્ષ કપીલાછઠનું પર્વ આવતું હોઇ, તે ઉપર સહકુટુંબ બાબાજી તથા અમરેલીના શ્રી. ગુંસાંઇજી મહારાજ મહાજન લોકના સંઘ સહીત દ્વારિકાં જાવાનું કરતાં, ગવરીદાસે પણ યાત્રાની તૈયારી કરી અને રઘુનાથરાય તો ચાતુર્માસમાં અમરેલી આવેલ એટલે પાસેજ હતા તેથી કલ્યાણરાયને તેડાવી લઇ પોતાનાં નાનાં મોટાં સર્વ કુટુંબ તથા વૃજદાસના કબીલા સહીત સંઘ ભેગા ગયા અને દ્વારિકા યાત્રા કરી આવ્યા. ત્યારબાદ જુનાગઢ થઇ, કલ્યાણરાય તથા ગવરીદાસ અમરેલી આવ્યા અને રઘુનાથરાય રાજકોટ વૃજદાસ પાસે ગયા.

આ અરસામાં મજમુંદારોને દસ્તુરી આપવા વિષે નામ. મુંબઇ સરકારને પુછેલા ખુલાસાની છેવટ મંજુરી આવી પહોંચી એટલે ત્યારથી પ્રભુકૃપાથી મજમુંદારનું દસ્તુરી વતન, ઇં૦, આલગ બાબરીયાવાડની દસ્તુરી સહીત બીન દીકત ચાલુપણે ચાલતું થયું.

શ્રી. સરકારની પોતાના માહાલો કબજે કર્યા સબંધેની ફરી-યાદ સાહેબ લોકો હસ્તુ વિલાયત સરકાર સુધી પહોંચી. દરમ્યાન નામ. માલ્કમ સા. ની બદલી થઇ ત્યાં લાર્ડ કલેઅર સા. નીમાઇ આવેલ તે મુંબઇથી વડોદરે આવી શ્રી. સયાજીરાવ મહારાજા સા. ની મુલાકાત લઇ મારવાડ જ્યાં નામ. ગવર્નર-જનરલ સા. પધારેલ તેને મળવા સારૂ અમદાવાદ રસ્તે જતાં, બન્નેહ સરકાર વચે આટલો વિરોધ કેવળ સારાભાઇના સમજાવા ઉપર લેખી તેને પેન્શન ઉપર ચડાવી કચેરી કામથી દુર કર્યો.

મારવાડથી મોટા સા. વડોદરે આવ્યાનંતર શ્રી. મહારાજા સા. સાથેની બેઠકમાં તેઓને ઘટતી સમજુતી આપી, તેમજ વીલીયમ સા. ને જે કહેવાનું ઘટે તે કહી એનેજ રેસીડેંટ તરીકે કામ ઉપર પુર્વવત્ નીમી વડોદરે રહેવા કહ્યું તથા દીવાનજી સા. ની નીમનોક બાબત કંઇ શ્રી. સરકારને દહી શકાય તેવો રસ્તો ન દીઠો અને એ વાતે માલ્કમ સા. બંધનમાં આવેલ તેથી ( દી-વાનજી સા. ના દત્ત પુત્ર ) કૃષ્ણરાવને તેની હયાતી સુધી કુંપની સરકારે દોલતમાંથી ૨૪ ચોવીસ હજારનું વર્ષાસન આપવું ઠરાવી, કબજેમાં શ્રી. સરકારના માહાલો તથા મુલુકગીરીના અવેજ હતા તે સરવનો ખુલાસો એકદમ આપ્યો અને જે જે ગાયકવાડી મંડળ જુદું પડી અમદાવાદ રહેલ તેને શ્રી. મહારાજા સા. પો-તાના રાજના માલીક તેથી તેઓની હજુરમાં હાજર થઇ રહેવું એ આ. હુકમ કર્યો. આ પ્રા. મહારાજા સા. ને ખુશ કરી નામ. લોર્ડ કલેઅર સા. મુંબઇ પધાર્યા.

જે લોકો બેદીલ થઇ અમદાવાદ ગએલ તેઓને વડોદરે હા-

જર થતાં ભયનો પાર નહિ પણ શ્રી. મહારાજા સા. મહા દયાળુ તે મોટું દીલ રાખી કોઇને હરકત કરી નહિ. ફક્ત દીવાનજી સા. પાસે જે જે પેશામદમાં તેનોજ માત્ર નીષેધ કરી બાકીનાને નજરાણો લઈ જે તે જગ્યાએ પુર્વવત બાહાલ કરી પોતાના માહાસો શ્રી. સરકારે સંભાળી લીધા.

અમરેલીમાંથી ગોવીંદરાવજીના ઇશારાથી બાબાજી રાજકોટ જઇ રહેલ. ફક્ત આબાજી બચાજી અને ગવરીદાસ અમરેલીમાં હતા તેથી ગવરીદાસની સલાહથી શ્રી. સરકાર હુજુર પાગાહવાળા આબાજીએ બસેં ત્રણસેં માણસો સીબંદી ચાકર નવી રાખી લઇ બંદુબસ્ત કરી સર્વ વિગત વડોદરે હુજુરમાં લખતાં-ઠીક કીધું એવો ઉત્તર આવ્યો. ત્યારબાદ વડોદરેથી ધોંડોપંત ભીકાજીની અમરેલી ખાતે નીમનોક થઇ.

---

# પ્રકરણ ૧૩

## સંવત ૧૮૮૮ થી ૧૮૯૦

## ગવરીદાસની શ્રી. સરકાર સાથે છેલ્લી મુલાકાત અને અવસાન.

સંવત ૧૮૮૮ સાલે જુનાગઢમાં નાગરી નાતમાં વિવાહ થવાના હતા તેથી રઘુનાથરાયની પુત્રી દુર્લભનાં લગન કરવાનું ધારી ગવરીદાસે તે વર્ષના શીતકાળમાં "જોશી" ખેસારી વિવાહના કામનો આદર કર્યા પછી ફાગણ માસે રઘુનાથરાયના મામા

ખુશાલચંદ તથા ચૈત્ર માસે રઘુનાથરાયની મોટી પરણેલી પુત્રી નરસે ગુજરતાં, ગવરીદાસ તો વિવાહ આળસ્યા પરંતુ વ્રજદાસને ત્યાં તેના પુત્ર ભગવતીદાસનાં લગ્ન થવાનાં તેથી તે રજા લઈ જુનાગઢ આવતાં રઘુનાથરાય રાજકોટ રહ્યા.

વિવાહ ઉકેલી વ્રજદાસ રાજકોટ ગયા એટલે વૈશાખમાં ધોંડુપંત અમરેલી આવવાના છે એવી ખબર પડતાં ગવરીદાસના લખવાથી રઘુનાથરાય અમરેલી ગયા. ધોંડુપંત આવતાંવેંત તો અદાવતી લોકની ચાડી ચુગલીથી ભ્રાંતીયુક્ત ખરા પણ જ્યારે રઘુનાથરાયે તેને મળી બધી વાતથી વાકેફ કરી, મજમુંદારની કોરનો સાફ માંમલો અને અદાવતી લોકોનું કહેવું કઇ રીતે જુઠું અને કપટનું છે તે સર્વ ગળે ઉતાર્યું ત્યારે ધોંડુપંત કહે કે સંવત ૧૮૮૨ સુધી શ્રી. સરકાર અને દીવાનજીને વિરૂદ્ધતા નહોતી તેથી શ્રી. સરકારે દીવાનજીને દુર કીધા પછી જે કાંઈ નવીન પ્રકાર બન્યો હોય તેની મંજુરી વડોદરેથી મેળવવી- બાકી તે પહેલાંનું તો દીવાનજીનું કરેલ કામ બાહાલ હોઇ બ- રોબર ચલાવવું એમ હુકમ છે તો તમારો હરક સંવત ૧૮૮૦ થી છે તેથી તે પ્રમાણે હું ચલવીશ માટે જેમ તમે લેતા હો તેમ લીધે જાઓ અને તમે તમારૂં કામ કીધે જાઓ એવી પરવાનગી થઇ આવતાં તે વખતથીજ દીવાનજી સા. ના અમલમાં ધારા હતો તેમ ચાર મહાલ આંગત મજમુદારની રૂજુવાતના અને એક અમરેલી તથા તેના પ્રગણામાં હરદો મજમુંદાર અને દેસાઈ મળી કામ ચલાવવા લાગ્યા.

આ અરસામાં મજમુંદારની પાગાહ લઇ એક જણે જાતે

વડોદરે આવવાની ઉપરા ઉપર સરકાર હુકમથી તાકીદ આવતાં તે વખતે પોતાની પાગાહ નગારાં નિશાન સુધ્ધાં સાથે લઇ ગવરીદાસે પંડ્યે જવા હીમત કીધી. રઘુનાથરાયને અગાઉ વડોદરાના પાણીની ઝપટ લાગેલી તેથી તેને અમરેલી રાખવા ઠર્યું એટલે કલ્યાણરાય મહા હીંમતવાન તે આવી વૃદ્ધાવસ્થાએ વડીલને એકલા કેમ જવા દેવાય એમ કહી આગ્રહ પકડી, બજીભાઇ મેતાને સાથે લઇ ગવરીદાસ ભેગા ગયા. તે પહેલાં દીવાનજી સા.ની પાગાહ વડોદરે મગાવી લીધેલ તેથી તે ભેગી મજમુંદારની પાગાહ પણ લઈ લેવાની કદાચ અંદરથી ગીણતી હોય એમ તે વખતે તો ભાસ્યું.

વડોદરે પહોંચ્યા પછી કારભારીને મળવા વખતે નવો પ્રસંગ પણ તેની પાસે સખારામનાના હુજુરાત પાગાવાળા અને વિનાયક આપા—એ જુનાં જાણીતાં માણસો હતાં તેઓએ ઉત્તમ પ્રકારે મુલાકાત કરાવી આપી પછે શ્રી. સરકારની મુલાઝમત સગે આપા સુધાં કારભારી વીગેરે સહુ એ રીફાકત સારી આપતાં, એક ઘોડો સારો સાથે લઇ ગયેલ તે નજર કરતાં, અંદરખાનેથી કદાચ પાગાહ લેવાની ગીણતી હશે તોપણ એક તો ગવરીદાસ પોતે દેખાવે તેજસ્વી પ્રતાપી પુરૂષ તે સંવત ૧૮૮૨ માં શ્રી. સરકારની હાજરી ભરી ગયેલ તે વખતની તેની સ્વામીભકતી નજરે જોયેલ અને તાજેતરમાં અમરેલીથી દીવાનજી સા. વાળા ઉઠી જતાં કાઠી લોક વીગેરેને છાંની ઉશ્કેરણી પણ તે હંગામોમાં નહિ રાખ્યા જેવું આબાજી હુજુર પાગાવાળાના લખ્યાથી પોતાની નજરમાં, વળી ધોંડુપંત દાદાએ પણ પોતાનો સંતોષ, **મજમું-**

**દારની ખેરખાઈ રસાઈ તથા સાહેબ લોકોમાં પણ તેનો સમાસ અને તેના ઉપર મીઠી નજર તેથી મજમુંદારનું ઉપયોગીપણું** વીગેરે લખી જણાવ્યાથી શ્રી. સરકાર પોતે પુરા કયાસ કદરદાન તે માણસ વર્તવાવાળા, વળી છેક વૃધ્ધાવસ્થામાં પોતે છતાં જાતે આવી હાજરી ભરી એટલે છેવટ વડીલના મ્હોંનીજ મુરવત–વીગેરે કારણે પાગાહ ઉતારે લઈ જવા ફરમાવ્યું. પછી એક વખતે દસ્તુર પ્રા, હજુરમાં જાવું થાતાં શ્રીમંતે હાજરી લઈ પોતે શ્રીમુખે કહ્યું કે–તારે ઘણું વૃધ્ધ શરીર તે આવજાવ ન કરતાં, ( કલ્યાણરાય જે પાસે હતા તેની સ્હામુ ) જોઈ આને મારી પાસે હાજરખાસી તથા હરેક કામસર મોકલતા રહેવું– તે પ્રા. નીત્ય કચેરીમાં હાજરી ભરે જાતાં ગવરીદાસની પાગાહને સાદરે તૈનાતમાં મોકલવા હુકમ થયો તેથી પરદેશમાં રહેવાનું થતાં પાગાહનાં જુનાં લોક ફરી ગયાં અને જાવા ના પાડી પણ કલ્યાણરાય તથા બજીભાઈ માહા જુજરસ તે મ્હેનત તો પરી પણ વડોદરા મ્હોટું શહેર તે વધારે પગાર દેવો કબુલ કરીને પણ માણસ મેળવી વખતસર હુકમ પ્રા. છાંણીએ પાગાહ રવાના કરી.

ત્યાર બાદ ગવરીદાસે આરજવથી પાગાહની છેક ટુંકી નીમનોક તે હવે ઇંગ્રેજી અમલ થાતાં નીભાવ થનો નથી અને કરજદારી કરી ચલવવું પડે છે, એમ અરજ કરતાં તે હકીકત નજરે આવ્યાથી શ્રીમંતે કહ્યું કે સબુર રાખો અને આગળ ઉપર સમાસ કરી આપીશ હાલતો બીજા લોકો વાદ લેશે માટે સાદરેથી તુરત બદલી કરાવી શોભાવડલે મોકલાવું છઉં તે કાઠીયાવાડમાં મુરવતે ચલવી શકાય તેમ ચલાવજો–એવું ફરમાવ્યું.

બદલી કરી આપી એટલે ગવરીદાસે લખતાં પાછા પરબારી કાઠીયાવાડની ચાકરી ઉપર આવી દાખલ થઇ.

ગવરીદાસ વડોદરે રોકાયેલ તેની પાસેથી નજરાણો લેવા વિષે શ્રી. મહારાજા સાહેબે માફીની નજર રાખેલ તો પણ કંઇક નજરાણો લેવો એવું સાધન સૂત્ર અદાવતી લોકોએ કરવા માંડયું હતું તેવામાં વેણીરામ જે કલકતે શ્રી. સરકાર તર્ફે વીકાલતે ગયેલ તે કાર્ય સીદ્ધ કરી વડોદરે આવ્યાનંતર ખટપટ થઇ તે વડોદરાના કારભારી થતાં, ગવરીદાસ, પ્રભુની વડાઇએ કરી કોઇનું ન ચાલતાં રજા રૂખસતનો પોશાક તથા ચઢતરનો અવેજ પામી સંવત ૧૮૮૯ ના શીતકાળમાં અમરેલી આવી પહોંચ્યા.

૨-સીતેર વર્ષની અવસ્થાએ ગવરીદાસ વડોદરાની ચાકરી ભરી આવતાં શરીરે એ સફરથી આવતાં છેક નિર્બળતાને પામી ગયેલ તેથી તથા રઘુનાથરાયની પુત્રી દુર્લભના લગ્ન કરવાની ધારણા તેથી પોતે અમરેલી ન રોકાતાં જુનાગઢ ગયા તથા નાગરી ન્યાતમાં બીજા કોઇને ત્યાં વિવાહ નહી તેથી ખર્ચનો મામલો પણ કન્યા કાલને વિચારે લાચાર તે દુર્લભના લગ્ન માટે આદર કરવા લાગ્યા.

વેણીરામભાઇના કારભારમાં ધોંડોપંતદાદાની તગીરી થાતાં આપાજીને અમરેલી માહાલની સોંપણ થઇ તેણે પણ મજમુદારથીજ મમતા પૂર્વક કામ લેવા માંડયું કારણ કે તેઓની વાકફગારી, લખણા, દસ્તાવેજમાં અને ઇંગ્રેજી મામલામાં પર બારૂકે બોજ મજમુદારના ઘરનો નિદાન સારો એ તેના જોવા જાણવામાં હતું.

વિવાહ ઉપર કલ્યાણરાય, રઘુનાથરાય વીગેરે રજા લઇ જુનાગઢ આવ્યા અને એ પ્રસંગ નિર્વિઘ્ને ઉકેલ્યો.

સં. ૧૮૯૦ શરૂ સાલે અમીનુદીન નવાબે અમરેલી પોતા તરફ એક વરસ કર્યાં પછે આંકડા બાંધી લેવા કરી લેતાં, તે ઉપર મોહોબતખાંને અને તેના હાથ નીચે દુર્લભજી (વાણીઆ) ને મોકલ્યા. નવાબનું કારભારી પાસે પ્રબળ જોઈ અદાવતી લોકોએ વળી મજમુંદાર વીરૂધ ભરામણી કરવા માંડી ઘણો ઉપાડો લીધેલ. આવા સમેમાં કલ્યાણરાયે ખાન સા. સાથે હળી મળી પોતાનો સીગો ઠીક રાખેલ.

આજ અરસામાં એકમેર રઘુનાથરાયને ટુંટીયું આવી ગયું, બીજી બાજુ વૃજદાસને વીલબી સાહેબે વઢવાણની જપ્તીના કામ ઉપર મોકલ્યા. ત્યાં ગવરીદાસ માંદપે દબાતાં, રોગ વધતો જાય છે એવા ખબર આવતાં કલ્યાણરાય અગાઉથી જુનાગઢ ગયા અને રઘુનાથરાય પોતે હજુ અશકત તો પણ મીયાનાની સ્વારીએ જઇ પોંચ્યાનંતર ત્રીજે દીવસે પોસ સુદ ૧૩, રાત્ર વખતે ૧૪, ની પહેલી રાતનાજ ગવરીદાસે વૈકુંઠવાસ કર્યો તેનું યથાયોગ્ય ઉતર કાર્ય કરી કલ્યાણરાય એકલા અમરેલી ગયા અને વૃજદાસ તો ઠેઠ જેઠ માસમાં હટકટ આવી શકયા.

આ પ્રમાણે ગવરીદાસનું અહીક જીવન પુરૂં થયું. તલવારના તે જમાનામાં પણ ગવરીદાસ સાધારણ પંકતીના શીપાઈ ન હતાં. તેવી ગણતી તો મોટા સરદારોમાં થતી એટલુંજ નહિ પણ લડાઈના વિકટ મામલાઓમાં તેણે પાછી પાની ન કરતાં મોખરે રહીનેજ ભાગ લીધેલા તથા કોઇ કોઈવાર તો મોટા

ઢંગામાં દાખવવાની જવાબદારી તેને શીર રાખવામાં આવતી એમ માલુમ પડે છે.

વે. ગવરીદાસ તથા રંગીલદાસ સંબંધે નીચેનું બારોટે કરેલું કવિત જાણવા જેવું હોઈ અત્રે લખવું ઉચીત ધાર્યું છે:—

કટક આણીયાં દખણરાં જોર મહેનત કરી
એ વાતાં સુણી દીલ્હીરે આગરે
નરો સદો બેસારીયો રણ નાગરે
ખરાંદળ આણ અલગરાં ખેડીયાં
આપીયો દોકડો નાહ કર બેડીયાં
દાસ ગવરી અને રંગીલો ડાંખરા
ધુળધાણી કરી જાડેજા વાળી ધરા
શહેર રાજકોટમાં ધુંવાંડા સોંસરા
તે દીકરા સવાઇ ત્રીકમદાસરા

પરંતુ ગવરીદાસ એકલા "સીપાહી" ન હતા, તેઓ એકલાં શસ્ત્રોજ વાપરી જાણતા એવું ન હતું. "બરછી" કરતાં પણ વધુ જોરદાર જે "કલમ"—મુત્સદી પેશા—તેમાં પણ તેની ગીણતી ઉંચી કોટીની હતી. પોતાના વડીલ ત્રીકમદાસના હાથ તળેજ ન્હાનપણથી મુલુકગીરી ખાતાની તાલીમ લીધેલી હોઈ, એક બાજુ જ્યારે કાઠીયાવાડને તો વિદેશી લાગે તેવી મરાઠી રીયાસતના—આ દેશના વાકફગાર હોઇ—તેઓ ચક્ષુસમા ( માર્ગદર્શક ) હતા ત્યારે બીજી બાજુ તે વિદેશી રીયાસતના આક્રમણ સામે આ દેશના ભુમીઆ ભુપાલોની રક્ષક ઢાલ સમા હતા તેને લઇનેજ વાકર સા. નું "સેટલમેંટ" એ નામથી ઓળખાતો

ગાયકવાડી મુલ્કગીરીની જમેનો બંદુબસ્ત થયો તે ગવરીદાસને હાથે અને તેને મુસદેજ થયો એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી અને તે વાત કાઠીયાવાડના પોલી. એજંટ ( તે વખતના સર્વોપરી ઇંગ્રેજી અમલદાર ) આ. લાંગ સા. ના પત્રથી પુરવાર થાય છે. એક ફકત દસ્તાવેજ કે લેખની નકલ કરનાર તરીકે ગવરીદાસે કામ કર્યું હત તો પોલીટીકલ એજંટ સા. ના દરબારનો મોટો અમલદાર કદી પણ તેને પુજત નહિ પણ ગવરીદાસે તે બંદુબસ્તના અંદરના મુખ્ય સંચાલકોમાંની એક વ્યકતી તરીકે ભાગ લીધેલ હોઇનેજ તેને પુછાણ વીગેરે થતાં એ દેખીતું છે અને એ વાત પણ તે બંદુબસ્તને નજરે જોનાર તેના પુત્રના ( રઘુનાથરાયભાઇના ) અહેવાલથી વધુ સ્પષ્ટ થાય છે.

મુત્સદીઓમાં પણ ગવરીદાસ " હાજી, હા " કરે એ મીસલના પુરૂષ નહિ હતા. રઘુનાથરાયભાઇ લખે છે કે ગવરીદાસની
" પકી રૂડી પણ પ્રકૃત ઘણીજ નીખાલસ ભોળા તે બાપાજી.
" દીવાનજી સહુના સમઝામાં, ઇ વાતે તે કોઇવાર ગમે તેવાટે
" બોલી જાએ તોએ ભોલા છે લેખી ક્ષમા થાતી. તેહમાં રંગી
" લદાસનું કહેવું જે જ્યારે કોઇ ઉપર બાપાજીનો ગુસ્સો થઇ
" પ્રત્યક્ષ રાગ રૂપમાં આવે ત્યારે દીવાનજી દેસાઇભાઇથી માંડી
" સહુ દમ પકડી બેશી રહે. માહા હાલાહલ નૃસિંહ રૂપનીજ
" ધારણા સહુના દીલમાં આવતાં બીજા પણ ઉલટા ધ્રુજવા
" લાગે તેવું, તેમા હાથ જોડી તોપના ગોળા જેવું આસવો વત
" તેહમાં એક ગવરીદાસ સન્મુખ ઉભા રહી અરજ વિનંતી
" કરે તેહમાં તેહનો નિષેધ સુભા તરફથી થયામાં ન આવતાં

" વીદ્વાન ગવરીદાસની વિનંતીએ તેહનો બંધ ખુલાસી પામે,
" ન પામે તેવું હોય તેહતું કાંઈ કષ્ટજ કમી થઇ આવે–એવી
" રીતભાત ગીણતી તેહના પંડની ખાસાઓ પાસે, તેહમાં એક
" મેર ભોળપણ ઇપણ નીઃકપટ છે એહવા લેખાથી પસીલો ને
" મુત્સદ્દીગીરીમાં સીપાઈગીરીનો ઓટો જુજવે મેં મલે સરદા-
" રોને જોવા નીવડામાં, તેથી સહુ મજલીસમાં તેહનો દાબ
" રૂઆબ, રૂપ ઉપર ચઢતું પણ હઠતું ન દેખાયે ને નિખાલસ-
" પણે સાચમાં હજુર રૂબરૂ કે વાંસે એક બીજામાં બોલે તે
" સાંભળી રહેવું પડે."

ગવરીદાસનું પોતાના કુટુંબ પ્રત્યે કેવું વર્તન હતું તે તો રંગીલદાસના પ્રસંગમાં આગળ લખાયું છે. રઘુનાથરાયભાઈ બીજે ઠેકાણે લખે છે કે–" રંગીલદાસ ગવરીદાસનાં પરસ્પર " ચીત ઘણાંજ નિર્મલ તે ઉપર કશા અંતરની આગળ ઉપ- " રની પણ તે બેને નામે ગીણતીજ ન મળે. એક બીજાને " સ્વાર્થની ચરચા પણ કોઇવાર દીઠામાં ન આવે એવો શુદ્ધ " ચોખો ઘાટ."–રંગીલદાસ તેને પીતા તુલ્ય ગણતા કે લક્ષ્મણજી માફક તેની મર્યાદામાં રહેતા તે સર્વે ગવરીદાસના શુદ્ધ નીખાલસ ભાવની પ્રતીતિ કરાવે છે એ નિઃસંશય છે. ખુદ પોતાના પુત્ર ઉપર હોય તે કરતાં પણ વિશેષ હેત તે રંગીલદાસ ઉપર રાખતા એમ રઘુનાથરાયભાઈ સાક્ષી પુરે છે.

ગવરીદાસ વિદ્વાન હોઇ સંસ્કૃત હીંદી ફારસીમાં પુરા નિષ્ણાત હતા અને જો કે તે પોતાના પિતા ( ત્રીકમદાસજી ) કે નાનેરા ભાઈઓ ( રંગીલદાસ અને રેવાશંકર ) માફક " કવિ "

કહી તે **તમે અસલથીજ દરબારના ચાકરી** કરતા આવા છે ને વળી પણ મોતીએ કહું જે દરબારની ચાકરી કીધામાં કમીનો રાખતા છે નહિ તે ઘટે છે ... ... બાઇશ્રી દીવાનજી કોરની હકીમત મોતીએ કહી તે આ જમાતી તા. અમારી વરધ બોટ તો દીવાનજીને ગમે છે માટે બાઇ વખત બારીક છે **મોતી કોઇ વાતે ભુલે તો ભુલવા દેશોમાં-મોતીના મુરબી છો** એટલે ભલામણ શું લખું. શા. ૧૮૭૬ ના શ્રાવણ વદ ૫ * સહી

---

૬—સ્વસ્તી શ્રી. વડોદરા માહાશુભસ્થાને સરવ શુભઉપમા લાયક મેહેતા શ્રી રંગીલદાસ ત્રીકમદાસ શ્રી ભાવનગર બંદરથી લા. રાઓલશ્રી વજેસંઘજી તથા કુંવરશ્રી ભાવસંઘજીનો રામરામ વાંચજો. જત અત્ર ભલાઇ છે તમારી ભલાઇના કાગળ લખવા. અપરંચ બીજું લખવા કારણ એ છે જે શ્રી. સરકાર ગવરનર સાહેબ બાહાદુર શ્રી વડોદરે આવ્યા છે ... ... સાહેબને ઇહાં કેટલા દીવસ થાશે, દેશી પરદેશી માણસ મુલાકાતે આવે છે કે નહિ, કદાપી કોઇ આવે તેને મળવું થાય છે ! ... ... તેના સમાચાર વીસ્તારીને લખજો. આહી સરખું કામકાજ કાગળ સમાચાર લખજો-જુદાઈ જાણશોમાં—**અસલથી** — ખલદાસ

---

* આ જં. આછુબા સા. તે નવાનગરના જામશ્રીનાં રાણી હોઇ તેની પછવાડે જામશ્રીને દત્તક લઇ તે બાળક હોવાથી રીજંટ દરજે કામ કરતાં હતાં "મોતી" તે મોતીરામ લાખાણી બુચ નગરના દીવાન હતા તેને સંબોધે છે.

તુલ્ય જીવને સંતોષ થાય છે. પરંતુ હમણાના સમયમાં તમારો પત્ર આવી વર્તમાન જાણ્યું નોતું. તેની પ્રતીક્ષા અત્યંત રહેતી એટલામાં તમારો પત્ર પોસ સુદી ૨ ના મીતીનો મુદામ વિપ્ર સાથે પોહોંથી વર્તમાન જાણ્યું અરધી મુલાકાત જેટલો સંતોષ થયો........હાલ પ્રસંગે જુનેગઢ જવાએ એમ ધારણા પોંચતી નથી તમે ભાઇ રેવાશંકર તા. ગુલાબરાયને લખું તેએ તો **એક ઘર એક વીચાર તેણે ન્યુનતા રહેનાર નહિ તત્ર.પી તમારા ઘરનાં ભાઈ છોકરાં વીગેરે બહુ હશીઆર છે** ઇશ્વર કૃપાથી કોઇએ ગાફલ નથી ... ... ... **ગવરીદાસ!** તમારેજ **મ્હોએ કેટલીક વાતની ખાતર જમે છે. ઘણું ગુણવંતને શું લખવું** ... ... સંવત ૧૮૭૩ ના પોસ સુદ ૯ શુકરવારે પ્રાતઃકાલે. રઘુનાથરાયને શ્રી સ્મર્ણ.

* લા. સુંદરજી સવજીના રામરામ વાંચજો.

---

૨-બાઇ શ્રી આછુબા...વા. મેતા રંગીલદાસ ત્રીકમદાસ જોગ જત સમાચાર જાણજો જે તમારી કોરની હકીકત પોતીએ

---

* આ સુંદરજી સીવજી ઘોડાના સોદાગર હતા તથા લાખોનો વેપાર કરતા. કુંપની સરકારનો કાઠીયાવાડમાં પહેલો પગ થયો ત્યારે આ દેશના જાણકાર હોઈ સાહેબોને તે સલાહ દેતા તથા નાણાં ધીરી માહાલો તાલુકા ઈજારે રાખતા—કાઠીઆવાડના ઘણા ખરા ભુપાલોનાં કારભારાં પણ જાતે અગર પોતાના માણસો દ્વારા તે કરતા તથા આ. બેલેંટાઇન સા. ની તેના ઉપર સંપુર્ણ કૃપા હતી.

કહી તે **તમે અસલથીજ દરબારના ચાકરી** કરતા આવા છો ને વળી પણ મોતીએ કહું જે દરબારની ચાકરી કીધામાં કમીનો રાખતા છે નહિ તે ઘટે છે ... ... ભાઇશ્રી દીવાનજી કોરની હકીકત મોતીએ કહી તે આ જગાની તો. અમારી વરધ ખોટ તો દીવાનજીને ગળે છે માટે ભાઇ વખત બારીક છે **મોતી કોઇ વાતે ભુલે તો ભુલવા દેશોમાં-મોતીના મુરબી છો** એટરે ભલામણ શું લખું. શા. ૧૮૭૬ ના શ્રાવણ વદ ૫ * સહી

---

૩–સ્વસ્તી શ્રી. વડોદરા માહાશુભસ્થાને સરવ શુભઉપમા લાયક મેહેતા શ્રી રંગીલદાસ ત્રીકમદાસ શ્રી ભાવનગર બંદરથી લા. રાઓલશ્રી વજેસંઘજી તથા કુંવરશ્રી ભાવસંઘજીનો રામરામ વાંચજો. જત અત્ર ભલાઇ છે તમારી ભલાઇના કાગળ લખવા અપરંચ બીજું લખવા કારણ ઇ છે જે શ્રી. સરકાર ગવરનર સાહેબ બાહાદુર શ્રી વડોદરે આવા છે ... ... સાહેબને ઇહાં કેટલા દીવસ થાશે, દેશી પરદેસી માણસ મુલાકાતે આવે છે કે નહિ, કદાપી કોઇ આવે તેને મળવું થાય છે! ... ... તેના સમાચાર વીસ્તારીને લખજો. આહી સરખું કામકાજ કાગળ સમાચાર લખજો-જુદાઈ જાણશોમાં–**અસલથી** ઈખલાસ

---

* આ જં. આછુબા સા. તે નવાનગરના જામશ્રીનાં રાણી હોઇ તેની પછવાડે જામશ્રીને દત્તક લઇ તે બાળક હોવાથી રીજંટ દરજે કામ કરતાં હતાં "મોતી" તે મોતીરામ શામળજી બુચ નગરના દીવાન હતા તેને સંબોધે છે.

**ઘરવટ રાખો છો તેજ રીતે રાખજો.** સંવત ૧૮૭૬ ના વરખે ચૈત્તર સુદ ૫ શનેઉ

દઃ દેસાઇ વીઠલજી સોમજી તથા મહેતા નરસીદાસ લાધારામ તથા દેસાઇ સેવકરામ રાજારામનો નમસ્કાર વાંચશો.

( આ ત્રણે પ્રધાનો હતા )

---

૪–સ્વસ્તી શ્રી અમરેલી સ્થાને સકલગુણ નિધાન સરવ શુભે ઉપમા લાયક મેહેતા શ્રી ગવરીદાસ ત્રીકમદાસ–શ્રી ભાવનગરે અંદરથી લા. રાઓળશ્રી વજેસંઘજી તથા કુંવરશ્રી ભાવસંઘજીના રામરામ વાંચવા. જત અત્ર ભલાઇ છે તમારી ભલાઇના કાગળ લખવા. અપરંચ લખવા કારણ ઇ છે જે ...... શાખપરને મેં અમારા ગામ મોજે પાંચતલાવડા વીગેરે સાથે સીમાડાનો વાંધો હરાવતા ............ હાલ સાંભળું છે જે શાખપરથી સરકારના માણસે આવી અમારા ગામના વાડનો કોસ છોડાવાને કોશી-આને મારવા માંડો ........ અમારા માણસને જખમી કરી ઇ વાત ઘણીજ અઘટીત છે **સરકારને તો અમારા પ્રગણાને વાજબી રીતે પુશટી રાખવી ઘટારત............ સીમાડાની ચોખ** વાજબી પરમાણે ગામેતીને ચલવી અથવા ઉભે પખસ બે માણુસ જુના પરમાણીક વાકફકાર છે એનાથી **પંચની રૂએ સમાધાન કરાવી આપવું ઇ વીશે તમને વીશેષ લખવાનું કારણ નથી** ને કજીઓ થાતાં મને કરાવવી ઘટારત છે. સંવત ૧૮૮૬ ના ભાદરવા વદ ૧૪

---

મુરબી શ્રીની કુશળતા પત્ર હમેશા નિરંતર ચાલુ છઉં અપરંચ સમાચાર જાણજો જે લખવા કારણ વિનતી ઈ છે જે તમારો કરૂણાશાગર પત્ર માંગશર વીદ ૧૪ નો લખેલ ચી. શ્રી. વ્રંજદાસની મારફતે આવ્યો તે પોતો વાંચી મળાતુલ સંતોશ અતંત આનંદ સુખ ઉપનું પરંતુ તમે કેટલીક વેગતઆદ અત વીસતારી લેખી તે **મુરબી શ્રી તમે વડીલ છો તમથી અધીક તે શુ છે વાસતે સલાહ શીખામણ હમેશાં લખો છે તેજ રીતે લખશો**......તમારી કૃપા...વિસરાતી નથી અમ સરખી સેવા લખવી માહા શુદ ૧૨ ગરઉ સં. ૧૮૮૩

---

શ્રી રણછોડ શત છે.

૭—સ્વસ્તિ શ્રી જીરણગઢ માહાશુભસ્થાને સેવારાધે તમોતમ પરમપુજ અરચંનીઆન્ય સકલગુણ સાગર એવં સરવ શુભ ઉપમા અનેક વિરાજમાન તીરથરૂપ મુરબી શ્રી ભુજનગરથી **દરશણ અભીલાખી વિનતિ લખમીદાસ વી. વલભજીના શેર સ્ટાં.** નમસ્કાર ડંડવ્રત સેવામાં પોચે. જત્ર અત્ર શ્રી .. કૃપાથી સુખ આનંદ છઉં વડીલ સાહેબશ્રીની કુશળાર્થ નેરંતર ચાહુ છઉં, અપરં બીજુ સમાચાર ૧ જાણજો જે લખવા કારણ વિનંતી એ છે જે તમારો કૃપાપત્ર સાધુ શંગાતે આવો હતો તે વાંચી સંતોશ ઉપનો **માવેત્રને જેવો લેખો ઘટે તેવો લેખો હતો.** તેનો પ્રતિઉતર એજ સાધુ સંગાતે લેખો છે......પરંતુ તમારો પત્ર ચી. ભાઇ વ્રજદાસ મારફતે......ફાગણ સુદ ૧૧ ગરઉ અત્ર આવો તે પોતો વાંચી મળાતુલ પ્રેમ સંતોશ ઉપનો તેમાં તમે

તડના વેરોધના ઉકેલ સમધી લેખો તડનો વેરોધ મોટો છે ...... ...તે તમે **કીધું હશે તે ઠીકજ કીધું હશે** તે વાંચી અમને બહુ આનંદ ઉપનો જે આપણી લાજ રાખી ઉકલ કીધો તે **તમને માવેત્ર માણસને શું લેખી શું દેખાડું જેવું તમારો ભરોસો હતો તેજ પ્રમાણે કીધો** ને તમે શ્રી જીરણઘડથી સધાવનારા છો માટે કાગળમાં ઘણો જકર લખો નથી...વળતી બુધ શીખામણ લખજો ફા. સુદ બારસ શુકર સા. ૧૮૮૩

———

શ્રી રણછોડજી શત છે.

૮–સ્વરતી શ્રી રાજકોટ શુભસ્થાને સેવારાયે તમોતમ પરમ પુજ અરચંનીઆન્ય ગંગાજલ નીરમલ પુન પવિત્ર ચૌદ વિદ્યા ગુણે જન્ય ચતુર સીરોમણ સકલગુણ શાગર એવં સરત્ર શુભ ઉપમા અનેક વિરાજમાન તીરથ રૂપ વડીલ સાહેબ શ્રી ૫ રંગીલદાસ ત્રીકમદાસની સેવામાં શ્રી ભુજનગરથી વિનંતી **દરસણ અભીલાખી લક્ષ્મીદાસ વિ. વલભજીના કહેન પાયે લાગી શેરસા સ્ટાં. ડંહવત પોચે** જત્ર અત્ર શ્રી—ની કૃપા થકી ને વડીલ સાયેબના આશીરવાદથી સુખરૂપ છઉં. તીરથ રૂપ મુરબ્બી શ્રીની કુશળતા આરોગતાના કરણા સાગર પત્ર હમેશા ચાહું છઉં......લખવા કારણ વિનંતી ૪ છે જે માં. શ્રી મોતીરામ વીગેરે શ્રી ગુજરાત પ્રાંતમાં આવેલ છે તેનો મુદલ થકી કાગળ પત્ર છે નહિ તેની બહુત ચંતા રહે છે તેનો કોએ તમને સમાચાર ખબર હોયે તે લખશો... ... ... ગુજરાતનું **કારજ સીધ્ધી થઉ, તમારી સહાહે સીધી થેઇ, માવેત્ર**

૧૦-સ્વસ્તી શ્રી જીરણગઢ સ્થાને-પુજારાવે તમોતમે પરમ પુજ અરચનીઆન સકલગુણ ભુષણ ભુપિત સરવ શુભ ઉપમા લાયક વિરાજીત રાજશ્રી ભાઇશ્રી ૫ ગવરીદાસ નાંકનદાસની સેવામાં શ્રી ખંભાળીયેથી વી. **મોતીરામ શામલજીના** જુગલ કર જોડી દંડવત વાંચજો...તમારો કાગળ ભાઇશ્રીના કારજના વિપ્રો જમાડાં આસરે શ્રીનગર રસ્તે આવો તે ભા. શ્રીનગરમાં વિપ્ર...જમાડી દક્ષણા વગેરે તમારા લખવા પ્રમાણે રૂડી રીતે કીધું છે...કાગળ શ્રી ભુજના તમારા બીડલ આજ...ભુજ પોચાડા છે...અમે પણ કાગળ ભાઈ લખમીદાસ વલભજી ઉપર અમારી બુદ્ધિ પ્રમાણે લખો છે...મુ. શ્રી આપના નામનો કાગળ લખો છે તે અતિ પદવી ચડાવી લખો એ શું ! એ કાંઇ ઠીક નૈ કેમ જે **તમે વડીલને એ લખાવવું નૈ કરવ ચીરંજીવીઓ ઉપર લખો છો એજ રીતે લખવો** વળતો કાગળ કામકાજ લખતાં રહેજો સંવત ૧૮૮૫......

* સેવક મોતીના દંડવત

---

શ્રી શંકર

૧૧-રાજશ્રીયા વિરાજીત રાજ્ય માન્ય રાજશ્રી ગવરીદાસભાઈ સ્વામીચે સેવેસી- **પોષ્ય વિઠલરાવ દેવાજી** સાષ્ટાંગ દંડવત વિનંતી ઉપરી યેથીલ કુશળ જાણુન સ્વકીય કુશળ લીહીત જાવે વિશેષ તુમ્હાકરીતાં મકર સંક્રમણાચે તીલ શર્કરા યુક્ત થેલી પાઠવી લે આહેત સવોસહ સ્વીકાર કરુન પાવલીયાચે ઉત્તર પાઠ

---

* આ મોતીરામ બુચ જામનગરના કારભારી હતા.

પાવે. ભાઈ ! તુમ્હા વરચેવર પત્ર પાઠવીત જાવેત વ મુલા બાબત કાળજી કરીનયેત. કેવળ ગાયકવાડ સરકારચ્યા નોબતી યાં દેશા તુહુન ગેલ્યા નાહિ........રંગીલદાસ સવિસ્તર લીહીતાં કળેલ લોભ કીજે હે વિનંતી ( સં. ૧૮૬૫ જુઓ પા. ૬૮ )

---

શ્રી શંકર

૧૨–રાજશ્રીયા વિરાજત રાજ્યમાન રાજશ્રી રંગીલદાસ સ્વામીચે સેવેસી **પોષ્ય વિઠલરાવ બાબાજી સા.** દંડવત વિનંતી ઉપરી યેથીલ કુશળ તા. ચંદ્ર ૨૪ માહે સફર પર્યંત યથાસ્થિત અસેં વિશેષ કાઠેવાડાંતીલ ગાંવ મોજે રસનાળ વ પીપળવે વ હડાલે આપલ્યા કડે આહેત ત્યાસ ઇંગ્રેજી અમલ ઝાલ્યા પાસુન ગાંવ સંબંધી ટંટે ઉપસ્થીત હોઉન ખલલ હોતો યે વીસીચે બંદોબસ્તા વિશી ગોશજી તુમ્હાસ તીર્થરૂપ રાજશ્રી દીવાણજી સાહેબ યાંહી લીહીલે હોતે.....હાલ તુમચે પત્ર દીવાણજી સાહેબાસ આલે ત્યાસ કાઠેવાડા તીલ તીન ગાંવ વ ઝાલેવાડાંતીલ લખતર તાલુક્યાચે તીન ગાંવ એકુણ સાહા ગાંવચી યાદ એલાહીદા પાઠ વીલી આહે.....યે વીશી તુમ્હાસ...લીહીતીલ ત્યા પ્રમાણે યાચી પેરવી કરૂન...પકે બંદુબસ્તાચી નજર પોહોચુન તુમ્હી પ્રયત્ન કરાણ્યાત લાવા તીજકરીતાં તુમચી ખાતર જમા જાહલ્યાસ ... તુમ્હાંસ લીહીતીલ ત્યા અન્વયે કરાવે કળાવે. સદરી લીહીલ્યે તે મનન કરૂન પકા બંદુબસ્ત જાલીયાસ કરાવે ...... ઉત્તર પા. બહુત કાય લીહીણે. લોભ કીજે...હે વિનંતી.



# ખંડ બીજો.

## પ્રકરણ ૧

### સંવત ૧૮૯૦ થી ૧૮૯૮

### અદાવતીયોની ખટપટથી વડોદરામાં મજમુંદારને પડેલી તસ્દી પણ પાછળથી સત્ય જણાતાં થયેલી કદર.

સંવત ૧૮૯૦ ના પોસમાં ગવરીદાસનું ઉત્તર કાર્ય યથાયોગ્ય કરી કલ્યાણરાય અમરેલી ગયા અને રઘુનાથરાયથી કંઈ પણ શરીરે સત્તા આવ્યા વિના દરબાર સેવન ન થઈ શકે તેથી તે ઘર આગળ જુનાગઢ રહેલા તે ઠેઠ ચાતુર્માસમાં અમરેલી ગયા ત્યાં કલ્યાણરાય પાસે હોય ત્યારે તો દરકી દફતર વી. કામની વડીલ બંધુ રઘુનાથરાયને થોડી તસ્દી પડવા દે તોપણ કચેરીમાં અદાવતના ઘાટમાં તથા જુજવા નવા અમલના પ્રસંગમાં ઉપર એકે વકીલના પંડયનો વધુ સમાસ, વળી તે દીવસમાં સાહેબને ત્યાંથી પર તાલુકાની યાદ, અરજીઓ આવે તે સરવેના જવાબ વાળવા વીગેરે વકીલી ધંધો મહુત કરી ત્યાંથીજ ચલતાં તે કામ એકહસ્તી રઘુનાથરાય તાબુક હતું તથા કમાવીસદાર પણ તેને આદલે હરગીજ બીજાથી એ કામ ન થઈ શકે એવું સમજીને તેનીજ સલાહે ચલાવતા.

આ વર્ષે નવાબ અમીનુદ્દીનને ત્યાં અમરેલી મહાલ હોઇ તેણે કંઇ કારણસર બોલાવતાં મજમુદારના માણસ બજીભાઇને વડોદરે મોકલેલ. ત્યાં મજમુદાર તો નવા કબજામાં એટલે કે સંવત ૧૮૮૨ પછી જપ્તીના વખતમાં ઉભા થયા છે તથા તેને હક પણ ત્યારથી મળે છે એવું જાહેર તુત પાછું ઉભું થયાનું બજીભાઇએ લખ્યાથી, તેને રઘુનાથરાયે એક પત્ર જુના અહેવાલનો વડોદરે નવાબ સા. ને વંચાવવા લખી મોકલ્યો તથા તે હકે સંવત ૧૮૮૦ તો શું પણ ઠેઠ સંવત ૧૮૬૮ સુધીના મજમુદારના હથુના મહોર સહીના દાખલા કલ્યાણરાયે સાથે કરી વડોદરે જઇને બતાવતાં નવાબ સાહેબે કલ્યાણરાયને આબરૂથી સન્માન કરી સોનાનાં કડાં વી. નું ઇનામ આપી વિદાય કીધા.

સંવત ૧૮૯૧ સાલે રાજકોટના પોલી. એજંટ સાહેબે વ્રજદાસને માંગરોળની જમી ઉપર મોકલેલ તથા આજ અરસામાં રઘુનાથરાય ઘર આગળ જુનાગઢ હતા ત્યાં વડોદરાના કારભારી વેણીરામભાઇના નજીકના સગા પરમાણંદ શાસ્ત્રી દ્વારકાં પંચતીર્થી અર્થે નીકળેલા તે દ્વારકાંથી પુરબંદર માધવપુર થઇ જુનાગઢ આવ્યા ત્યારે તેને રઘુનાથરાયે પોતાને ત્યાં ઉતારી યથાયુક્ત વસ્ત્રાદિકથી સારી સરભરા કરેલ. તેઓ સીધાવ્યા બાદ રઘુનાથરાય અમરેલી આવ્યા. આ અરસામાં ખુદા. નવાબ સાહેબ બહાદુરખાનજી બાબી બહાદુરે નીચે લખ્યા પ્રા. ફરો મહેરબાનીના રાહે કરી આપ્યો.

## સીકો

...... શ્રી દીવાન નવાબ શ્રી બાહાદુરખાનજી ... ...વા. મેહેતા ગવરીદાસ તથા રંગીલદાસ વગેરે ફરજનદાન ત્રીકમદાસ ભવાનીદાસ જા. તમને પ્રથમ ચાલુ બાંધરીનો પરવાનો કરી આપો છે તે વચમાં સરકારથી સરબંદીની ફેરબદલી કીધી માટે નકરાર તમારી દલજમી સારૂ આ પરવાનો અનાયત થાય છે જે ખાતર જમે રાખી તમે ત્રીકમદાસ ભવાનીદાસની ઓલાદ સરવે પોતાના સગા કુટુંબી તથા વાબસ્તાની વીગત--

| | |
|---|---|
| ૧ મો. નંદીરામ સતોકરામ | ૧ મો. બજી મનોરદાસ |
| ૧ મો. જીવણલાલ નરભેરામ | ૧ તમારો ગોર |
| ૧ મો. કરશનજી દુલભજી | ૫ |

ઉપર લખી આશામી જણ પાંચ સુખાંત પોતાના ઘરમાં આબાદ રહેજો **અસલથી સરકાર ખેરખાઈમાં વ દોલતખાહમાંશાઈલ સરગરમ છો તે પ્રમાણે રહેશો.** તમારા ઘરાણાની લાજ હુરમત પરમાણે સરકારથી હરેક વાતે બાલાશ રહેતા આવે છે તે પરમાણે બરદાસ્ત સરકાર ખેરખાહ જાણી રાખામાં આવશે કશી વાતે મુઝાહમત થાશે નહિ હમેશથી તમારા ઘરોનું દાણ મેહેસુલ માફ છે તે પરમાણે ચાલુ મેહેસુલ તથા રાહદારી ચીલોની માફી પાળામાં આવશે, તમારૂં લેણું ગામમાં હોય તે પાસેથી લેજો તેમાં કોઇ આપતાં ઉજર કરશે તો સરકારથી તમારી કુમક કરી વાજબી રીતે પાર પડાવી આપવામાં આવશે. તમારા ઘરનાં તથા ગામનાં ગાડાંને વેઠ બેગારની હરકત

થાશે નહિ કદાચીત નોકરી વગેરેને સબબે તમારામંથી કોઇ કાંહાઈ પંડે અથવા છોકરાં સુધાંત જાય આવે તે વાતમાં એહને તથા તેહના ઘરને અથવા છોકરાઓને કશી વાતે હરકત હીલો થાશે નહિ એ વાતમાં તા અમલ કોલ સરકારનો છે તથા બાંધર મીઆસાહબ.....તથા જમાદાર સાલેહ બી. અબુદ તથા અબદલા શગેવાન તથા મનાહી હુરાને ચાલુ આપા છે તેમાંથી કોઈ જમાદારને બરતરફી થાય તો તેની અવેજમાં બીજા જમાદારની બાંધરી કરાવી આપામાં આવશે. સં. ૧૮૯૧ના ચૈતર સુદ ૧૦ તા. ૯ જલહજ સને ૧૨૫૦ હીજરી

**મોહોર**

---

સંવત ૧૮૯૨ સાલે જુનાગઢ નાગરી નાતમાં વિવાહ હોઇ રઘુનાથરાયના પુત્ર હુલેરાય તથા વ્રજદાસના બીજા પુત્ર લીલાધરદાસનાં લગ્ન થવાનાં હતાં તેથી પ્રથમ તેનાં જનોઇ ઉપર સહુ જુનાગઢ આવ્યા. જનોઇ તથા વિવાહનો પ્રસંગ–તે કુળનો મામલો અને ઘરની નામના મોટી તેથી તે પ્રા. લ્હાણું સુધાં શ્રીએ મનોરથ કરાવતાં યથાયોગ્ય કાર્ય સિદ્ધિ થઇ આવ્યાનંતર છેવટમાં લક્ષ્મીશંકર દીવાને પોતાની એક વહુ જીવત છતાં બીજી કન્યાનું વાકદત્ત કીધું તેનો નિષેધ કરવા બહાર દેશાવરની નાતે એક થઇ જુનાગઢને જુદું રાખી તડ કીધાનું દરશાવ્યું.

આ વખતે મજમુંદારથી છાનું ચાંપાથલ નજીક ખેટપટી લોકે બારવટીયા ચાંપરાજને મળી એવો ઠરાવ કર્યો કે ચાંપરાજે અમરેલી પ્રગણાંને ન રંજાડવું અને બદલામાં તેને મસારો બાંધી

આપવો–પણ આ વાત ચારેમેરથી ચણુંપણું થઇ બહાર આવતાં વિવાહ અગાઉ વૃજદાસ તથા રઘુનાથરાયે, કમાવીસદારના માણસને પોતાના ધર્મ પ્રા. જાહીપણે ચેતવણી આપેલ કે ચાંપરાજ ઇંગ્રેજ સરકારનો ખુની છે તેથી ઉડતી વાત સાચી હોય તો ઘણીજ વીસમી લેખવી. ત્યારે તેણે ઉપરથી સફાઇનો ઉતર વાળ્યો પણ છાની રીતે તેણે તથા અદાવતી લોકોએ વડોદરે ખોટું ભરાવ્યું કે મજમુંદારો ઇંગ્રેજમાં પણ રહે છે તે જરૂર બગાડશે માટે હાલ કોઇ કામ બ્હાને તેને વડોદરે તેડાવી લંઇ, પછી રજા ન આપતાં, ત્યાં વર્ષ; ૬ માસ રોકી રાખવા. આ ઉપરથી મુલુકગીરીના કામને બહાને જુના કાગળો લઇ તમે બન્ને વડોદરે તુર્ત આવજો એવો પત્ર આવ્યાથી વિવાહ નંતર વ્રજદાસ તથા કલ્યાણરાય ડાકોર ઉપર થઈ વડોદરે શ્રાવણ માસમાં ગયા અને રઘુનાથરાયે અમરેલી આવી ત્યાંનું કામ સંભાળ્યું.

વડોદરે પોચ્યાનંતર વૃજદાસ તથા કલ્યાણરાય કારભારીને મળ્યા તે પછી કેટલેક દીવસે શ્રી. મહારાજા સા. નો મુજરો પણ થયો. મજમુંદાર કાંઈ કસુરીમાં તો આવેલ નહિ તે બીજું તો શું કરે ! પણ મભમ ગુસ્સાના વેણો કારભારીએ સંભળાવી રજા દેવા ટાણે નવાબને એટલુંજ કહ્યું કે તમારાં મ્હોંની ખાતરજ શ્રી. સરકાર તેની હુરમત ઉપર હાથ નાંખતા નથી પણ એ લોકો કયાંઇ જવા આવવા ન પામે એ વાતની તમારે સુરત રાખવી. આ હકીકત પછી ઉતારે આવી બન્ને ભાઇએ રઘુનાથ રાયને લખી જણાવી.

વૃજદાસે આવો પ્રસંગ દીઠેલ નહિ પણ પાસે કલ્યાણરાય મજબુત છાતીવાળા તેણે દ્રઢતા રાખી રખાવી દીવસ કાઢયા. દરમ્યાન ભગવતીદાસ ( વૃજદાસના મોટા પુત્ર ) એકલા રાજકોટ ખાતે હતા તેથી તેની પાસે જઈ ત્યાંનું હાલ સંભાળવા રઘુનાથરાય રજા લઈ રાજકોટ ગયા. ત્યારબાદ રેસીડંસી પોતાનો કારભાર બંધ કરાવવા તજવીજ કરે છે તેની બાતમી મળી હોય તેને લીધે તથા પરમાણંદ શાસ્ત્રી જેઓનું કારભારી ઉપર ઘણુંજ વજન પડતું તેના ઉપર વૃજદાસ તથા કલ્યાણરાયે રાજકોટથી રઘુનાથરાયનો ભળામણ પત્ર મગાવી દીધાથી, શાસ્ત્રીજીએ વેણીરામભાઇને, જુનાગઢમાં મજમુદારની રહેણી કરણી, પોતાની બરદાસ્ત ચાકરી કરેલી વીગેરે વાત કહી હશે તેને લીધે–કારભારીએ બેઉ ભાઇને દીલાસો આપી કહ્યું કે, આ કૃત્ય તમારા વિરોધીની ભરામણીને લીધે થવા પામ્યું છે પણ તમે હવે ડરશો માં. પછી તો કચેરીમાં બેઉ ભાઇને તેડાવતા તથા ખાનગી બેઠકમાં પણ પાસે રાખતા. એવામાં કાઠીયાવાડ ખાતે ચરલાળાવાળાને ઠરાવ પ્રા. ધરતી વાડી નથી મળી આવતી તે આપવા વિષે સે. વિલ્લણી સા. ની યાદ આવેલ તે સંબંધે બેએ ભાઇને પુછતાં તેણે ટુંકામાં ચરલાળાની બધી વીગત સમજાવી. ઉપર પ્રા. હકીકત સાંભળી શ્રી. સરકાર રૂબરૂજ નવાબ પાસે બેઠેલ તેને કારભારીએ જરા ઠપકો આપ્યો કે એટલી મુદત સુધી આ **મજમુદારો તમારા હાથ નીચે છે છતાં તમે તેનું દીલ ન લઈ શકયા ! ! કાઠીયાવાડ ખાતે જે ગણો તે વાકેફ ને સરકાર ઉપયોગી** ઇ ધર વાળાજ છે પછી ગોપા-

બારાવ મૈરાળને ભળામણ કરી કે બન્ને ભાઇને તમારે ઘેર તેડી જાઓ તથા તેને કાંઇ કીન્નીપ ન રહો હોય તેની સોગન ઉપર પુછી પક્કેપણે ખાત્રી કરજો. એ પ્રા. ગોપાળરાવે હરદા બંધવને તેડાવી ખાતરી કીધા પછી વૃજદાસ તો તેની વહુની માંદપના કારણે રજા લઇ કાઠીયાવાડ આવ્યા અને કલ્યાણરાય વડોદરે રોકાયા તથા પોતાની હુશીયારી માહેતગારીથી ખુબ પ્રસન્નતા મેળવી.

## પર તાલુકાના અમરેલી ઉપરના દાવાના મજમુદારે આપેલા જવાબ હરિભાઇનો જન્મ વૃજદાસ સાથે વહેંચણી.

આ સાલે ચૈત્રમાં રઘુનાથરાયને રાજકોટમાં તાવની સખ્ત બીમારી થઇ આવેલ પણ આયુષ્ય બળે તેનો બચાવ થયો. દરમ્યાન ચાંપરાજ બારવટીયાને સરકારે હાથે કરેલ તેની કોરટ થનાર હતી તેમાં દેસાઇ વી. સાહેદી સારૂ અમરેલીથી ગયા. કોરટ થતા દાદા ખાચરે સોગંદ ઉપર સર્વ વાત કહી દેખાડતાં તેનો બચાવ થયો પણ ખાન સા. તથા દેસાઇ ઉપર ભારે મુદો આવી પડતાં મ્હોબુલાખાંનને ન રાખવા અને સોગંદ ઉપર જુઠી જુબાની દીધા સબબ દેશાઇને સજા કરવી એમ ઠર્યું. પછી ઇંગ્રેજ સરકાર કારભારનો જરૂર ફેરફાર કરાવશે એમ લાગ્યાથી ગોપાળરાવ મૈરાળને કારભાર સોંપી વેણીરામભાઇ કલકતે જઇ રહ્યા.

ઓખામાં વેણીરામે તો કલ્યાણરાયને રાખવાનું કહ્યાથી રઘુનાથરાયને પુછતાં તેણે કોઇ કમાવીસદાર આવે તો ઉત્તમ એમ લખ્યાથી હરિ શેઠને મોકલી વચ્ચે વચ્ચે પંડે જઇ રહેવું ઠર્યું. પછી ગોપાળરાવજીએ અમરેલી માહાલ પોતા તરફ કરી

લેતાં ત્યાં ગજાનન આબા અને કોડાજી નાનાને મોકલ્યા અને પાંચ મહાલનો અખત્યાર કલ્યાણરાયને સુપર્દ થયો એટલે તે પણ ભેળા અમરેલી આવ્યા. રાજકોટ વકીલી કાગળ પત્રોતર વીગેરે મામલો રઘુનાથરાય જેમ નવાબના વખતમાં ચલવતા તેમ ચલવે જતાં પછી તે વર્ષના ( સંવત ૧૮૯૪ ) ચાતુર્માસ સુધી કલ્યાણરાય અમરેલી રહી, વ્રજદાસના તેડાવ્યાથી રઘુનાથરાયના હાથ તળે બજીભાઇ અને એક બે કારકુન સોંપી પોતે રાજકોટ ગયા.

**આ અરસામાં ૮૪ કલમના પર તાલુકાના અમરેલી ઉપરના દાવાની યાદ રાજકોટથી વડોદરા થઇ આવતાં, રઘુનાથરાયે દાખલા પુરાવા સહીત તેના જવાબ તૈયાર કરી તે તથા તદુપરાંત અમરેલાના રહામા ૯૫ કલમના પર તાલુકા ઉપરના દાવાઓ તૈયાર કરી વડોદરે મોકલ્યા,** બાદ સંવત ૧૮૯૫ ના માગશર વદમાં રેવાશંકર ગુજરતાં તેની હટકટે રઘુનાથરાય તથા વ્રજદાસ જુનાગઢ ગયા અને અમુક વખત ત્યાંજ રહેવું થવાથી બાવા કીશોરદાસ જે સહુને સરખા મુરબી જેવા હતા તે હશુ ઘરે સમજણનો મામલો સુઝતો થાય તો કરવા વ્રજદાસે ચાહત દેખાડયાથી એ વિષે ઘણી ખરી કલમો રઘુનાથરાયે લખી મોકલતાં તેમાં વ્રજદાસે પોતાની મરજી મુજબ ફેરફાર કર્યાં તે મંજુર રાખી માત્ર વિઠાવડ ગામ તે રઘુનાથરાય તથા કલ્યાણરાયને આંગત રહે ને તેવીજ રીતે કુબા વ્રજદાસ તરફ આંગત રહે—બાકી તમામ ગીરાસ ભજમું એવું ઠરાવ્યું; કલ્યાણરાયની વૃતિ રંગીલદાસ જેવી તે જે કાંઇ વડીલ

ભાઇ કરે તેમાં કશો ઉચારજ નહિ એટલે તે તો આ વખતે રાજકોટ હતા. એ રીતે વૃજદાસના મનને સંતાપ થાય તેમ બધું ચોકખું કરી આપ્યા પછી માતુશ્રીને દ્વારકાં ખટમાસની ઇચ્છા તેને તેડી ફાગણ માસ બેસતાં રઘુનાથરાય દ્વારકાં ગયા અને વૃજદાસ રાજકોટ આવ્યા.

એટમાં રઘુનાથરાયને ઉલટીઓ થઈ રોગ થયાની ભાવના થઇ આવ્યાથી અખાત્રીજ ઉપર છેક દુર્દશા થતાં નગરથી વૈદને તેડાવી પોતે ડોળીની સ્વારીએ દ્વારકાં આવ્યા તથા માતુશ્રીને ત્યાંજ ખટમાસ સબબ રોકી બીજે જેઠ માસે ડોળી અને મીયાને નીસરી રઘુનાથરાય નગર ઉપર જતાં ખબર મળ્યા કે કલ્યાણરાયને શ્રી ઇષ્ટદેવે એજ પુરૂષોતમ માસની સુદ ૫ પુત્ર આપ્યોં તે ખટ માસમાં પ્રભુ કૃપાનો પ્રસાદ લેખી "હરિપ્રસાદ" નામ પાડ્યું ( અગાઉ સંવત ૧૮૮૩ માં તથા સં. ૧૮૯૧ માં એમ કલ્યાણરાયને પુત્રો થયેલ તે ગુજરી ગયેલ ) પછી નામ. જામશ્રી રણમલજીનું દર્શન લઈ, રાજકોટ આસ્કીન સા. ને મળી રઘુનાથરાય અમરેલી આવ્યા. માતુશ્રીને ખટમાસ પુરા થયે તેડી લાવવા કલ્યાણરાય ઘર ખટલો લઇ દ્વારકાં ગયા તથા યાત્રા કરી માતુશ્રી સહ તે પાછા વળ્યા.

આ અરસામાં ( સંવત ૧૮૯૬ ) જુનાગઢના નવાબ સા. બહાદુરખાનજી ગુજરતાં તેની જગે હામીદખાંનને બેસારવાની તપાસ કરવા બ્લેઇન સા. જે આસ્કીન સા. બદલાતાં નીમાઇ આવેલ તે જુનાગઢ આવેલા પણ તેની તબીયત બગડતાં બ્લેન સા. જેકબ સા. ને કામ સોંપી મુંબઇ ગયા. જેકબ સાહેબે–

પુરબંદરના રાણા સા. જ્યારે સં. ૧૮૯૦ માં જુનાગઢ આવેલ ત્યારે ગવરીદાસ વાળે ઘેર ઉતરેલ ત્યાં ખુદા. નવાબ સા. બહાદુરખાનજી નામ. રાણા સા. ને મળવા આવેલ ત્યારે બીજા શાહજાદાઓને ન લાવતાં મુખ્ય તો હામીદખાનને લાવેલા વીગેરે સાબીતીઓથી તેનેજ ગાદી પોચે એમ રીપોર્ટ કર્યો તથા રાજગાદીનો બંદુબસ્ત કરતાં સુધી સાહેબે જુનાગઢની દેખરેખ સંભાળ માટે વ્રજદાસને રાખેલ પછી મંજુરી ફરી વળતાં જેકબ સાહેબે સરકાર રીત પ્રા. તેને ગાદીએ બેસાર્યા.

સંવત ૧૮૯૭ સાલે જુનાગઢ નાગરી નાતમાં વિવાહ થતાં ગવરીદાસને ઘેર ગંગા ( રઘુનાથરાયની પુત્રી ) તથા ગોદાવરી ( કલ્યાણરાયની પુત્રી ) નાં લગ્ન થયાં તે ઉકલ્યા બાદ રઘુનાથરાય અમરેલી અને વૃજદાસ તથા કલ્યાણરાય રાજકોટ ગયા. આ વર્ષ દીવાન રણછોડજીભાઇ ( અમરજી દીવાનના પુત્ર ) ગુજરી ગયા તો પણ તટ તો એમજ ચાલુ રહ્યાં.

## કોડીનાર–ઉનાના સીમાડાની ચોખવટ તેમાં કલ્યાણરાયની ચાકરી.

આ વખતે જુનાગઢ તરફે હબીબખાને ચારેકોરથી ગીરમાં શ્રી. સરકારની સરહદ લોપવા માંડેલ ને ઉપરથી એમ ફરીયાદ કરી કે શ્રી. સરકાર જોરદાર તે જુનાગઢની હદ લોપે છે તેથી તે સરહદના મામલા વિષે સર્વ વાકફગારી પુર્વક રઘુનાથરાયે અમરેલીથી ઉતર યથાસ્થિત લખી મોકલ્યા તે વ્રજદાસે પોલી. એજંટ સા. પાસે દાખલ કરવા કેશવજી નાનાને બતાવતાં તેણે કહ્યું કે **તમે તો શ્રી. સરકાર કામમાં આવી દીલસોજી રાખી**

કામ કરો છો પણ તેની **વડોદરાવાળાને કશી ખબર નથી માટે તે જવાબની નકલ મને દ્યો એટલે આ કીસ્સો હું વડોદરે લખી જણાવું** કે મજમુદારે આ પ્રાં. પોતાની બુદ્ધિ વાકેફગારીથી ઉતર લખ્યો છે તે નજરમાં લાવી ફેરફાર કરવો ઘટે તે કરી પરત મોકલશો એટલે પછી સા. પાસે રજુ કરશું. તે પ્રા. બીડયાથી ત્યાં વાત ઘણી પસંદ પડી. તે અગાઉ સં. ૧૮૯૮ માં જેકબ સા. કોડીનાર ઉનાનો સીમાડો નજરે જોવા જતાં આડટીંબા જાય તેવી જુનાગઢ તરફથી તકરાર થતાં ઘણા ભારે સવાલ જવાબ થયા તે વખતે પણ **કોરાજી** હાજર તેણે વૃજદાસ તથા કલ્યાણરાય તો હુશીયાર હોય પણ **મજમુદારી કારકુનોની પણ વાકેફગારી છટા જોઇ બહુ પ્રસન્ન થયેલ.** આખરે તેટલા સીમાડાનો જે રીતે સા. નોર કાઢી આપે તે દુતરફા મંજુર એવું ઠર્યાથી જેકબ સાહેબે ફરી તપાસ કરી ચિહ્‌ન કરી તે પ્રા. દડીઓ નાંખવાનું કહી તે માટે દફતરદાર ભગવાનલાલભાઇને વાંસે રાખી પોતે બાબરીયાવાડ તરફ જવા ગીર માર્ગે નીસરી કંટાળે મુકામ કર્યું. સા. ના ઠરાવ પ્રા. થાય તો અવગુણ જેવું ન હતું પણ પાછળથી ચાલતી વારે હુણીબખાન કંઈ ઠરેલ વાતમાંથી ફેરફાર કરવાનો ઇસારો સાહેબ પાસેથી લઇ આવતાં, સાહેબ સીધાવ્યાથી વ્રજદાસ કે કોરાજી પણ અગાઉ ચાલતા થઇ ગયેલ, એક ફક્ત કલ્યાણરાય વાંસે રહેલ તેને ફેરફારના ખબર પડતાં, ભગવાનલાલભાઇને કહે કે હાલ તે પ્રા. ન કરવું, સબુર રાખજો હું અત્રઘડી ચઢી રાતોવાઇ જઇ સા. ને મળી જેમ પહેલાં ઠરેલ તે પ્રા. હુકમ લાવું છું એવું

ફ્હી કેવળ ગીરના ભયંકર માર્ગમાં રાત્રે ચાલ્યા જતાં પ્રભાતે સા. ઉઠયા અગાઉ જઇ પોંચ્યા તથા સા. જાગતાંજ જઇ અરજ કરતાં સાહેબે કહ્યું કે એ વાત તો ઠીક, પણ તું કયાંથી કેમ આવ્યો ! ડર લાગ્યા જેવો રસ્તો તેમાં રાતે કોઇ હરામખોરે કે જાનવરે મારી નાંખ્યો હત તો તારૂં કોણ ધણી થાવાનું હતું ! તેનો જવાબ દે–એટલે કલ્યાણરાયને જેકબ સા. સાથે ઘણી ભળતી હતી તેથી ઉત્તર દીધો કે નાના યથા વૃજદાસ નિશ્ચિંત થઇને ગયા બાદ આ રીતે સાંભળતાં હું ન આવું તો કેમ મેળ ખાય. પછી **સાહેબે કલ્યાણરાયને પુછયું કે આ રાતના તારા પરિશ્રમમાં તુંને ગાયકવાડ શું ઇનામ આપશે ? ત્યારે તેણે જવાબ દીધો કે ચાર પેઢીથી પાળે છે તેજ ઈનામ છે પછી પૂર્વવત્ દઠી દેવાનો હુકમ કલ્યાણરાયને હાથે** ભગવાનલાલભાઇ ઉપર લખાવી પોતે સહી કરી સા. ચઢી ગયા ને કલ્યાણરાયે ભગવાનલાલભાઇ પાસે આવી હુકમ આપતાં તેણે એ પ્રા. એંધાણ નંખાવવા તજવીજ કરી.

નાના તથા વૃજદાસ પણ આ વાત સાંભળી ખુશી થયા તથા તક સાંધી વ્રજદાસે નાનાને વિનંતી કરી કે મહાલોમાં ઉત્પન્ન કરતાં ખર્ચ વધુ પડે છે વીગેરે, તે ઉપરથી તેઓ કર્તા પુરૂષ તે પડેલ ખાતરાંવાડી માંઝાવાવ અને સોલંકી વીગેરે જે ઉસબીડ જમીન કસબાની વડનગર રસ્તે તે ઉપર ચાલુ રૂ. ૫૦) તેમ જાગીરમાં પુરણ અરણ્ય પાણી લાગે તેવું રાજથળા ગામ તે ઉપર પણ રૂ. ૫૦) જમલે સો રૂ. લેવા શ્રી. સરકાર ખાતે ઈનવું ઉત્પન્ન ટેવીને મહેનત કરાવી કાંઇક આરક વાર

ખર્ચ કરી સુધારે તો મજમુંદારને પણ અંતે કાંઇ વગ પડે—એ રીતે કરી આપી સદરહુ બે લેખ દીધા.

શ્રી ગજાનન

**સીકો** મોર્તબઅસુદ

શ્રીમંત રાવશ્રી......વિદ્યમાન રાજશ્રી ગોપાળરાવ મહેરાળ કમાવીસદાર પ્રગણે અમરેલી પંચમહાલ વા. મજમુંદાર રઘુનાથરાય ગવરીદાસ તા. વૃજદાસ રંગીલદાસ જત કસબે કોડીનાર તા. મોજે વડનગર પ્રગણે મજકુર વચ્ચે માંળવાવ તથા પીપળીવાવ તે વાવને આકારે ખાતરાં પડેતર તા. જુરાણેલ સોલંકી વાવની પડતર જમીન સુધ્ધાંત તા. તે પાસે આસપાસ બારેતર ધરતી ઘણા વરસ થઆ ઉસ પડતર પડી છે તે ધરતીની ઉતપન મહાલ મજકુર સરકારમાં કાંઇ આવતી નહોતી તે જમીન વીઘા ૩૫૦ સાડાત્રણસેંહેથી તે ચારસેં લગણ આજમાસેં તે દરોબસ્ત જમીનનો રકમ સાલ ૧ એકે રૂપૈઆ ૫૧ એકાવન બાબાશાહી ઉધડ સલામી ભરવાનો ઠરાવ કરી તમને સુપરદ કરી છે ............... પીત તથા બારેત મોહોલની કુલ ઉપજ નગદી તથા જણસી વીગેરે તમે તમારી મુખતીઆરીથી વૈવટ કરી લેજો તથા ભોગવટો કરજો તે ઉપજ સરવે તમારી છે ........ ખાતર જમે રાખી ભોગવટો કરજો કોલ સરકારનો છે સં. ૧૮૯૮ ના ચૈત્ર વદ ર જાણીજે ચંદ્ર ૧૪ માહે રબીલઅવલ સુરસન દાસને અરબૈન મઆતેન વ અલફ

શ્રી ગજાનન

**સીક્કો** મોર્તબસુદ

શ્રીમંત રાવશ્રી.....વિદ્યમાન રાજશ્રી ગોપાળરાવ મહેરાળ કુમાવીસદાર પ્રગણે અમરેલી પંચમહાલ વા. મજમુંદાર રઘુનાથરાઅ ગવરીદાસ તા. વૃજદાસ રંગીલદાસ જત મોજે રાજથળા પ્રગણે કોડીનાર એ ગામ મેવાસી ગીરકાંડે ઉજડ પડું રહેતાં...... મહાલ મજકુરે સરકારમાં એ ગામનું કાંઈ ઉત્પન આવું નહિ ........ ગામે વાવડું નથી ને નવી વાવ્યો કરવાની તમે હીમત કરી તે ઉપર અરણ્ય મેવાસ સરહદનું ગીરગામ આબાદ થઈ બીજા એ તરફના સરકારી ગામો પેટામાં આવાં છે તેથી સરકાર ફાયદાની વાત જાણી તે ગામની ચલુ ઉધડ જમેબંદી સાલ ૧ એકે રૂપીઆ ૫૧ એકાવન પરમાણે નીરંતર રકમ ઠેરાવી તે ગામ તમને સુપરદ કર્યું છે .......... ગામની કુલ ઉપજ નગદી તા. જણસી વીગેરે તમે તમારી મુખતીઆરીથી વહીવટ કરી લેજો........ખાતર જમે રાખી ગામની આબાદી લાવણી કરી ભોગવટો કરજો. સં. ૧૮૯૮ ના ચૈત્ર વદ ૨ જાણીજે ચંદ્ર ૧૪ માહે રબીઅલઅવલ સુરસન ઇસને અરબૈન મબાતેન વ અલફ

---

સંવત ૧૮૯૮ આખર વૃજદાસ તથા કલ્યાણરાય રાજકોટ અને રઘુનાથરાય અમરેલી હતા તે પંચરાત્ર જુનાગઢ આવતાં કલ્યાણરાયની મોટી પુત્રીનું ગુજરવું થયું. તદનંતર મેલેટ સા. પોલી. એજંટ થઈ આવ્યા તેને મળવા રઘુનાથરાય પણ રાજકોટ ગયેલા.



આજમ રઘુનાથરાય ગવરીદાસ

મેલેટ સા. આવ્યા અગાઉ જેકબ સા. આકટીંગ દરજ્જે એજંટ હતા ત્યારે તેના કલ્યાણરાય ઉપર ઘણી કૃપા હતી તેથા સરકાર દફતરનું કામ પણ તેનાથી લેતા હતા તથા એજંસી તેજુરી ઉપરના શોહુકારની ચાલ ઠીક ન લાગતાં શક જેવું વ સ્યાથી બરાબર સફાઇથી કામ રાખવા વિષે પોતાની નજર કલ્યાણરાય ઉપર પહોંચતાં, ઇ ધર સાખવાળું તે ઇતરને જમાન દેવામાં સંકોચાય પણ સરકારનો શીરસ્તો એટલે તેની ખાતરી રઘુનાથરાય તથા વ્રજદાસની જાુસે એમ ઠરાવી ઇ ધરાણાની યોગ્યતા આબરૂ ઘણી સારી દરસાવી સરકારમાં રીપોર્ટ ચાલતો કીધા પછી પોતે સીધાવ્યા તે ચાલતાં કામ પુરઃ કરવા ઘોઘા સુધી કલ્યાણરાયને સાથે લેતા ગયેલ અને જહાજે વિદાય થતી વખતે સરટીફીકેટ આપી પોતાનો રીપોર્ટ મંજુર થશેજ એ ભરૂસે અગાઉથી તેજુરી કામનો સૌભાગ્ય કલ્યાણરાયને દર્શાવતા ગયેલ. પછી મેલેટ સા. આવતા મંજુરી પણ આવી પોંચી એટલે રીપોર્ટ વાંચી મેલેટ સા. ની પણ કલ્યાણરાય ઉપર વધુ મીહેરબાની થઇ આવી તથા સરકારી કામ સાથે મજમુંદારી કામ પણ ચલાવવા રજા આપી—આ રીતે પ્રભુ કૃપાથી સં. ૧૮૯૯ શરૂ સાલે કલ્યાણરાયને એકદમ રૂા એકસો પગારથી પહેલેજ દરજ્જે દાખલ થઇ એજંસીમાં આબરૂની જગ્યા મળી આવી.



# પ્રકરણ ૨

## સંવત ૧૮૯૯ થા ૧૯૦૮

## મજમુદારોને સરકાર ચાકરી કરવા બદલ મળેલી જમીન તથા વાડીઓ

કોડીનાર-ઉનાનો સીમાડો ઠીક નિસર્યાનું કમાવીસદારે જાહેર કર્યા ઉપરથી તથા રઘુનાથરાયના સરહદ વિષેના જવાબના મુસદ્દાની વિગત માલુમ પડયાથી શ્રી સયાજીરાવ મહારાજ મહા કદરદાનને સમજુ હોઇ તેઓએ એજ મુસદા પ્રમાણે જવાબ આપવા હુકમ તથા સાબાશી દઈ ફરમાવ્યું કે-મજમુંદારને તેડાવો, આ વખત તેઓને રાજી કરશું. એ પ્રા. નાના ઉપર પત્ર આવ્યાથી તેણે વગર વિલંબે વડોદરે જવાનું કહ્યાથી રઘુનાથરાયની અમરેલી ખાતે જરૂર અને વળી તેના શરીરનો પુરો તાલ નહિ એટલે પરસ્પર એમ ઠરાવ્યું કે વ્રજદાસે જાવું એટલે પછી દુલેરાય તથા લીલાધરદાસ સોળ સતરની વયના સમજુ હોવાથી ત્યાંના રાજદ્વારના વહેવારથી વાકેફ કરવા તેને તથા બજીભાઇને લઈ વ્રજદાસ વડોદરે ગયા અને ભગવતીદાસ રાજકોટ મજમુંદારી કામની દેખરેખ માટે કલ્યાણરાય પાસે રહ્યા.

વડોદરે શ્રી. સરકાર કૃપાથી કમાવીસદાર હથુ પૃછા કરતાં ભોજન ખર્ચના રૂા. ૧૨૦૦) મુલકગીરી ખાતે ( મળતા ) હતા

તે અમરેલી મહાલ ખાતે બાહાલ કર્યા તથા લુણી, રાઢીયા, રી કડીઆ તથા પીપળલગને સીમાડે એક ગામ મોજે દહીડા જેને દીવાનજી સાહેબે સંવત ૧૮૭૩ સાલે સુક્ષ્મ રકમે ગનરીદાસને પટો કરી આપેલ તેના દીવાનજી વાંસે ગોવીંદરાવજીએ ત્રણસ જ હતા તે વધારી ઉધડ રકમ નવસેંહ સુધી કરેલ તે રૂ. નવસંહ માફ કરી ઈજ્જાઆમ જાગીર વંશપરંપરા ઇનામ બક્ષીસ કરી આપવાનું ફરમાવી તેની હજુરી સનદ પકેપણે કરી આપી સહુને યથાયોગ્ય પોશાક આપી વિદાય કર્યા તે જેઠમાં અમરેલી વરસાદ હગેલ આવી પહોંચ્યા.

આ વર્ષે ઘણો વરસાદ થવાથી મોલ રેચાતાં પેદાશ કમતી થયેલ. જુનાગઢમાં જમર શેઠનો કારભાર આળસી અનતજીભા ઇનો કારભાર થયો તે પ્રસંગને લઇ સા. સ્વારી યોગે સમસ્ત નાગરી નાતનો સમુદાય જુનાગઢમાં એકઠો થતાં, તડ તુટી પાછા એકત્ર થયા. ત્યારબાદ સેલેટ સા. ની સ્વારી અમરેલી જીલ્લે તકરારોનો નીકાલ કરવા આવતાં સીંગાસન ટીંબા સંબંધે જેતપુર સાથે તકરાર હતી તે વ્રજદાસે ઘણી સમજણથી સા. ને ગળે તકરાર ઉતારતાં તે ટીંબો કેરાળા તળે બાહાલ રહી આવ્યો. દામનગર મહાલમાં પણ ઉત્પન્ન કરતાં ખર્ચ મજમુંદારને અધિક પડે છે એ વાત કમાવીસદારને કાને નાંખતાં ખુદ દામનગર કસ્બાની ઝીભાડીયાને સીમાડે ત્રબેટા ઉપર ધરતી પડતર બે સાંતીની અને બે સાંતીની તે પ્રગણાના ગામ સાખપુરને નજદીક તેણે આપી તેનો લેખ મજમુંદારને કરી આપ્યો.

શ્રી મ્હાલસા કાંત.

## સીકો.

આજ્ઞાપત્ર સરકાર રાજશ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ સમશેર બહાદુર તા. રઘુનાથરાય ગૌરીદાસ વ. વૃજદાસ રંગીલદાસ મજમુંદાર પ્રા. અમરેલી દામનગર પંચમહાલ સુભા. સલાસ આર્બાઇન મયાતેન વ અલફ-**તુમ્હી વડીલો પારજીત સરકાર ચાકરી કરીત આલાવ પુઢે ચાકરીએ ઉપયોગી જાણોન** સરકારાતોન કૃપાવંત હોઉન મોઝે દાંડીડા પ્રો. અમરેલી હાગાંવ નઉસે રૂપયે એક આકડી જમાબંદાચે દરસાલ સરકારાત ઘેઉન તુમ્હા કડે આહે તે નઉસે રૂપયે પેસ્તર સંવત ૧૯૦૦ ચે અવલ સાલા પાસુન ઘેણ્યાચે મોહોકુબ કરૂન સદર ગાંવ ચ્યતુઃસીમા પુર્વક હકદાર વ ઇનામદાર ખેરીજ કરૂન સંવત ૧૯૦૦ ચે સાલા પાસુન તુમ્હાંસ બક્ષીસ દીલ્હા આહે યાચા અનુભવ તુમ્હી વંશપરંપરા ઘેઉન સરકાર ચાકરી ઇમાને ઇતબારે એકનીષ્ઠેની કરીત જાવે સરકારાતોન ગાંવ તુમ્હા કડે ચાવા વીલ્હજાઇલ યેવાશી વર્તમાન ભાવી વ હાલીચે કમાવીસદાર વ જમીદાર પ્રા. મજકુર યાચે નાંવે અલાહીદા પત્રે સાદર કેલી અસે જાણીજે છ ૨ માહે જ્યાં. વલ ઉર્ફે જેષ્ટ માસ સંવત ૧૮૯૯

મોર્તબસુદ

---

યાદી રઘુનાથરાય ગૌરીદાસ વ વૃજદાસ રંગીલદાસ સુરસન સલાસ આર્બાઇન મયાતેન વ અલફ-ભોજન ખર્ચા બદલ કાઢે-

વાડ ખાતે સહાસે વ પ્રગણે અમરેલી મહાલ ખાતે સહાસે ચેણે પ્રમાણે બારાસે રૂપયે પાવત હોતે તે હાલી બંધ આહે તરી યાવીસી તુમ્હી સરકારાત વીનેતી કેલી ત્યાંજ વરૂન **તુમ્હી સરકાર કામચે ઉપયોગી જાણોન** સરકારાતોન બારાસે રૂપયે સંવત ૧૯૦૦ ચે સાલાપાસુન તુમ્હાસ કરૂન દીલ્હે આહેત તે સરકારાતુન પ્રગણે અમરેલી ચેથુન પાવત જાઈલ ત્યાચા અનુભવ તુમ્હી સાલ દરસાલ ઘેઉન તુમ્હી સરકારે ચાકરી ઇમાને ઈતબારે એક નીષ્ઠેની કરીત જાવે જાણીજે છ ૨ માહે જમાદીલઅવલ ઉર્ફે જેષ્ટ માસ સંવત ૧૮૯૯ ચેણે પ્રમાણે ઈ સરકાર દસ્ત ખત ખાંસ.

---

શ્રી ગજાનન

| સીકો | મોર્તબસુદ

શ્રીમંત રાવશ્રી........વી. રાજશ્રી ગોપાળરાવ મહેરાળના. રઘુનાથરાય ગવરીદાસ તથા વ્રજદાસ રંગીલદાસ મજમુંદાર જત મોજે સાખપુર મધે ધરતી સાંતી ૨ બેની ખેડાણ તથા કસબે દામનગર તળીએ ધરતી સાંતી ૨ એનું બીડ પડતર જમલે ધરતી શાંતી ૪ ચારની તમને આપી છે ને દામનગર ખુદ તથા પરગણામાં બજે ૧ એક દર કુનશીએ માણું ૧ હેક તથા શેરેડીના દર વાડ ૧ એકે ગોળનું ભીલું એક એ પ્રમાણે બાબત તમને કરી આપી છે તેનું કુલ ઉત્પન્ન પ્રગણે દામનગર મધે સરકાર ચાકરી બદલ તમારા ઉતારા ખરચમાં અનુભવ લેજો

તથા ધરતીમાં તમારા ઘરથી ખરચ કરી કુવો કરાવી પીતનો મોલ કરશો તે તમારૂં છે. ચલુ પાળવામાં આવશે સં. ૧૯૦૦ ના ગુજરાતી બીજા શ્રાવણ સુદ ૨ ગુરૂવાર જાણીજે ચંદ્ર ૧ માહે શાબાનં ઉર્ફે દ્વિતીય શ્રાવણ માસ સુરસન ખમસ આર્બાઇન મયાતેન વ અલફ

---

સંવત ૧૮૯૮-૯૯ થી વૃજદાસે ગાયકવાડી કામમાં જીવ વધુ ઘાલતાં વડોદરે પાછતરનો તેનો પરિચય ઠીક થવા લાગ્યો હતો. **લાંગ સા. પાસે સાદરા એજંસાનો કોઇ પ્રસંગ વડોદરે હજુરને પડી આવતાં વૃજદાસને શ્રી. મહારાજા સાહેબે યાદ કીધાથી તે સંવત ૧૯૦૧ સાલે વડોદરે ગયા** ત્યાંથી કામની હકીકતથી વાકફ થઇ સાદરા જવા વખતે પાગાહ વિષે વિનંતી કરતાં ૪૯ સ્વારની હાજરી હતી તેમાંથી દસની ગીણતી માફ કર્યામાં આવી. તેમજ સીંગાસનના ટીંબા સંબંધેની મજમુંદારની ચાકરી બદલ ધારી તજે ભારવાડીને લગતી ૪ સાંતીની જમીનનો ધારી ખર્ચ ખાતે લેખ કરી આપ્યો. આ અગાઉ અમરેલી કસ્બે પણ ફુલઝાડ વીગેરે ઉતારા ખર્ચ સારૂ વરસડા રસ્તે પહેલીજ વાડી આપી તેનો લેખ મજમુંદારને મળેલ પછી વિદાય સમયે શ્રી. સરકારે મહીકાંઠા લગતાં દેલગામ વી. મહાલોની વીકાલત સંભાળવા વૃજદાસને કાઠીઆવાડની રીત જુદી અને આ જીલો તરકટી વધુ તેથી તાત્કાળીક તે વાત લંબાણે નાંખી, રજા લઇ વૃજદાસ લાંગ સા. પાસે ગયા અને ઝરનિ-મોલી ગામના કામની વીગત તેને કહેવાની રીતે કહી સમજાવી. તે હકીકત વડોદરે લખી પરબાર્યા અમરેલી આવ્યા.

શ્રી મહાલસા કાંત

## સાંકો

શ્રીમંત રાવશ્રી સીયાજીરાવ ગાએકવાડ સેનાખાસખેલ સમશેરે બહાદુર વા. રઘુનાથરાય ગવરીદાસ તા. વ્રજદાસ રંગીલદાસ મજમુંદાર પંચમહાલ-પ્રગણે અમરેલી દામનગર વગેરે જત અમરેલી મધે તમારા ઘર ખરચ ફુલઝાડ તથા શાખભાજી વીગેરે સારૂ વાડી ૧ કુવા પડા સુદ્ધાંત સીપાઈ બહાદુરવાળી અમરેલી કસબામાં ગામથી નજદીક પુર્વાદી દીસે વરસડે જાતાં જમણા હાથ ઉપર સરકારથી કૃપાવંત થઈ તમને આપી છે તેહનો ઉપરભોગ ચાલુ તમે લેજો સરકારથી બીન દીકત નીરંતર ચલાવવામાં આવશે. સદરહુ વાડીનું પડું થોડું સબબ ઈ વાડીપડામાં તેની પાસે ઉગમણી તરફથી જમીન ઇ પડામાં ભેળી કુલે જમીન વીઘા ૧૦ સાડ આપી છે તે પ્રમાણે તમે ખેડાવી વહીવાટ કરજો તથા ઈ વાડીના કુવામાં પાણીની કમતી છે માટે તમે તમારા ઉપર લખાપડાની જમીનની હદમાં બીજો કુવો કરો તો સુખેથી કરાવજો એ વગેરેમાં તમને કોય મુજાયમ થાશે નહિ. મીતી ભાદરવા વદ ૨ રવીવાર સં. ૧૮૯૯ જાણીજે ..............

મોર્તબસુદ

—— —

શ્રી મહાલસા કાંત

## સીકો

શ્રીમંત રાવશ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદર—વા. પ્રગણે અમરેલી પંચમાહાલ પ્રાંત કાઠીયાવાડના મજમુંદાર રઘુનાથરાઅ ગવરીદાસ તા. વ્રજદાસ રંગીલદાસ જત મોજે કેરાલા પ્રગણે અમરેલી એ ગામને ને તાલુકે જેતપુર—ચીતળના ભાગદાર વાલા હરસુર વાલાજીના ગામ મોજે **પાણીઆ ને મોજે સીંગાસનના ટીંબા** તથા તેહની જમીન સીમાડે કાઢી દેવાની વાતનો મજેલો ચાલતાં તેનો ફેસલો કુંપની સરકાર વિદ્યમાને થયો તે વાતમાં **તમારી ચાકરી તથા ઘરનુ ખર્ચ કરી તથા મહેનતથી સરકારને કીફાયત ઘણી થઇ તે તથા** કસબે ધારી મધે મજમુંદારી દફતરના કામ ઉપર તમારો મહેતો માણસ રહેતાં નીમનોક કમતી ને ખરચનો વધારો માટે તે સરવ વાત ઉપર નજર દઈ સરકાર કૃપાવંત થઇ તમને ધારી ખુદમાં ભાડ વાડીનો કુઓ ૧ જમીન પડા સુધાંત તા. તેહને લગતી બારેતર ધરતી સાંતી ૪ ચારની આપી છે તે તમે ચલુ નિરંતર તેનો ભોગવટો કરી અનુભવ લેજો ને સરકાર ચાકરી એકનીષ્ઠાથી કરજો સદરહુ લખી જમીન તા. વાડી ઉપર, માપા વીગેરે કોઇ બાબતમાં સરકારથી કશી કાંઈ દીકત થાશે નહિ મીતી જેઠ વદ ૯ શનીવાર સંવત ૧૯૦૧ જાણીજે છ રર માહે જમાદીઅલ આખર સુરસન સીત આરબૈન મયાતેન વ અલફ

મોર્તબસુદ

## ઓખામાં માણકધાંધાનું વર-કુંપની સરકારમાં દુલેરાય નોકર રહ્યા જસવંતરાયનો જન્મ-શ્રી. સરકાર સામે ગોવીંદરાવજીનો દાવો.

સં. ૧૯૦૧ માં રઘુનાથરાય જુનાગઢ હતા ત્યારે મેંદરડા ગીરમાં ઓખાના માણકધાંધાનો ભાઇ ભીઓ દ્વારકાંથી નાસી જતાં તેની શોધ માટે માણસો આવેલ તેને રઘુનાથરાયે બનતી મદદ દેતાં તે હાથ આવ્યાથી દ્વારકાં મોકલી દીધો. પછી આખર સાલે માણકધાંધાનું ભારે વેર ઓખામાં થઇ આવતાં સંવત ૧૯૦૨ શરૂ સાલે કેટલાક સરંજામથી અર્જાનન આબા, કેડાજી નાના વી. ઓખા તરફ ગયા ત્યારે તેઓએ સાથે આવવા લખતાં રઘુનાથરાય પણ દ્વારકાં શીતકાળમાં ગયા. ત્યાં વાંસેથી વૃજદાસને પાળી યાત્રાની માનતા હતી તેથી તે પણ આવી ભેળા થયા પછી કામ ઉકેલી, વેર પાર પાડી, રઘુનાથરાય તથા વ્રજદાસ ચૈત્રી પુનમ ઉપર બેટ જઇ ત્યાંની યાત્રા કરી વૈશાખ સુદમાં રાજકોટ આવ્યા. આ વખતે મેલેટ સા. બદલાતાં લાંગ સા. નીમાઇ આવ્યાથી તેને રઘુનાથરાય મળી પછી અમરેલી ગયા. **આ વર્ષે લાંગ સાહેબે ચાતુર્માસમાં ભગવતીદાસને કુંપની સરકાર ખાતે નોકરીમાં દાખલ કર્યા.**

અમરેલી તથા જુનાગઢને ગીર સરહદનો વાંધો પડેલ તે સરહદ જોવા સારૂ સંવત ૧૯૦૩ ના શીતકાળે સા. પડે કોડીનાર તરફ જાતાં, આબા બેઉ મજમુંદારને લઇ કોડીનાર તરફ ગયા ત્યાં બને તરફના પંચો તથા જુનાગઢ તરફથી અનંતજીભાઇ હાજર થયા બાદ સવાલ જવાબો થઇ સા. ગીરનાકે ફરવા ની-

સરતાં કંટાળા-ધુંધવાણાનો સીમાડો નજરે જોઇ ત્યાં પંચ હથુ દઠી દેવરાવી પછી ગરમીના દીવસો ઉપર દરીયા કીનારે જવાનું કરતાં બાબરીઆવાડમાં ઘણાં માણસો ત્રુટતાં તેમાં દીવાન રણછોડજીભાઇના દોહીત્ર શંકરપ્રસાદ આદી નાગરો મર્યા વી. કારણે સાહેબે સહુને રજા આપી એટલે બાબા અમરેલી આવ્યા અને આ વર્ષે જુનાગઢની નાગરી નાતમાં વિવાહ હોઈ લગ્ન નજદીક તેથી વૃજદાસ જુનાગઢ ગયા ત્યાં વસંતરાય તથા હરિભાઇને જનોઈ દેવાઇ વૈશાખમાં હરિભાઇનાં લગ્ન ઉકલ્યા બાદ સહુ પોત પોતાની ચાકરી ઉપર જતાં મજમુંદાર ત્રણે ભાઇ રાજકોટ આવ્યા.

તે ચાતુર્માસમાં દફતરદાર ભગવાનલાલભાઈની પુછ તપાસ ચાલી તેને કામથી મોકુફ કીધા તથા **શ્રાવણ આખર સાહેબે મહેરબાનીની નજરે દુલેરાયને પણ કુંપની સરકારની નોકરીમાં દાખલ કરી બુલાક સા. તળે કામ ઉપર મુકયા.** પછી સંવત ૧૯૦૪ સાલ બેઠા હરોળ રઘુનાથરાય તથા વૃજદાસ અમરેલી આવ્યા તે પહેલાં ગોવીંદરાવ દેવાજીએ શ્રી. ગાયકવાડ સરકાર સામે મુંબઈ સરકારમાં અરજી કરી કે પોતાની ખુશ ખરીદીનાં ગામો હતાં તે મહાલ બદલો થયે શ્રી. સરકારે અમરેલી તળે દાબી દીધાં છે તે મળવાં જોઇએ વીગેરે. એ વાતનો તપાસ કરવા રેસીડેંટ સા. ઉપર હુકમ **આવતાં તે ગામો સંબંધે જવાબ દેવાના હોઇ** તેની વડોદરાવાળાને તો થોડી વાકફગારી તેથી **શ્રી. મહારાજા સાહેબે મજમુંદારને યાદ કરતાં વ્રજદાસ દાખલા સાથે વડોદરે ગયા,** એટલે જવાબ દેઈ સારૂ બંગલાના વકીલ સાથે વ્રજદાસને પણ તે કામની

સોંપણ કર્યાથી તેને ત્રણેક માસ ત્યાં રહેવું થયું. તે મામલો વાસ્ત વીક દાખલાબંધ જોઇ રેસીડેંટ સા. ખુદ વિસ્મય થયા અને ગોવીંદરાવનું તરકટ ભાસ્યું. બીજી બાજુ આજ અરસામાં દીવાનજી સા. ના ઘરના કંઇક અસલ દાખલા બાબાજી બચ્યાજીના ઘરમાં હશે તેથી તે ગુજરી જતાં તેની સ્ત્રીએ અમરેલી આવી ગજાનન આબાને મળીને કહ્યું કે જે જે દાખલા પોતા પાસે હોય તે લઇ શ્રી. સરકારમાં મોકલો અને પોતાને કાંઇક ગુજરાઇ કરી આપો. તે ઉપરથી તેને કંઈ આસામી બાંધી દઇ, તે સર્વ કાગળો હાથ કરી આબાએ વડોદરે મોકલતાં, શ્રી. સરકારે સા. ને વાંચવા તે દીધા તેમાં ઉપરના સરકારી દાખલાને ટેકો આપનારા ઘણા કાગળો દીવાનજી સા. ના તથા ગોવીંદરાવના હસ્તાક્ષરના નીકળતાં સાહેબે પુછ્યાથી તે અક્ષરો દીવાનજીના તથા પોતાના છે એમ ગોવીંદરાવજીને કબુલ કરવું પડ્યું. પછી બીમકટાના લેખ તળે સાક્ષ જોગ માણસોની સાહેદી માટે જે જે હયાત તેને તપાસવા તે કામ લાંગ સા. તરફ કાઠીયાવાડ મોકલતાં, વ્રજદાસને ત્યાં જઇ કામ ચલાવવા આજ્ઞા થવાથી તે પણ કાઠીયાવાડ જવા નીકળતાં શ્રી. મહારાજા સાહેબે કૈલાસવાસ કર્યાનો બનાવ બની આવ્યો.

સંવત ૧૯૦૪ ના શીતકાળે પ્રભુએ કૃપા કરી દુલેરાયને ત્યાં પુત્ર આપ્યો તેનું નામ જસવંતરાય રાંખ્યું. ત્યારપછી લાંગ સા. કચ્છથી દ્વારકાં આવવાના તે ઉપર અમરેલીથી ગજાનન આબા રઘુનાથરાયને લઇ દ્વારકાં ગયા. ત્યાં રઘુનાથરાયે માતુશ્રીને તેડાવી લીધેલ પછી તો **કલ્યાણરાય દંપતીને પાળી યાત્રાનો નેમ**

ત્યાંત ખર્ચ પુરો હોત નાંહી મ્હણોન તુમ્હી પેશજી સરકારાંત વિનતી કેલી હોતી ત્યાસ પુરવી પાસુન તુમ્હાંસ પાવત હોતે તે કાયમ ઠેઉન હાલી સાલ મજકુર સાં. ૧૯૦૮ ચે સાલા પાસુન નવીન આસામી શાલીના ૩૦૦ રૂપએ તીનસેંહ રૂપઆચી ઉખા મંડલચે નેમણુકેત તુમ્હાંસ કરૂન દીહલી આહે તરી તુમ્હી સરકાર ચાકરી ઇમાને ઇતબારે એકનીષ્ઠેની કરીત આસાવી. સરકારાતુન વંશપરંપરા આસામી ચાલવી લીજાઇલિ એ વીસી વર્તમાન ભાવી કમાવીસદાર પ્રાંત મજકુર યાંચે નાવે ઇલાહીદા પત્ર સાદર કેલે આસે જાણીજે છ ૭ માહે રમજાન ઉર્ફે અસાઢ માસ સન ૧૯૦૮

**મોર્તબસુદ**

---

જુનાગઢમાં ખુદા. હામીદખાનજીનું ગુજરવું થતાં લાંગ સા. ત્યાં ગયેલ તથા ખુદા. મહાબતખાનજી રાધનપુર હતા તેને તેડાવી ગાદી નશીન કીધા તે પ્રસંગ ઉપર રઘુનાથરાયને સાથે લઈ મીર સા. ગયેલા. આ વખતે કલ્યાણરાયના પુત્ર **હરિપ્રસાદને સખ્ત તાવ અને સન્નિપાત થઇ આવેલ તેને લાંગ સા. ખુદ પોતે જોવા આવી દવા ચીંધી જાતા** એવી કૃપા દરસાવતાં પ્રભુ કૃપાથી તેને સારૂં થઇ ઇશ્વિરે નવો જન્મ આપ્યો. વૃજદાસની વહુને પુત્ર શોકની મુંઝવણે જીવ હેઠો ન બેસતાં તે દ્વારકા તરફ ગયાનંતર સંવત ૧૯૦૮ ના માગશરમાં તે દ્વારકાંમાંજ ગુજરતાં લીલાધરદાસ તેની વહુ વીગેરે ઘરનો સથવારો જે ભેગો ગયેલો તે પાછો વળ્યો. પછી પોસમાં હરિપ્રસાદને માથે પાઘડી બાંધ્યાની બાધા રખાવેલ તેથી તેને તથા વસંતરાયને

લઇ રઘુનાથરાય દ્વારકાં ગયા અને ત્યાં માનતા સિદ્ધ કરી જુ-નાગઢ છોકરાંઉને મુકી પાછા રાજકોટ આવ્યા.

આ વખતે નામ. જામ સાહેબે દ્વારકામાં દેવળ બાંધી ત્યાં એવડી ડોઢીની ભારે સરસ ધર્મશાળા કરાવેલ તેમાં દેવ પ્રતિષ્ઠા તથા વાસ્તુ કરવા માટે ઓખા પર તાલુકો હોઇને ત્યાં જવા જામ સા. ને અડચણ જેવું તેથી દ્વારકાંની મામલત નગરને મળવા. સંબંધે મજમુંદારને કહેવરાવતાં, મજમુદારે શ્રી. સરકારની શી મરજી છે તે જાણવાનું કરતાં નગરવાળા કેટલાક દાવાનું કામ શ્રી. સરકાર સામે ચલવતા તેની ફારગતી દઇ સા. લોક ઉપર રાજીનામું લખી આપે તો ઓખાનો પાંચ વરસના ઇજારાનો પટો નગરના શાહુકારને શ્રી. સરકાર આપે અને આ વાત કબુલ હોય તો નગરનાં માણસો સુખે વડોદરે આવે એવો ઇસારો આવતાં, નામ. જામ સા. નું માણસ અને મજમુદારી મેતો વડોદરે ગયા. ત્યાં નગર પાસે કલમબંદી કરાવી તે તળે સહી તથા દાવાની ફારકતી લીધા પછી પટામાં નગરના શાહુકાર પદમશીનું નામ લખવાનું કહેતાં વડોદરાવાળાએ જવાબ આપ્યો કે એ **ગમે તેવો શાહુ-કાર હોય તોપણ અમારા મજમુંદારની ખાતરી કરાવી આપો તો કામ પાર પડે** એટલે નગરવાળા મજમુંદારને ગળે પડયા. બીજી બાજુ ભાઉ સાહેબે મજમુંદારને લખાવ્યું કે જો ના પાડશો અને બંદુબસ્ત તુટશે ( ફારગતી વી. ) તો શ્રી. સ-રકાર અહેખ હીનું બદનામું તમારા ઉપર છે તેથી વિચારી તુરત જવાબ મોકલ્યો કે પદમશી એજ જામ સા. છે, કાંઇ મહાલમાં વગર વિચારે કરશે તો તેની આંકસ મુકાબલા સારૂ શ્રી. સરકાર

વતી અમો ભેળા રહેશું માટે સુખેથી અમારૂંને તેનું નામ શ્રી. સરકાર લખમાં લખવું એ પ્રા. લેખ થઇ આખર સાલે તે મહાલનું કામ સોંપાયું.

આ અરસામાં ગીર સરહદ ધરમેળે સુઝતી થઈ આવે તો પરસ્પર જોઇ વીચારીયે એવું મીર સા. તથા અનતજીભાઇ જે બન્નેને ઘાટો જોગ હતો તેણે સા. પાસે કહેતાં, તેમ કરવા મંજુરી આપી સાહેબે પોતા તરફથી ચોકસી સારૂ ગુલાબરાયને ભેળા રહેવા હુકમ કર્યો. ઉપર પ્રાં. ઠર્યાથી રઘુનાથરાયને મીર સાહેબે તેડાવતાં કામ ચાલવા માંડયું ત્યાં વ્રજદાસ પણ આવી પોતા. પછી દુતરફા મંડળી ધાંટવડ જઇ પ્રથત ગીરમાં ફેરો દઈ આવ્યા નંતર અનંતજીભાઇએ સુચના કરી કે કોડીનાર–પાટણ–સુત્રપાડા–ઝાલણાની સરહદનો તોડ રઘુનાથરાય તથા વૃજદાસ પાડી આપે તે જુનાગઢ તર્ફે પોતે મજુર રાખે અને કોડીનાર–ધારી–ચેચાઇ સામી ઉનાની હદનો નીકાલ પોતે કાઢે તે શ્રી. સરકાર મંજુર રાખે. આ પ્રા. મજમુંદારો કબુલ નહિ થાય અને પોતાનું વેણ ઉપર રહેશે એમ ધારીને સુચના કરતાં તે વાત તો મંજુર રાખ્યાથી વળી અનતજીભાઇએ બીજી સુચના મુકી કે રઘુનાથરાય તથા વ્રજદાસ હદ ઉપર ચાલી ચોખ કરી આપે ત્યારે "ચાલી લેવું" એ કામ ગીરાશીયાનું છે, દફતરી કે દરકદારની રીત નહિ એમ મજમુંદારે જવાબ વાળતાં તે કહે કે એ પ્રા. ચાલશો તોજ મંજુર છે નહિતર નહિ તેથી મજમુંદારે વીચાર્યું કે ના પાડશું તો નાહક માથે શબ્દ રાખવા આંટી નાખે છે તે ન થવા દેવી. તેથી એ વાત પણ મજમુંદારે કબુલ કરતાં, અનતજીભાઇ, સા. ને

પુછવા જવાનું બ્હાનું દઇ સ્વારીમાં ચઢી ગયા બાદ સર્વ મંડળ પણ સ્વારીમાં આવ્યું અને સા. પાસે સૌએ પોત પોતાની વાત જાહેર કરી. સા. સાચખોટ મનમાં સમજ્યા. પછી વરસાદ નજદીક હોઇ સા. રાજકોટ ગયા અને મજમુંદારો ઘર આગળ કંઇક રહી પાછળથી રાજકોટ પોંચી ગયા.

# પ્રકરણ ૩

## સંવત ૧૯૦૯ થી ૧૯૨૬

### લીલાધરદાસનું મૃત્યુ–મજમુદારોને ખારજ કરવાની ખટ પટ–કલ્યાણરાય એજંસીમાં દફ્તરદાર થયા ઓખામાં રઘુનાથરાયે અળસાવેલું વાઘેરોનું ફીતુર.

લીલાધરદાસ તેની માના વર્ષી અને વૃષોત્સર્ગ સારૂ દ્વારકાં આવેલ તે કેટલુંક રહી કાર્ય ઉકેલી જુનાગઢ પાછા ફર્યા. તેના અંગે જરા પાંડુની ભાવના જેવું સંવત ૧૯૦૬ સાલે તાવ આવેલ ત્યારથી કુપથ્યને લીધે કોઈવાર કળાઈ આવતું પણ તે વખત ખાસ તેવું કાંઇ દીસમાં નહિ તે આ વર્ષે દ્વારકાંથી વળતાં વાટે ખંભાળીયેથી કાંઈક્સર જણાવા લાગેલ. આ અરસામાંજ બીજી બાજુ ભાઉ તાંબવેકર મજમુંદાર ઉપર પુરા આંટીમાં આવેલ કારણ કે ગોવીંદરાવ દેવાજીના શ્રી. સરકાર સામેના તકરારી દાવાના કામમાં મજમુંદારે તો વફાદારીથી સત્યવાતે શ્રી. સરકાર ચાકરી બજાવી તો પણ તેનો ગોવીંદરાવના લાગતા વ-

બાગના મંડળને મજમુંદાર ઉપર પુરો રોષ તો હતો તેમાં વ્રજ-
દાસ આગાઉ જ્યારે વડોદરે ગયેલ ત્યારે તેને કામ વગર વડોદરે
ખુલાસો કર્યા વિના રોકેલ તેથી વ્રજદાસે તે બા. લાંગ સા. ઉપર
ખાનગી પત્ર ઇંગ્રેજીમાં લખાવવા માટે મુસદો કરી કારકુનને
આપતાં, તેણે ખુટી જઈ ભાઉ સા. ને તે વંચાવી દેતાં ભાઉ
સા. ની અંગત ઇતિરાજી વ્રજદાસ ઉપર થઇ આવેલ. વળી કાઠી-
યાવાડમાં સાહેબ લોકોમાં મજમુંદારનું માન તથા ચલણ જોઈ
તેની અદેખાઇથી અદાવતી લોકોની મજમુદાર વિરૂધ્ધ ખોટી
ભરામણી તો ચાલુ હતી તેથીજ આંટીથી મજમુંદારને ફસાવવા
નગરવાળા શાહુકાર સાથે દ્વારકાંની મામલતમાં ભાઉએ મજમુંદારનું
નામ લખ્યું હતું તથા આગળ ઉપર તેને ખારજ કરવાના ઇરા
દાથી પ્રથમ જે કાંઈ જુના નવા કાઠીયાવાડ સંબંધે મજમુદાર
ખલા હોય તે સરવની નકલો તેની પાસેજ ઉતરાવી
. લેવા તેણે આન્યા કીએ અને સાથે નાના-ભ્રુ વીગેરેને
ટ મોકલ્યા અને ઓખાની દરકદારીના જે જે દાખલા
તેની નોંધ લઈ આવવા વામનરાવને, તે દ્વારકાં ગયેલ ત્યારે,
કમ કરેલ. આ વખતે રઘુનાથરાય તથા વ્રજદાસ દ્વારકાં હતા
તેણે ત્યાંનાં દફતરો કુલનો નોંધ ઉતરાવીને આપ્યો અને વ્રજ
કીએને બંગલાના કામની નકલો ઉતરાવી આપવામાં કલ્યાં
યની મદદે રાજકોટ ગયા.

મંદવાડની વીગત રઘુનાથરાયને કાગળથી માલુમ પડતાં તે પણ કામ પડયું મુકી દ્વારકાંથી મહા સુદમાં નીકળ્યા પણ લાંબો પલ્લો તે વાટમાં પાનેલીએ લીલાધરદાસના અવસાનના માઠા સમાચાર સાંભળ્યા—એ વાતના દુખનો વિસ્તાર લખતાં હાથ કે કલમ કામ કરતી નથી ત્યાં શું વર્ણવું ?

હજી સહુ કો ઘર આગળ ઉદાસીમાં ગરકાવ હતા ત્યાં ભાઉ સા. ને અદાવતી લોકોએ નહિ નહિ વાતો મજમુંદાર વિરૂદ્ધ ઉભી કરેલ તેથી તે નજરે જોવા, તથા પોતાના સાધન સુત્રથી રેસીડેંટ ઑટ્રામ તથા ગવર્નર ફૉકલાંડ સા. વચ્ચે પોને આંટી પડાવેલ તેથી ઑટ્રામ સા. ગવર્નર સા. ની ફરીયાદે વીલાયત ગયેલ તેની દહેશત લાગતાં લાંગ સા. કે જેને ઑટ્રામ સા. સાથે સારો વહેવાર હતો તેની સીફારસ લેવા-એ બે કારણથી ગોવીંદરાવ દેવાજીને સાથે લઈ તાંબવેકરની સ્વારી પ્રથમ અમરેલી આવી એટલે તેની હાજરબાસીમાં રઘુનાથરાયને જવું પડયું. આ વખતે લાંગ સા. ની સ્વારી અમરેલી જીલે હતી તે એને ખટપટી લેખી સા. તો મુળગા દુર ફરવા ઉપડી ગયા પણ મીર સાહેબે વચ્ચે પડી બન્નેને મળવાનો યોગ સાંધ્યો એટલે રઘુનાથરાયને લઇ તે સા. સ્વારીમાં ગયા, પછી મુલાકાત થતાં, ત્યાં પણ સા. કૃપાથી એ દુશમનવાજામાં રઘુનાથરાયનો ભરમ શરમ ઠીક રહી આવ્યો. પછી વડોદરે જવા વખતે જુનાગઢ સાથેની સરહદની રૂજુવાતમાં કીબે પાસે હાજર રહેવા ભાઉ સા. રઘુનાથરાયને ફરમાવી રજા આપતાં તે અમરેલી આવ્યા, ત્યાં મીર સા. ની રઘુનાથરાય ઉપર મીઠી નજર તેથી તેણે ખાનગી રીતે ચેતવ્યા કે સાવધાન

ળગતા મંડળને મજમુંદાર ઉપર પુરો રોષ તો હતો તેમાં વૃજ-દાસ અગાઉ જ્યારે વડોદરે ગયેલ ત્યારે તેને કામ વગર વડોદરે ખુલાસો કર્યો વિના રોકેલ તેથી વૃજદાસે તે બા. લાંગ સા. ઉપર ખાનગી પત્ર ઈંગ્રેજીમાં લખાવવા માટે મુસદો કરી કારકુનને આપતાં, તેણે ખુટી જઈ ભાઉ સા. ને તે વંચાવી દેતાં ભાઉ સા. ની અંગત ઈતરાજી વૃજદાસ ઉપર થઇ આવેલ. વળી કાઠી-યાવાડમાં સાહેબ લોકોમાં મજમુંદારનું માન તથા ચલણ જોઇ તેની અદેખાઇથી અદાવતી લોકોની મજમુદાર વિરૂધ્ધ ખોટી ભરામણી તો ચાલુ હતી તેથીજ આંટીથી મજમુંદારને ફસાવવા નગરવાળા શાહુકાર સાથે દ્વારકાંની મામલતમાં ભાઉએ મજમુંદારનું નામ લખ્યું હતું તથા આગળ ઉપર તેને ખારજ કરવાના ઇરાદાથી પ્રથમ જે કાંઈ જુના નવા કાઠીયાવાડ સંબંધે મજમુદાર પાસે દાખલા હોય તે સરવની નકલો તેની પાસેજ ઉતરાવી હાથ કરી લેવા તેણે આન્યા ડીએ અને સાથે નાના પ્રભુ વીગેરેને રાજકોટ મોકલ્યા અને ઓખાની દરકદારીના જે જે દાખલા હતા તેની નોંધ લઈ આવવા વામનરાવને, તે દ્વારકાં ગયેલ ત્યારે, હુકમ કરેલ. આ વખતે રઘુનાથરાય તથા વૃજદાસ દ્વારકાં હતા તેણે ત્યાંનાં દફતરો કુલનો નોંધ ઉતરાવીને આપ્યો અને વૃજદાસ ડીએને બંગલાના કામની નકલો ઉતરાવી આપવામાં કલ્યાંણરાયની મદદે રાજકોટ ગયા.

ઉપર પ્રા. ધમાલ ચાલતી હતી તે દરમ્યાન લીલાધરદાસને માંદપ વધી જતાં વૈદાદીકને સાથે લઇ વ્રજદાસ જુનાંગઢ આવ્યા ત્યાં રહેતે રહેતે કલ્યાણરાય પણ રજા લઈ આવી પહોંચ્યા અને

મંદવાડની વીગત રઘુનાથરાયને કાગળથી માલુમ પડતાં તે પણ કામ પડયું મુકી દ્વારકાંથી મહા સુદમાં નીકળ્યા પણ લાંબો પલ્લો તે વાટમાં પાનેલીએ લીલાધરદાસના અવસાનના માઠા સમાચાર સાંભળ્યા—એ વાતના દુખનો વિસ્તાર લખતાં હાથ કે કલમ કામ કરતી નથી ત્યાં શું વર્ણવું ?

હજી સહુ કો ઘર આગળ ઉદાસીમાં ગરકાવ હતા ત્યાં ભાઉ સા. ને અદાવતી લોકોએ નહિ નહિ વાતો મજમુંદાર વિરૂદ્ધ ઉભી કરેલ તેથી તે નજરે જોવા, તથા પોતાના સાધન સુત્રથી રેસીડેંટ ઓટ્રામ તથા ગવર્નર ફોકલાંડ સા. વચ્ચે પોને આંટી પડાવેલ તેથી ઓટ્રામ સા. ગવર્નર સા. ની ફરીયાદે વીલાયત ગયેલ તેની દહેશત લાગતાં લાંગ સા. કે જેને ઓટ્રામ સા. સાથે સારો વહેવાર હતો તેની સીફારસ લેવા-એ બે કારણથી ગોવીંદરાવ દેવાજીને સાથે લઈ તાંબવેકરની સ્વારી પ્રથમ અમરેલી આવી એટલે તેની હાજરબાસીમાં રઘુનાથરાયને જવું પડયું. આ વખતે લાંગ સા. ની સ્વારી અમરેલી જીલે હતી તે એને ખટપટી લેખી સા. તો મુળગા દુર ફરવા ઉપડી ગયા પણ મીર સાહેબે વચ્ચે પડી બન્નેને મળવાનો યોગ સાંધ્યો એટલે રઘુનાથરાયને લઇ તે સા. સ્વારીમાં ગયા, પછી મુલાકાત થતાં, ત્યાં પણ સા. કૃપાથી એ દુશમનવાજામાં રઘુનાથરાયનો ભરમ શરમ ઠીક રહી આવ્યો. પછી વડોદરે જવા વખતે જુનાગઢ સાથેની સરહદની રૂજુવાતમાં સીમે પાસે હાજર રહેવા ભાઉ સા. રઘુનાથરાયને ફરમાવી રજા આપતાં તે અમરેલી આવ્યા, ત્યાં મીર સા. ની રઘુનાથરાય ઉપર મીઠી નજર તેથી તેણે ખાનગી રીતે ચેતવ્યા કે સાવધાન

રહેજો, મજમુંદાર ઉપર ભાઉ સા. ની નજર વધુ કરડણ લાગી છે. પછી ભાઉ સાહેબે તો વડોદરે જઇ રેસીડેંસી મારફત પ્રથમ મજમુંદાર સંબંધે રાજકોટ રીપોર્ટ કરાવતાં તેનો લાંગ સાહેબે ચોખો જવાબ વાળ્યો કે તમારી કોરની વાત તો તમે જાણો પણ રાજકોટ ખાતે તો મજમુંદાર મુલકગીરીની સોંપણ ભેળા આવેલા છે માટે તેમજ રહેવાના, તેથી તમે તેના તરફનું કામ મોકુફ કરવા ચાહતા હશો તો તે કાંઇ થવાનું નથી.

ઉનાળામાં કોડીનાર નજીક સા. સ્વારી આવતાં અમદાવાદ જીલ્લાની ચોરીના મુદા વિષે ગેચાઇવાળાને પુછવાનું હતું તે સાહેબે ફોજેને અને મીર સા. ને કહ્યું કે **તમે તેડાવશો તે નહિ આવે પણ રઘુનાથરાય લખશે તો આવશે** તેથી તથા બીજું સરહદ વી. નું કામ હતું તેથી ફોજેએ રઘુનાથરાયને તેડાવ્યાથી હાજર થયા છતાં કચેરીમાં ફોજે પોતે સરહદ સંબંધે કામની જવાબ દેહી કરતા. લાંગ સા. ની તો મુળથી રઘુનાથરાય ઉપર મીઠી નજર અને કાઠી વાઘેર લોક ફીતુરી જાત તેનું સમી રીતે કામ ચાલે-ચલવી આપે ને ફીતુર વધવા ન દે એવી રઘુનાથરાયની ચાલ સાહેબે પોતે ઓખે આવેલ ત્યારે નજરે જોયેલ તેથી સા. યાદ કરે ત્યારેજ સા. પાસે જાવું એવી રીત રાખતાં, એકવાર સાહેબે ગેચાઇવાળા સંબંધે કહ્યું ત્યારે અરજ કરી કે તેને બીજે બ્હાને ભોળવી તેડાવી પછી બંધનમાં નંખાવવો એવી અમારા ઘરની રીત નહિ તો એવું ન થાય તો લખું એટલે સાહેબે કહ્યું કે મારે ફકત જુબાની લેવી છે તેથી રઘુનાથરાયે લખતાં તે સા. પાસે હાજર થયો. ત્યારબાદ એક દહાડો સા. સાથેની મુલાકાત દરમ્યાન વાતેવાત થતાં ઠાકરસીભાઇ દફતરદારને ભરૂચ જાવાનું

ફરવાથી પોતે કલ્યાણરાયને તે જગા ઉપર નીમવા ધારે છે પણ એના જેવો તેજુરીનો ભાવ કોણ સંભાળે એટલે કે તેજુરી સંબંધનો મજમુંદારનો જીમો બહાલ રહે એવો પણ સા. નો મનોભાવ લાગ્યાથી, એ વાત ઘર પરિયાણની લેખી તત્કાળ કંઇ ન બોલતાં ચોમાસું નજીક હતું તેથી કામ આટોપી રઘુનાથરાય જુનાગઢ આવ્યા અને વ્રજદાસ સાથે ચર્ચા કરી બેએ ભાઈઉએ ભેળા થઈ કલ્યાણરાયને લખવું ઘટે તે લખ્યું અને સા. ફરમાવશે તેમ કરવા હાજર છીએ એવો બન્ને નામે અરજ પત્ર સા. ને પણ લખ્યા બાદ સાહેબે તો રીપોર્ટ કરેલ હશે તેની મંજુરી આવતાં **કલ્યાણરાયને મુખ્ય દફતરદારીના કામ ઉપર દાખલ કર્યા** અને એજંસી તેજુરી પ્રતાપરાય તરફ સોંપી તો પણ તેની જમાની રઘુનાથરાય તથા વ્રજદાસની બહાલ રેહેવા ફરમાવતાં મુકાબીલ સાચવણ રાખવા પાસે અમારો ગુમાસ્તો સુંદરજી તેજુરીમાં કલ્યાણરાય વતી રહે તો તે ચાલુ રહેવો જોઇએ એમ અરજ કર્યાથી તે વાત સાહેબે મંજુર કરી.

ચોમાસે રઘુનાથરાય જુનાગઢ આવી રહેલ તેની ગેરહાજરીમાં ઓખામાં મોટું જંગ ઉભું થયું. પીંડારીયું ગામ, જીવાઇ રાખી, વાઘેરોએ નગરને ત્યાં માંડેલ તેમાં તેઓની પાટી જુદી હતી તેની પણ હદ નગર વાળે લોપતાં રણમલ વીગેરે નગર અરજ કરવા ગયા ત્યારે કંઇ બ્હાને જુના લેખ જોવા માગી લઇ નગરે પાછા ન દીધા. આ વાત જો રણમલ વીગેરે શ્રી. સરકારમાં જાહેર કરે તો રસ્તો નીકળી વાત ન વધત પણ જુવાન સાથ તે માણસો એકઠાં કરી નગરનાં ગામ નંદાણા ઉપર ધાડ લઈ જઇ

લુંટયું તેમાં બે ખુન થયાં એટલે નગરે બુંબાટ કરી મેલ્યો—આ ઉપરથી વધુ બીગાડ થવા ન પામે એટલા માટે રઘુનાથરાયે જાતે જઇ તપાસવું ને ભેળા સુભાનસીંગને મોકલવા એવું વીચારી મજમું દારનો કારકુન જે વડોદરા હતો તેને ફરમાવતાં, તેના પત્ર ઉપરથી રઘુનાથરાય દ્વારકાં ગયા, **તે વખતે સોળે આના કમાવીસદારપદ લાંગ સાહેબે રઘુનાથરાય ઉપર મુકી,** એ તેડાવે તોજ નગરવાળાએ ઓખામાં જવું નહિતર નહિ એમ નગરને હુકમ મોકલ્યો.

"જામશ્રી વિભાજી......વચનાત જીરણગઢ મેતા રૂઘનાથરાએ ગવરીદાસ જોગ જત સમાચાર એ છે જે હરામખોર વાઘેર રણમલીઓ બારવટે નીકળો છે તેણે ખંભાળીઆ તાબાનું ગામ મોજે નંદાણું મારૂં તેમાં કેટલુંક નુકશાન કરૂં તથા વળી પણ કરવાનો ઇરાદો છે તેના બંદબસ્ત બાબત રાજકોટથી સાહેબની સલાહ મગાવતાં હુકમ આપો જે તમે તથા રૂઘનાથરાયએ એક સલાહ કરી તેનો બંદોબસ્ત કરોને કલાણરાઅને કહું જે તમે રૂઘનાથરાઅ ઉપર લખો જે દોવારકાં જહી ઉભે તરફની સલાહ કરી શમાશીતે હરામખોરનો બંદોબસ્ત કરવો એ રીતે દુલભજીની અરજ કરા ઉપર ફરમાવું છે તેથી લખવું હેજે તમે હવે દોઆરકાં જવાની તૈઆરી કરી હશે, કદી તેમાં ઢીલ રાખી હોએ તો આ લેખ વાંચી દોવારકાં જવા સારૂ તરત આંહી થહી દોવારકાં જાજો ને તાંહાં તમે તા. શેઠ દેવજી એકસલાહ કરી તે હરામખોરનો બંદોબસ્ત કરજો સા. ૧૯૧૦ ના શાવણ સુદી સોમવાર

સહી"

રઘુનાથરાય આવ્યા જાણી વાઘેરો પોતાથી મળવા આવ્યા એટલે શામ દામ રીતે ઘટયું તે કહેતાં રણમલ્લને સમજાવી હાજર કર્યો અને અમ ઉપર નગરનો ત્રાસ છે તેની સા. ને દાદ પોચાડવી છે એમ અરજ કરતાં રણમલને કેદ રાખી, એ સર્વ અહેવાલ લાંગ સા. ને જાહેર કરતાં, ફીતુર અળસાવ્યા ખાતે ઘણું પ્રસન્ન થયા. પછી રઘુનાથરાય બેટ જઈ આવી મજમુંદારના મેતાને તથા પદમશીને ભળામણ દઇ પોતે પીંડારાના ગીરાસ સંબંધે હકીકત જાહેર કરવા સાથે બે ચાર મુખી વાઘેરોને લઇ સીધાવ્યા તે લાલપુર મુકામે સા. ને મળ્યા અને વાઘેરોને મેળવ્યા એટલે વાઘેરનું કામ બુલાક સા. ને સોંપી સા. પોતે સંવત ૧૯૧૦ ના શીતકાળે પુરબંદર થઇ માધવપુર ગયા. બુલાક સાહેબે નગરને તાકીદ પત્ર લખતાં તેઓએ પરવાનો તો પાછો મોકલી આપ્યો અને વાઘેરની ફરીયાદના રદીયા દેતાં તે કામ આગળ ચાલ્યું.

આ વર્ષે એટલે સંવત ૧૯૧૦ સાલે મીર સા. ની મામલત મોકુફ થઇ આન્દા ફીબેને અમરેલી મહાલ સોંપાતાં ત્યાં તેણે પોતાના બંધુ તથા ચીરંજીવને મોકલ્યા તથા એક રાજકોટ તરફ મુલુકગીરીની મજમુંદારી વિના અમરેલી પંચમાહાલની મજમુદારી નાના પ્રભુના હાથે લેવા ઠરાવી મજમુંદારની શોધ પ્રયાસ તરદીમાં કશી કસુર ન રાખી.

## મજમુદારોને વડોદરે તેડાવી શ્રી. મહારાજા સાહેબે આશ્વાસન આપી કરેલી કદર.

જુનાગઢની નાગરી નાતમાં આ વર્ષે વિવાહનો યોગ હતો

તેથી અમૃતલાલ અમરચંદને પોતાની પુત્રીના કન્યાદાનનો વિચાર પણ હજુ લીલાધરદાસના બાર માસ પુરા નહોતા થયા તેથી વ્રજદાસને પુછતાં તેણે તેનો તેમજ ભગવતીદાસની મોટી પુત્રીનું લગ્ન પણ ભેગાભેગું કરવા સુદ્ધાંતનો રૂકાર આપવાથી વિવાહનો આદર થયો. પછી લગ્ન નજીક આવતાં વ્રજદાસ જુનાગઢ ગયા. રઘુનાથરાય તો સા. ની હાજરબાસીમાં વેરાવળ પાટણ વચ્ચે ભીડીયા મુકામે હતા. પછી લાગ સા. બે વર્ષની રજાએ જવા વેરાવળથી વહાણે રવાના થતાં રઘુનાથરાય પણ જુનાગઢ આવ્યા.

આગળ લખ્યું છે કે ઔટ્રામ સા. ને ગવર્નર ફોકલેંડ સા. સાથે મતભેદ પડેલ તે એવો હતો કે ઔટ્રામ સા. ના કહેવા મુજબ ભાઉએ મુંબઈના મંડળને હાથ કરેલ તેની જાહેર રૂશવતી માલુમ પડતાં જેમ સરકારે તે લોકોને રજા દીધી તે પ્રા. શ્રી. ગાયકવાડે પણ તેવાં માણસને ન સંઘરવા જોઇએ માટે ભાઉને ખારજ કરવા જોઇએ પણ ગવર્નર સા. નો મત એમ પડ્યો કે શ્રી. ગાયકવાડ પોતાના રાજ્યમાં ચાહે તે કરે તે બા. તેને કહેવા શું અખત્યાર છે!–આ ઉપરથી ઔટ્રામ સા. ફરીયાદે ઠેઠ વિલાયત ગયા ને ત્યાંથી દાત્રી પાછા ફર્યાં તેના પરિણામે વડોદરાની રજુવાત મુંબઇ તળેથી કાઢી ગવર્નર સા. ની બદલી કરવા ઠર્યું. પછી ઔટ્રામ સા. ને કલકતા સરકારથી પાછા વડોદરે રેસીડેંટ તરીકે જવા હુકમ થતાં, લાગલા વડોદરે આવી શ્રી. સરકારમાં પંડે જઇ નામ. ગવર્નર જનરલનો સદરહુ ભાઉ તાંબવેકરને બરતરફ કરવા વિષેનો પત્ર આપી આવતાં તે પ્રા. કરવું મંજુર રાખી ભાઉને રૂખસદ દીધી તથા બીજે જેના ઉપર મદાર

હતો તેને તપાસ માટે કેદ કરી, ગોવીંદરાવ રોડે જે કેદમાં હતા તેને પુર્વવત સા. ની વીકાલતમાં મોકલ્યા અને ગોપાળપંત ભાઉ કારભારી બન્યા.

ઉપરં લખી ગીરદી થયા હરોલજ આવ્યાના બાદ પુત્રાદિક મંડળ તથા નાના મુનાં માણસો જે ચારે મહાલના દરક ઉપર જઇ રહેલાં તે વીગેરે રાંત લઇ નાશી ગયા. મીર સાહેબે અમરેલી મહાલ પાછો રાખી ચોમાસાની શરૂમાં અમરેલી આવી, સા. ને મળવા રાજકોટ આવ્યા ત્યારે અનતજીભાઇ મારફત મજમુંદારને કહેરાવ્યું કે, મહાલી દફતરનું કામ મજમુંદારને હાથે પુર્વવત્ લહશ તથા કાંઇ સુક્ષ્મ નજરાનો કબુલ કરે તો આગાદ સુદ્ધાં તેઓને હજુર જાવા સુધી શ્રમ ન પડવા દેતાં આંહીથી બહસ્તુર મહાલ કરી આપું. આ વાત મંજુર રાખી રઘુનાથરાય અમરેલી ગયા એટલે જેમ અગાઉ ચાલતું તેમ મજમુંદારના મ્હેતા હથુ કામ લેવા મોહોર સહીથી રૂકારી આપી કામ ચાલતું કરી વડોદરે લખી પુછતાં ઉતર આવ્યો કે સાહાલનો ખુલાસો કર્યો તે ઠીક કર્યું પણ પાગાહ વી. તો હજુરનો મામલો તેનો બંદુબસ્ત હજુરથી થશે. દરમ્યાન વડોદરેથી ગણેશપંત ભાઉએ પણ મજમુંદારને દીલાસો દેવરાવેલ કે સબુરી રાખશો તો તમને હજુરમાં તેડાવી પ્રતિષ્ઠા પુર્વક મહાલી થઇ આવશે તે પ્રમાણે સંવત ૧૯૧૧ શરૂ સાલે કંઇક કાઠીયાવાડ પ્રકરણી જુનાં કામ સંબંધે શ્રી. સરકારને પુછવાનું છે માટે તુરત હજુરમાં મજમુંદારે આવવું એમ હુકમ આવતાં કાર્તક વદમાં રઘુનાથરાય તથા વ્રજદાસ વડોદરે સીધાવ્યા તે શ્રી. ઠાકોર

નાથનું દર્શન લઈ હાજર થતાં મીર સા. જે અગાઉથી વડોદરે ગયેલ તેને પ્રથમ મળ્યા ત્યારે તેઓ શ્રી. સરકાર હજુર જતા હતા તેથી કહ્યું જે હું જઇ આજેજ તમને મળવા યોગ કરીશ એટલે તે પ્રા. તૈયારી રાખેલ. પછી સરકારી માણસ આવતાં હજુરમાં જઇ હાજર થતાં ભીતર ત્રણ કારભારી (ગણેશપંત, ગોપાળપંત અને ગોવીંદરાવ રોડે) તથા મીર સા. માત્ર શ્રી. સરકાર પાસે બેઠેલ તે જગે બોલાવી મજમુંદારને મેળવતાં શીરસ્તા પ્રા. વડીલપણે રઘુનાથરાયે હજુરને પોશાક નજર કરતાં વાંસે વૃજદાસે પણ રોકડ નજરાણો કર્યાં ઉપર શ્રી. મહારાજા સાહેબે એને હું ઓળખું છું કહી રઘુનાથરાયના ખબર પુછતાં તેણે કહ્યું કે પહેલાં સામટાં વર્ષો પોતે શ્રી. મોટા મહારાજા સા. ની હાજરીમાં રહેલ ત્યારે આસાનું વય બાલ્ય હતું, પછી તે વખતે પાસે માણસો રહેતાં તેના નામ લઇ દેખાડી ટુંકામાં વિગત જાહેર કરતાં પ્રસન્નતાથી પાસે બેસાડી ઘડી પછી રજા દેતાં ઉતારે આવ્યા.

કારભારીને ત્યારબાદ મળતાં, ભાઉસાહેબ મજમુંદારને રાવ સા. પાસે એકાંતમાં તેડી ગયા ત્યારે વિનંતી સાંભળ્યા પછી 'તમને બહુ તસ્દી પોચી' કહી દીલાસો દીધો કે-**તમારો નજરાણો ન જોઇએ, ચાકરી કરો છો એજ અમારે નફામાં લેખવું**. હવે તમને નવેસર સનદ આપી રવાના કરશું વીગેરે. પછી વચે વચે કાઠીયાવાડ સંબંધીનાં જે જે જરૂરી કામો હતાં તે વિષે વાકેફ થઈ કારભારી સાહેબે ગામ, ઇનામ, હક, દસ્તુર, હજુર આસામી, પાગાહ વિગેરે જેમ હતું તેમ સંવત

૧૮૧૦ ની ચડતર સહીત ચીઠી આપી સદરહુ સર્વ બા. ની નરેસર રઘુનાથરાય તથા કલ્યાણરાય ગવરીદાસ અને વૃજદાસ રંગીલદાસ નામે બહાલી સનદ શ્રી. સરકાર સહી શીકાની કરી આપી, સહુ શાહી કચેરી વચે બે ભાઇઓને શાલ જોટાના પોશાક આપી વિદાય કીધા તે શ્રી. ડાકોર થઇ બામુરાદ કાઠીઆવાડ આવ્યા.

### શ્રી મહાલસા કાંત

આજ્ઞાપત્ર સરકાર રાજશ્રી ગણપતરાવ ગાયકવાડ સેનાખાસ ખેલ સમશેર બહાદુર તા. રઘુનાથરાય વ કલ્યાણરાય ગૌરીદાસ વ વૃજદાસ રંગીલદાસ ગુમા ખમ્મસ અમરીન મયાતેન વ અલફ તુમચે વીશી સરકારાંત ગેર વડા મજકુર સમજલ્યા વરોન તુમચે અમરેલી પંચમહાલ વ મુલુકગીરી પ્રાંત કાઠીયાવાડ વ ઉખામંડળ યેથીલ મજમુદારીચે વતન વ તુમચી પાગા આસામ્યા વ ઇનામી ગાવ વર સરકારાતુન સાલ ગુ. જપ્તી કરણ્યાત આલી હોતી ત્યાજ વરોન તુમ્હી સરકાર હુજુર યેઉન વિનંતી કેલી તી ધ્યાનાસ આણીતા તુમચે વિશીયા મજકુરે ગહાવતીને સમજાવીલ્યાચે કળોન આલે આણી તુમ્હી સરકાર પદરચે બહુત વર્ષાચે ચાકર વ ચાકરી કરીત આલા વ પુઢેહી ચાકરીચે ઉપયોગી અહાત જાણોન તુમચે વર લીહીલ્યા પ્રં. મજમદારીચે વતન વ પાગા વ આસામ્યા વ ઇનામી ગાવ મોજે દહીડા યા સુધ્ધાંચા ખુલાસા કેલા આહે તરી તુમ્હી ચાલત આલ્યા પ્રા. વહીવટ કરુન સરકાર ચાકરી ઇમાને ઇતબારે એક નીષ્ઠેની ખેરખાહીચી કરીત અસાવી સર-

કારાતુન તુમચી બરદાસ્ત ઠેઉન નીભાવી લ્યે જાઇલ જાણીજે છ ૨૮ રબીલાવલ ઉ. માર્ગસીર માસ સંવત ૧૯૧૧

મોર્તબસુદ

---

અમરેલીથી રાજકોટ આવ્યા પછી કછીગઢ સંબંધે મુંબઈ સરકારથી હુકમ આવ્યા પ્રા. ઉકેલ સારૂ કછ કાઠીયાવાડના આસી. સાહેબો ભેળા થવાનું ઠરતાં, જમીદારી તથા વાકફગારી રીતે રઘુનાથરાયને પણ ત્યાં હાજર રહેવા પત્ર આવતાં ફાગુણમાં ત્યાં ગયા. પ્રથમ દોલોત્સવ ઉપર બેટ જઇ યાત્રા કરી વરવાળે બુલાક સા. ની સ્વારીમાં પોચી ગયા પછી જરીફ હથુ સીમાડાની ટેવણી કરી નીશાન ઉભાં કરાવ્યાં પછી સાહેબો સીધાવતાં રઘુનાથરાય દ્વારકાં થઇ પાછા બેટ ગયા.

તે ચોમાસામાં રઘુનાથરાય રાજકોટ આવ્યા અને ઓખામાં નગરના મામલા ભેળું અમારાથી નહિ નભી શકાય કારણ કે નગરવાળાને ઘેર મામલત તેથી વહીવટ તેને વધુ, અખત્યારે વાઘેર કે સીબંદીનો જે જે ડખો તે સરવ મજમુંદારને વેઠવું પડે આવી સ્થીતી છે એમ બાર સા. પાસે અરજ કરતાં તથા તે પ્રા. વડોદરે પણ સાફ લખ્યાથી, આખર દ્વારકાંના કામ સારૂ દેવીદાસ હંસરાજને માહાલ સોંપવાનું કરતાં તેની વતી નસરવાનજી તથા માધવરાવ દખલ લેવા ગયા. પછી દ્વારકામાં દેવીદાસને માધવરાવથી બીગાડ થતાં તેને કેદ કરેલ વીગેરે હકીકત બન્યાથી લાંગ સાહેબે શોર્ટ સા. ને તપાસ કરવા લખેલ તે ઉપરથી તેણે બેઉ તરફ દલજામ આવ્યા વીગેરે કેટલુંક તેની

બંદચાલતું કામ બનાવી તેના કાગળો લાંગ સા. પાસે મોકલ્યાથી તે હકીકત તથા તે લોકોની બદલી અને સજા થવા સારૂ લાંગ સાહેબે વડોદરે રેસીડેંસી મારફત લખતાં તે જગા **ઉપર લાયક કમાવીસદાર દેવતાં વિલંબ થાય તેટલા સુધી રઘુનાથરાય ઓખાની સંભાળ રાખે એવો તેના ઉપર શ્રી.** સરકારથી શીકાપત્ર લખી રેસીડેંસી મારફત લાંગ સા. ને બીડતાં બેએ ભાઈઉ જુનાગઢ હતા ત્યાં સા. નો ઇશારો આવ્યો એટલે તુરત જગજીવન મ્હેતાને સા. ના હુકમથી કલ્યાણરાયની સલાહે દ્વારકા રવાના કરી, કદાચ કમાવીસદારને વધુ વિલંબ થશે તો પંડ્યે જાશું એમ સા. ને જણવી, જગજીવનની મદદે બળવંતરાય દુલભજીને પણ દ્વારકાં મોકલ્યાનંતર અમુક વખતે ગોવીંદરાવ દેવાજી ઓખાના કમાવીસદાર નીમાઇ આવ્યા. આજ અરસામાં શ્રી. ગણપતરાવ મહારાજ ગુજર્યાનો અફસોસકારક બનાવ બની ગયો.

## બાર-બાર્ટન કમીટી આગળ શ્રી. સરકારનાં મજમુંદારે ચલાવેલાં કામો મજમુંદારને પાલખીનું ઇનામ-અનંતજીભાઇ સાથે રહી મજમુંદારે રાખેલ મહાલોનો ઇજારો.

જુનાગઢ સરહદ સંબંધે તથા પરચુરણ તાલુકદારોની અરજીઓ ઘણા દહાડાથી પડતર હતી તેના નીકાલો એક ગાયકવાડી અને એક કાઠીયાવાડના સા. ની કમીટીથી કરવાનું ઠર્યાથી વડોદરાના આસી. રેસી. બાર્ટન કાઠીયાવાડ આવે તે પહેલાં શા શા વાંધા છે તે કામ લઈ તુર્ત વડોદરે આવવા મજમુંદારને હુકમ

કારાતુન તુમચી બરદાસ્ત ઠેઉન નીભાવી લ્યે જાઇલ જાણીજે છ
૨૮ રબીલાવલ ઉ. માર્ગસીર માસ સંવત ૧૯૧૧

**મોર્તબસુદ**

---

અમરેલીથી રાજકોટ આવ્યા પછી કછીગઢ સંબંધે મુંબઈ સરકારથી હુકમ આવ્યા પ્રા. ઉકેલ સારૂ કછ કાઠીયાવાડના આસી. સાહેબો ભેળા થવાનું ઠરતાં, જમીદારી તથા વાકફગારી રીતે રઘુનાથરાયને પણ ત્યાં હાજર રહેવા પત્ર આવતાં ફાગુણમાં ત્યાં ગયા. પ્રથમ દોલોત્સવ ઉપર બેટ જઇ યાત્રા કરી વરવાળે બુલાક સા. ની સ્વારીમાં પોચી ગયા પછી જરીફ હશુ સીમાડાની ટેવણી કરી નીશાન ઉભાં કરાવ્યાં પછી સાહેબો સીધાવતાં રઘુનાથરાય દ્વારકાં થઇ પાછા બેટ ગયા.

તે ચોમાસામાં રઘુનાથરાય રાજકોટ આવ્યા અને ઓખામાં નગરના મામલા ભેળું અમારાથી નહિ નભી શકાય કારણ કે નગરવાળાને ઘેર મામલત તેથી વહીવટ તેને વધુ, અખત્યારે વાઘેર કે સીબંદીનો જે જે ડખો તે સરવ મજમુંદારને વેઠવું પડે આવી સ્થીતી છે એમ બાર સા. પાસે અરજ કરતાં તથા તે પ્રા. વડોદરે પણ સાફ લખ્યાથી, આખર દ્વારકાંના કામ સારૂ દેવીદાસ હંસરાજને માહાલ સોંપવાનું કરતાં તેની વતી નસરવાનજી તથા માધવરાવ દખલ લેવા ગયા. પછી દ્વારકામાં દેવીદાસને માધવરાવથી-બીગાડ થતાં તેને કેદ કરેલ વીગેરે હકીકત બન્યાથી લાંગ સાહેબે શોર્ટ સા. ને તપાસ કરવા લખેલ તે ઉપરથી તેણે બેઉ તરફ દલજામ આવ્યા વીગેરે કેટલુંક તેની

જુનાગઢ તથા અમરેલી વચેના વાંધાનું એકવાર સાહેબોએ જાતે જઈ તપાસવું એમ ઠર્યું. પછી ભાવનગરના કુંડલા પ્રગણાની તથા અમરેલીનાં ધારી–ધાંતરવડના સીમાડા જે પ્રથમ નીકળેલ તેમાં પેશકદમી થઇ હોયતો તેનો એ તરફથી રઘુનાથરાય તથા ગવરીશંકર ઓઝા મળી ત્રાહેત દુર્લભજી બુચ હથુ તપાસ કરે એમ ઠર્યું–વીગેરે કામો અમરેલી ચાલ્યા પછી ચેંચાઇ વીગેરે ધારી નજીક તેથી ત્યાં રહી એ કામો ચલવવા સા. ની ઇછા થતાં સહુ મંડળ ત્યાં જતાં કામ ચાલ્યું તેમાં જુનાગઢે ભાલેર ભલગામનું કામ પણ ચલવ્યું તેના **મજમુદારોએ સંવત ૧૮૬૪ પહેલાંથી એ ગામો શ્રી. સરકાર તળે આવ્યાના દાખલા બતાવી રજુવાત કરી** પછી રઘુનાથરાય તથા વ્રજદાસ અને અનતજીભાઇએ ભેગા મળી ધારીના તથા પીપરીઆને માલ સીકાના સીમાડાંનો સમાધાનીથી નીકાલ કર્યો.

ફાગણ સુદમાં હરિપ્રસાદની વહુને સીમંતનો પ્રસંગ હતો તે ઉપર જવા રઘુનાથરાયે રજા લેવાનું કરતાં મળે એવો યોગ ન લાગ્યાથી તે ન જઇ શકયા એટલે કલ્યાણરાય રાજકોટથી આવી તે પ્રસંગ ઉકેલી પાછા નોકરી ઉપર ગયા.

ગરમીની મોસમને લઇ સા. વિગેરે મંડળ ધારીથી કોડીનાર આવ્યું. ત્યાં ચેચાઈ, નાગધરા, ગીગાસરણના કામનો ઉકેલ થયો તે એ રીતે કે–નાગધરા ગામ કાઠીને પોતા તાલુક કરવાની દોડ તેને સમજાવી ૪ સાંતી ધરતી તથા ૨ કોસ તેની જુની જીવાઇ ઉપરાંત આપવાનું ઠરાવી ગામ શ્રી. સરકાર ખાલસે બહાલ રહ્યું. ચેચાઈ ગીગાસરણ વાળાને અનંતજીભાઇએ પેટામાં લીધેલ

આવતાં સં. ૧૯૧૩ શરૂ સાલે મજમુંદારો જે કાંઇ દર દાખલા હતા તે લઈ વડોદરે ગયા. પણ ત્યાં સા. તો, મડમ પરણવા અમદાવાદ તરફ ગયેલા હોઈ, હતા નહિ. પછી શ્રી. ખંડેરાવ મહારાજા જે તાજેતર ગાદી નશીન થયેલ તેનું દર્શન લીધું. અમુક વખત સા.ની રાહ જોઇ ત્યાં ખબર આવ્યા કે સા. તો ખંભાત ગયા છે તે ત્યાંથી પરબારા ઘોઘે ઉતરી અમરેલી જ-વાના છે એટલે મજમુંદારને તુર્ત અમરેલી જઈ પોચવા તાકીદ થઈ રજાનાં વસ્ત્રો, શાલજોટાના પોશાકો આપી તે બેઠકમાં પણ શ્રી. ખંડેરાવ મહારાજા સાહેબે મજમુંદારને ઘણું આદર યુકત આશ્વાસન કર્યું. પછી રજા લઇ બેએ ભાઇઉ વડોદરેથી ડાકોર થઇ અમરેલી આવી પોચ્યાનંતર ત્યાં બાર સા. તથા બાર્ટન સા. આવતાં તેની મુલાજમત હાંસીલ કરતાં બાર્ટન સા. ને મળવા ગયા ત્યારે તેનું પીછાણ નહિ પણ તે વખતે બાર સા. તેની પાસેથી પોતાને બંગલે જતા હતા તે મજમુંદારને જોઇ પાછા ફર્યા અને બાર્ટન સા. ને મજમુંદારની ઓળખાણ આપી મેળવ્યા. એ પ્રા. **કાઠીયાવાડમાં દેશી પરદેશી લોકનું આવવું થાય ત્યારે મીઠી નજર મહેરબાની-ની રાહે શું લાંગ સા. તથા બાર સા, બુલાક સા. વીગેરે રૂબરૂ પ્રસંગ હોય તો ત્યાં અથવા ચીઠી આપી મજમુંદારને મેળવી ઈજત આપે–અપાવે એવી મહેરબાઇ દેખાડતા.**

અમરેલી મુકામે ચેચાઇ ગીગાસરણ સરશીઆ વીગેરેના કાઠીઓની અરજીઆ સવાલ જવાબ વી. રજુવાતી કામ ચાલ્યું.

ચાલી તેવામાં ચોમાસે રઘુનાથરાયને શરીરે આખર ચોમાસે બે માસ ઘણી કસર થઈ આવેલ તેથી ત્રણે ભાઇઉ ચીરંજીવી સુદ્ધાં રાજકોટજ રહેલા. આ વખતે મજમુંદારને વડોદરે કંઈ સરકારી કામગીરી માટે હાજર થવા હુકમ આવતાં આસુ માસમાં વૃજદાસ વડોદરે ગયા જ્યાં તેને-રઘુનાથરાય ઓખામાં સં. ૧૯૧૪-૧૫ ના બખેડાને લઇ શ્રી. સરકાર ચાકરીમાંથી છુટા ન થઇ શકતાં, જ્યારે તે મામલો કંઈ ટાઢો પડી રઘુનાથરાયથી રજા લઇ ઘર આગળ અવાય તેવું થયું ત્યાં સુધી એટલે કે—લગભગ સવા દોઢ વરસ રોકત થઈ આવી.

આ વખત દરમ્યાન રઘુનાથરાયને માણસ દારૂ વીગેરે સંબંધે તસ્દી ન થાય એ વિષે વૃજદાસે વડોદરે અને કલ્યાણરાયે રાજકોટમાં જરાએ કસર ન રાખતાં જે જે મહેનત મદદ થઇ આવી તે કરી હતી. વડીલ ત્રીકમદાસના વખતથી મજમુંદારને પાલખી ઇનામ મળેલ તે પદ બહાલ હતું પણ ગવરીદાસે પાલખીનું બેસવું મોકુફ કરી દેતાં જમાના પ્રા. ચાલ રાખેલ તે આ વર્ષે (સંવત ૧૯૧૪) ગણેશપંત ભાઉ વીગેરેએ નીદાન મજમુંદાર કામના છે એવું લેખી પેટમાંથી મુરબીવટ રાખી રઘુનાથરાય, કલ્યાણરાય તથા વૃજદાસને નામે પાલખીનું ઇનામ અપાવી તેના ગુંજરાન વિષે સનદ કરી આપી.

શ્રી મ્હાલસા કાંત.

સીકો

આજ્ઞાપત્ર સરકાર રાજેશ્રી ખંડેરાવ ગાયકવાડ સેનાખાસ

તેનો ઇ હયુ વિશેષે કરી તોડ પાડ્યો. આ અરસામાં ચીયાન-ગરની તકરારનો પણ તોડ પાડ્યો તેમાં ભાવનગરનો ૦ા= ગઢડાનો ૦ા તથા શ્રી. સરકારનો ૦ા= ભાગ હતો તો પણ વહીવટ હમેશાં શ્રી. સરકાર એકનેજ હાથ હતો તેમાં ભાવનગર વાળાએ તકરાર લીધી કે પોતાનો ( ગઢડા સહીત ) ૦ાા= ભાગ હોઇ પોતાની રજુવાત વગર વહીવટ ન થાય. તે ઉપરથી વડોદરાથી મરજી મગાવી **મજમુંદારે અને ગવરીશંકર ઓઝાએ ચલુ ભાવનગરને ( રૂા. ૧૦૦૦-૧૭૫ ) રૂા. ૮૨૫) દેવા ઠરાવી શ્રી. સરકારનો નકરો અમલ રહે એ પ્રા. ઠરાવી**—તે ઠરાવની યાદી કમેટીમાં દાખલ કરી. ત્યારબાદ વરસાદની મોસમ નજીક આવતાં કમેટી કામ બંધ કરી હરદો સા. રાજકોટ ગયા એટલે મજમુંદારો પણ જરૂર તેટલું રોકાઈ પછી રાજકોટ હાજર થયા ત્યાં બાર્ટન સાહેબે ચીતળ તાબાના ગામો ઉપરની જોરતલબીનો દાવો જુનાગઢે અમરેલી સ્હામે કરેલ તે બા. મજમુંદારે રજુ કરેલા દાખલા તથા હકીકતની ખાત્રી માટે લાંગ સા. પાસેથી કાગળો મગાવીને જોયા તથા ચેચાઇવાળાને કમેટી આગળ ઠરાવ થયા પ્રા. શ્રી. સરકાર તરફથી કરી આપવાનું કહેતાં છતાં તેણે ન માની વધુ જમીનના લોભે તકરાર લીધી એટલે તેનો તથા સરસીયા વાળાએ વધુ જમીન દાબેલ તેનો તપાસ કરવા સા. નો મ્હેતો જતાં તે સાથે તેની મદદમાં જવા સાહેબે ફરમાવતાં મજમુંદારી મહેતા જગજીવનને પણ મોકલ્યો. સા. ના મેતાએ તપાસ કરી એ બન્ને બા. રીપોર્ટો રજુ કર્યા. ત્યારબાદ બીમકટા ઉપર નગરના બાલંભા વી. થી જુલમ જાસ્તી હતી તે કામની પણ રજુવાત

આપવા ઠરતાં અનતજીભાઇએ મીર સા. પાસેથી તે મહાલનો ઇજારો કરી લેવા કરશનજી જાનીને વડોદરે મોકલ્યો. મીરસાહેબે અંદરખાનેથી પર તાલુકાના આસામી અનતજીભાઇને સાવ એકંદર મહાલ આપવાનું દીવાન સા. ને કહેવામાં આવે તો તે વાત તેને ગળે ઉતરે કે ન ઉતરે તેનો વિચાર લાવી મજમુંદારના મેતાને માંહે સામીલ કરવા કહ્યું હશે તેથી જાનીએ મજમુંદારના મેતાને ગળે પડી ઠપકાનો પોતા માથે જીમો લઈ સુરવતમાં રુકો લીધાથી તેણે મતું કર્યું તથા વિગત લખી જણવી. પ્રથમ તો મજમુંદારે મંજુર ન રાખેલ પણ જાનીએ અનતજીભાઇને લખતાં, તેઓની સલાહ તથા આગ્રહ પત્રો ઉપરા ઉપર આવવા લાગા તેથી ચારે મહાલ મજમુંદાર તથા અનતજીભાઇને મજમું રાખવાની શરતે આખર મજમુંદારે કબુલ કર્યું.

# પ્રકરણ ૪

## સંવત ૧૯૧૪ થી ૧૯૧૬ ઓખામાં વાઘેરોનો બળવો.

### વાઘેરોએ વસઇનું કીલ્લુ જગાવી બેટ લીધું—આ પ્રસંગે કમાવીસદારના મદદનીશ તરીકે રઘુનાથરાયની નીમણુંક,

ઓખામાં એક વર્ષથી ગોવિંદરાવે વાઘેરો સાથે એવું બગાડ્યું કે તેની ફરીયાદે વાઘેરોને લાંગ સા. પાસે જવું પડયું હતું.

બેલં સમશેર બાહાદુર તા. રઘુનાથરાય વ કલ્યાણરાય ગૌરીદાસ વ વૃજદાસ રંગીલદાસ મજમદાર પ્રા. અમરેલી સુરસન સમાન ખમસેન મઆતેન વ અલફ **તુમ્હી બહુત વર્ષા પાસુન સરકાર પદરચે ચાકર વ આમરોળી ઉખામંડળ મહાલ સંબંધી સરકાર ખેરખાહીચી ચાકરી કરીત આહાવ કરણારે** જાણોન સરકારાતુન કૃપાવંત હોઉન તુમ્હાંસ બહુમાન પાલખી દીલ્હી ત્યાચ્યે ખર્ચ બદલ શાલીના આસામી રૂપએ ૬૭૨ સાહાસે બાહાંતર રૂપએ પ્રા. આમરોલી યેથે સં. ૧૯૧૪ ચે સાલા પાસુન કરૂન દીહીલે આહે ત્યાંચા અનુભવ તુમ્હી વંશ પરંપરેની ઘેઉન સરકાર ચાકરી ઇમાને ઇતબારે એકનીષ્ઠેની કરીત જાણે. સરકારાતુન નીભાવીલે જાઇલ એ વીસી વર્તમાન લાવી કુમાવીસદાર પ્રજણે મજકુર યાંચે નાવે અલાહીદા પત્ર સાદર કેલે અસે જાણીજે છ ચંદ્ર ૭ માહે રજબ ઉર્ફ ફાલગુન માસ સાં. ૧૯૧૪ **મોર્તબસુદ**

---

સંવત ૧૯૧૫ સાલે મજમુંદાર દેસાઇને એક કરવાના ઇરાદાથી મીર સા. કરતા વધુ આંકડાની કબુલત લખાવી અમરેલી મહાલ ઇજારે આપવાનું કરતાં, દેસાઇ સાથે એક વર્ષ કેવું રહે છે તે જોવા એક વર્ષના ઠરાવે મજમુંદાર દેસાઇએ સહીયારો મહાલ ઇજારે રાખ્યો પછી દેસાઈ તે મહાલ સુવાંગ પોતા હસ્તુ કરવાની તજવીજે વડોદરા ગયા પણ મીર સા. ને પાંચ વરસ હતાં તેમાં એક બાકી હતું છતાં મહાલ ફેરવેલ તે પાછો લેવાનો મમત એટલે મીર સા. નેજ મહાલ બે સાલ સંવત ૧૯૧૬-૧૭ માટે

બોરી બેતરીવાળાના સીમાડા વીગેરેનાં કામો ચલવ્યાં તેમાં રઘુનાથરાયે તથા તેના મેતા વીગેરેએ બરાબર હાજરી ભરી. આ **પ્રસંગે સાહેબે રઘુનાથરાયની સાચવટ સફાઈ જોઇ તથા વાઘેર લોકોના મામલો માંહેથી કુડનો નહિ અને તેઓ રઘુનાથરાય ઉપર વિશ્વાસ ઠીક રાખે છે એવું** સા. ને વસ્યાથી તેણે તે વિષે રઘુનાથરાયની તારીફ કરી રેસીડેંટને, લાંગ સા. ને તથા બાર સા. ને કંઇ લખ્યું હશે જેથી તે વાત તે તે સાહેબોએ વૃજદાસ, કલ્યાણરાય, દુલેરાય વી. ને કર્યાથી તેઓના ઘરના કાગળે રઘુનાથરાયને માલુમ પડી. ત્યારબાદ ગાગા-કુરંગાની તકરાર વાસ્તે બન્ને સા. નું, કચેરી મંડળ સહ, કુરંગે મુકામ રહી સીમાડાનો તપાસ કરી ઓખાના બંદુબસ્ત માટે જોધા વીગેરેને તેડાવતાં, તેને ગોવીંદરાવનો શક તે રજુ ન રહેતાં સાહેબે મજમુંદારના મ્હેતાને મોકલતાં બડાંદર માગ્યા તેથી સાહેબે તેને તથા વસઇવાળાને પણ આમદ-રફતની બહાંદરી આપી તેડાવ્યા. તેઓએ સા. પાસે આવી કશું ફેલ ન કરતાં કમાવીસદારને રજુ રહેવા વી. વાતો કરી રજા લઇ ઘેર ગયા.

નંદાણું માર્યાના ગુનહા બદલ રણમલ પાંચ વર્ષથી કેદમાં હતો તેનો ખુલાસો ન થાય તો પીંડારીયાવાળાને તોફાન કરવા પર જોઇ વડોદરેથી વૃજદાસ મારફત કારભારીનો રૂકાર મગાવી નગરના વકીલ કુરંગે હાજર તે હથુ રસ્તો કાઢી બેએ સા. રૂબરૂ નગરના નીદાવાનું રાજીનામું, રણમલના સારી ચાલના જામીન લેવા ઠરાવી, દાખલ કરાવ્યું. પછી સા. તો સીધાવ્યા એટલે રઘુનાથરાય રણમલનો જામીન ગોતવા “ ફાયા ” ને મોકલી

તે પછી હીંદુસ્તાનમાં બળવાનો ઉઠાવ ઘણો સાંભળી વાઘેર લોક સર્વ એકત્ર થઈ મોટું ફીતુર ઉઠાવવાના વિચારમાં લાગે છે એવી હકીકત ગોવિંદરાવે વડોદરે તથા રાજકોટ લખી જણાવતાં, જો ઓખામાં વાઘેરનું તુફાન ઉપડે તો કાઠીયાવાડમાં કાઠી, બાબરીયા, મીયાણા વીગેરે લોકો પણ હાથ રહેવા ન પામે એમ વીચારી ઓખાના વાઘેરની ત્રણ પાંખી માહેલા બે બે ત્રણ ત્રણ મુખીને પોતા પાસે મોકલવા લાંગ સાહેબે લખતાં, રખેને ઉલટી પોતા વિરૂદ્ધ પાછી ફરીયાદ કરશે એમ માની ગોવીંદરાવે મોકલવા ઢીલ કરી તેમ વાઘેરો તેના દાબમાં પણ નહિ—મુખી તેની પાસે દ્વારકાં પણ ન ગયા—એવી ઉઘાડી ગડબડનો મામલો જોઈ, તેની ચોકસી જાતે જઇ કરવા બાર્ટન સા. ને વડોદરેથી રેસીડેંટ સા. નો હુકમ આવતાં તેણે **લાંગ સા. ની સલાહ લેતાં, રઘુનાથરાય ત્યાંના વાકેફ તેથી તેને સાથે લઇ જવા કહ્યું હશે તેથી બાર્ટન સા.** ભાદરવે ( સંવત ૧૯૧૩ ) બાલાચડી ગયા ત્યારે **રઘુનાથરાયને હુકમ દેતા ગયા કે પોતે દ્વારકાં જવા વખતે તેડાવે ત્યારે આવવું.** તે પ્રા. તેડાવતાં રઘુનાથરાયને હજુ ચોમાસામાં થયેલી કસરને લઇ પગે ઘણા સોજા હોઇ ચાલી ન શકે તેવી સ્થીતિ છતાં ધીરી મજલે નગર ગયા ત્યાં નામ. જામ સા. નાં દર્શને જઈ તેની પાસેથી વિઠ્ઠલ ભટ વૈદને માગી લઇ કાર્તક વદ ( સં. ૧૯૧૪) માં દ્વારકાં પોચ્યા નંતર ગોવીંદરાવે **જોધા માણેક વીગેરેને સા. ને મળવા બોલાવતાં ન આવ્યાથી સા. ની પરવાનગીથી રઘુનાથરાયે ચીઠી લખતાં તેઓ હાજર થયા.** પછી સાહેબે

ટાણે મળ્યા તે પત્રમાં એવું લખેલું કે રઘુનાથરાયે હાલ દ્વારકાંજ રહેવું તેથી તે રોકાયા.

નવા વહીવટમાં અમલ બંદુબસ્ત થાય તે બા. ની સાહીત્ય ( તોપો, પલટણનાં માણસો વીગેરે ) તો હજુ હરિશેઠ જે આપવાના હતા તે સાથે હતું તેમ સંવત ૧૯૧૪ આખર સુધી તે મુલુકનો મસલતી બંદુબસ્ત હરિશેઠ તરફ અને વહીવટ ગોવીંદરાવ તરફ આવો એન હંગામા સમયમાં બેચરો અખત્યાર રાખતાં, વસઇ બાબત ચાકરી કરી દેખાડી નવા વહીવટને યશ ન મળવા પામે એવી ગોવીંદરાવને દેવા તથા જોધાની એકાંતે વાતમાં સલાહ મળવા લાગી—જેને પરિણામે ગામમાં એક પણ હથીયાર બંધ માણસ આવવા ન પામતું તેને બદલે ૧૦૦-૧૫૦ બંદુકદાર મુખ્ય વાઘેરો ગામમાં આવી રહેવા લાગતાં એક તો બેટ લીધું ને દ્વારકાં પરવાળા લઇ લેશે એમ મહાજન વસ્તી કહે, સીબંદીના જમાદારો કહે પણ આ વાત ગોવીંદરાવને કોણ જાણે શાકારણે ગળે ન ઉતરે. આવી સ્થીતિ જોઇ રઘુનાથરાય પોતા તરફ હજુ સરકાર રીતે અખત્યારી જવાબ ન મળે તો પણ તે દરકદાર દરજ્જે હોઇ તેની પાસે સીબંદીના જમાદારોને લઇ બક્ષી આવી કહેવા લાગ્યા કે બેટ ગયાની બદનામી થઈ; હવે દ્વારકાંની માથે ચોટશે માટે જો સલાહ આપો તો વહીવટ ખાતે કોઇને સાથે મોકલવા વીગેરે ફકત જરૂર જોગાં માણસ કમાવીસદારને આપીયે, બાકીથી કીલ્લાનો બંદુબસ્ત રાખીયે તેમાં જો અમને વડોદરે લખી આંખે કરે તો તમારે શરીક રહેવું—એટલે એ વાતની ખાત્રી રઘુનાથરાયે કરતાં, લાગલા ટાણેચેતી, કીલા દરવાજા

બેટ ગયા. ગોવીંદરાવની ધારણા તો વસઇવાળાને ઘેરો ઘાલવાની હતી પણ સીબંદીનું અંદેશા જેવું તેથી તથા વસઇવાળાએ કોઇ હથુ-પછી જેણ જેવા હોય કે પેટ લેવા હોય પણ-વિષ્ટી મોકલતાં ચૌદ હજારનું તમારે ખાતે સ્વારી ખર્ચ થયું છે તે પાર પડયા પછે વિષ્ટીની વાત એમ તેને હાકમી દમથી ગોવીંદરાવે ઉત્તર આપ્યો હશે તેથી તેઓ બીગાડ ઉપર આવી, ગામમાંથી આરબના થાણાને રજા આપી, લાગલા પોતાની વગના આશરે ૫૦૦) માણસો વસઇમાં ભેળાં કરી ગામની મજબુત પ્હોળી વાડ તેમાં મોરચાના ખાડા ગાળવા વીગેરે બચાવનો બંદુબસ્ત કરી, લાગલાજ શ્રી. સરકાર સાથે વેરનું કામ શરૂ કરી, વાટ પાડી એક બે ચોકીના મકરાણીને મારી, વેપારી લુંટયા. આ ઉપરથી ગોવીંદરાવે રણમલનું કામ ઉકલે તો રીતુર આળસશે એમ ધારી રઘુનાથરાયને તેડાવતાં તુરત તે બેટથી આવ્યા અને રણમલ ધાંધા વીગેરેના ચાલુ લીલા જામીન લઇ તે કામ ઉકેલી દ્વારકાંની યાત્રા પુરી કરી શ્રી ઇષ્ટદેવની રજા લઈ રાજકોટ તરફ સીધાવવા તૈયાર થયા ત્યાં ખબર મળ્યા કે વસઇવાળાએ નગરનાં જહાજ પકડી બેટ જઈ ત્યાંનો કીલો હાથ કરી સીબંદીને કાઢી મુકી. આ ઉપરથી નગરે રાજકોટ બુંબાટ કરતાં ગોવીંદરાવથી ઓખા નહિ સચવાય એવું બાર સાહેબે રેસીડેંટ સા. ને લખ્યાથી શ્રી. **સરકારે ઇજારે ન આપતાં ઓખાની મામલત પોતા હથુ રાખી ત્યાં હરિશેઠને મોકલવા તથા તેની પાસે દેખરેખ સંભાળ માટે મજમુંદાર રહે એમ ઠરાવી** તે બા. ના કાગળો લખેલા તે રઘુનાથરાયને સીધાવવા

**બાર્ટન સા. પણ કછનો સરંજામ લઇ બેટ ઉતર્યા ને રઘુનાથરાયને તેડાવતાં તે પણ દ્વારકાંથી બેટ ગયા** એટલામાં રાજકોટ તથા મુંબઇથી પણ પલટણનો સામાન સરંજામ આવી પોતો એટલે ગાયકવાડી માણસો પાછાં દ્વારકાં ગયાં.

બેટ ખાલી કરી વાઘેરો વસઇમાં ભરાઇ બેઠા છે તેથી તે તો હવે ગાયકવાડી સરંજામથી સર થઇ શકશે—એ વીચારે કે ગમે તે કારણે ગાયકવાડી સરંજામની ભરતી કર્યા વગર ઇંગ્રેજી સામાનની ઉઠંતરીનો **રેસીડેંટ સાહેબે હુકમ મોકલાવતાં બાર્ટન સા. ને વાત રૂચી તો નહિ પણ હુકમ પ્રમાણે કરવા રઘુનાથરાયને તેડાવી કહ્યું કે "તમારૂં થાણું આવી કોટ સંભાળે માટે તમારો સરંજામ મગાવી લ્યો.** વધુ દેર થશે તો અમે ખાલી કરી ચાલ્યા જશું તથા મંદીરવાળાને તથા ગામની વસ્તીને વાઘેરે તસ્દી દીધેલ તે દીલાસો દઇ હેઠો જીવ કર્યો છે અને **તમારે પણ માસ પક્ષ બેટમાં રહેવું** " તે પ્રા. વિગત હરિશેઠને લખતાં ૧૫૦ માણસ હોય ત્યારે બેટનો બંદુબસ્ત થાય તે જગે માત્ર ૫૦–૬૦ આદમી મોકલ્યાં એટલે સા. પોતાના પલટણી લોક અને સામાન લઇ જહાજે ચઢી રવાના થયા કે એકદમ ઓખાના વાઘેર લોક માંહેથી એકત્ર તેથી તેમાં વધારે ચળવળાટ થવા લાગ્યો. વડોદરે વધુ માણસ માટે લખ્યું પણ તે દુર એટલે ત્યાંથી કુમક આવે તેવી આંહી વેળુ નહિ અને સાંકડ પુરેપુરી હતી તેથી દેશમાંથી અરબ મકરાણી જેમ મળે તેમ રાખી લેવાનું કરતાં, નગર તથા ભુજને તો જો શ્રી. સરકાર પાછા પડે તો પોતાને તે મકાન સોંપાય એ લાલચે શરૂમાં ઉશ્

કોઠામાં બાંધી કમરે રાત દી રહી હથીયારબંધ વાઘેરોને ગામ બહાર કાઢી જાબતો કરી દીધો. રાતે વાઘેરની ટોળી સીબંદીને ઉશકેરવા ચોફેર આવી ગોકીરો કરાવે પણ કોઇ ન ઉશકેરાતાં સાવધાનીથી કોટમાં રહ્યા—આ પ્રા. નીદાન વડોદરેથી કે અમરેલીથી કુમક આવી પહોંચતાં સુધી ૮–૧૦ દીવસ તો ખરી મુંઝવણથી કાઢતાં પ્રથમ અમરેલીના માણસ આવી પોંચ્યા.

## બેટ પાછું સર થયું—આવા ફીતુરના મામલામાં કપીલાછઠની યાત્રા પ્રસંગે તથા સીબંદી માટે માણસ, દારૂ વીગેરેમાં મજમુંદારોએ એકનીષ્ઠાથી બજાવેલી સરકાર ચાકરી.

આજ અરસામાં બાર્ટન સા. ને હુકમ આવ્યો કે કરાંચીથી સોજરો સુરત જનાર તે પ્રથમ તમારી પાસે આવશે તેને લઇ બેટ જઇને કીલ્લો હાથ કરવો તેથી તે નગર આવ્યા ત્યાં તો હરિશેઠ પણ નગર રસ્તે આવી પોંચ્યા. તેણે રઘુનાથરાય તથા નાના હુજુરાતને દ્વારકાંની ચોકસીએ રાખ્યા અને ગોવીંદરાવ સાથે પોતે રાજપરે નાકાબંદીએ ગયા. ત્યારબાદ સોજરો કરાંચીથી આવી પોચતાં તેના દબાવથી વાઘેરો બેટ છોડી દેશે એમ માની સા. તોપ વિના બુટે આવ્યાથી તે સામે વાઘેરો કીલ્લો બાંધી લડયા તેમાં એક બે અમલદાર અને સોજરો તુટયા પણ વાઘેરો પાસે દારૂનું બળ નહિ તેથી જો બીજી લડાઇ પડશે તો બેટમાં ઘેરાઇ મરશું એમ વિચારી બેટ છોડી વાઘેરો અરધી રાતે જહાજે વસઈ જઇ પેઠા. આ રીતે બેટ ખાલી પડયાના સમાચાર આવતાં ત્યાં કીલ્લાની સાચવણ માટે હરિશેઠે થાણું મોકલ્યા બાદ

**બાર્ટન સા. પણ કછનો સરંજામ લઇ બેટ ઉતર્યા ને રઘુનાથરાયને તેડાવતાં તે પણ દ્વારકાંથી બેટ ગયા એટ**-લામાં રાજકોટ તથા મુંબઇથી પણ પલટણનો સામાન સરંજામ આવી પોતો એટલે ગાયકવાડી માણસો પાછાં દ્વારકાં ગયાં.

બેટ ખાલી કરી વાઘેરો વસઇમાં ભરાઇ બેઠા છે તેથી તે તો હવે ગાયકવાડી સરંજામથી સર થઇ શકશે—એ વીચારે કે ગમે તે કારણે ગાયકવાડી સરંજામની ભરતી કર્યા વગર ઇંગ્રેજી સામાનની ઉહંતરીનો **રેસીડેંટ સાહેબે હુકમ મોકલાવતાં બાર્ટન સા. ને વાત રૂચી તો નહિ પણ હુકમ પ્રમાણે કરવા રઘુનાથરાયને તેડાવી કહ્યું કે "તમારૂં થાણું આવી કોટ સંભાળે માટે તમારો સરંજામ મગાવી લ્યો.** વધુ દેર થશે તો અમે ખાલી કરી ચાલ્યા જશું તથા મંદીરવાળાને તથા ગામની વસ્તીને વાઘેરે તસ્દી દીધેલ તે દીલાસો દઇ હેઠો જીવ કર્યો છે અને **તમારે પણ ખાસ પક્ષ બેટમાં રહેવું**" તે પ્રા. વિગત હરિશેઠને લખતાં ૧૫૦ માણસ હોય ત્યારે બેટનો બંદુબસ્ત થાય તે જગે માત્ર ૫૦–૬૦ આદમી મોકલ્યાં એટલે સા. પોતાના પલટણી લોક અને સામાન લઇ જહાજે ચઢી રવાના થયા કે એકદમ ઓખાના વાઘેર લોક માંહેથી એકત્ર તેથી તેમાં વધારે ચળવળાટ થવા લાગ્યો. વડોદરે વધુ માણસ માટે લખ્યું પણ તે દુર એટલે ત્યાંથી કુમક આવે તેવી આંહી વેળુ નહિ અને સાંકડ પુરેપુરી હતી તેથી દેશમાંથી આરબ મકરાણી જેમ મળે તેમ રાખી લેવાનું કરતાં, નગર તથા ભુજને તો જો શ્રી. સરકાર પાછા પડે તો પોતાને તે મકાન સોંપાય એ લાલચે શરૂમાં ખુશ

કોઠામાં બાંધી કમરે રાત દી રહી હથીયારબંધ વાઘેરોને ગામ બહાર કાઢી જાબતો કરી દીધો. રાતે વાઘેરની ટોળી સીબંદીને ઉશકેરવા ચોફેર આવી ગોફીરો કરાવે પણ કોઇ ન ઉશકેરાતાં સાવધાનીથી કોટમાં રહ્યા—આ પ્રા. નીદાન વડોદરેથી કે અમરેલીથી કુમક આવી પહોંચતાં સુધી ૮–૧૦ દીવસ તો ખરી મુંઝવણથી કાઢતાં પ્રથમ અમરેલીના માણસ આવી પોંચ્યા.

## બેટ પાછું સર થયું—આવા ફીતુરના મામલામાં કપીલાછઠની યાત્રા પ્રસંગે તથા સીબંદી માટે માણસ, દારૂ વીગેરેમાં મજમુંદારોએ એકનીષ્ઠાથી બજાવેલી સરકાર ચાકરી.

આજ અરસામાં બાર્ટન સા. ને હુકમ આવ્યો કે કરાંચીથી સોજરો સુરત જનાર તે પ્રથમ તમારી પાસે આવશે તેને લઇ બેટ જઈને કીલ્લો હાથ કરવો તેથી તે નગર આવ્યા ત્યાં તો હરિશેઠ પણ નગર રસ્તે આવી પોંચ્યા. તેણે રઘુનાથરાય તથા નાના હુજુરાતને દ્વારકાંની ચોકસીએ રાખ્યા અને ગોવીંદરાવ સાથે પોતે રાજપરે નાકાબંદીએ ગયા. ત્યારબાદ સોજરો કરાંચીથી આવી પોચતાં તેના દબાવથી વાઘેરો બેટ છોડી દેશે એમ માની સા. તોપ વિના બુટે આવ્યાથી તે સામે વાઘેરો કીલ્લો બાંધી લડયા તેમાં એક બે અમલદાર અને સોજરો તુટયા પણ વાઘેરો પાસે દારૂનું બળ નહિ તેથી જો બીજી લડાઇ પડશે તો બેટમાં ઘેરાઇ મરશું એમ વિચારી બેટ છોડી વાઘેરો અરધી રાતે જહાજે વસઈ જઇ પેઠા. આ રીતે બેટ ખાલી પડયાના સમાચાર આવતાં ત્યાં કીલ્લાની સાચવણ માટે હરિશેઠે થાણું મોકલ્યા બાદ

બાર્ટન સા. પણ કછનો સરંજામ લઇ બેટ ઉતર્યા ને રઘુનાથરાયને તેડાવતાં તે પણ દ્વારકાંથી બેટ ગયા એટલામાં રાજકોટ તથા મુંબઇથી પણ પલટણનો સામાન સરંજામ આવી પોતો એટલે ગાયકવાડી માણસો પાછાં દ્વારકાં ગયાં.

બેટ ખાલી કરી વાઘેરો વસઇમાં ભરાઇ બેઠા છે તેથી તે તો હવે ગાયકવાડી સરંજામથી સર થઇ શકશે—એ વીચારે કે ગમે તે કારણે ગાયકવાડી સરંજામની ભરતી કર્યા વગર ઇંગ્રેજી સામાનની ઉદંતરીનો રેસીડેંટ સાહેબે હુકમ મોકલાવતાં બાર્ટન સા. ને વાત રૂચી તો નહિ પણ હુકમ પ્રમાણે કરવા રઘુનાથરાયને તેડાવી કહ્યું કે "તમારૂં થાણું આવી કોટ સંભાળે માટે તમારો સરંજામ મગાવી લ્યો. વધુ દેર થશે તો અમે ખાલી કરી ચાલ્યા જશું તથા મંદીરવાળાને તથા ગામની વસ્તીને વાઘેરે તસ્દી દીધેલ તે દીલાસો દઇ હેઠો જીવ કર્યો છે અને તમારે પણ માસ પક્ષ બેટમાં રહેવું" તે પ્રા. વિગત હરિશંકરને લખતાં ૧૫૦ માણસ હોય ત્યારે બેટનો બંદુબસ્ત થાય તે જગે માત્ર ૫૦–૬૦ આદમી મોકલ્યાં એટલે સા. પોતાના પલટણી લોક અને સામાન લઇ જહાજે ચઢી રવાના થયા કે એકદમ ઓખાના વાઘેર લોક માંહેથી એકત્ર તેથી તેમાં વધારે ચળવળાટ થવા લાગ્યો. વડોદરે વધુ માણસ માટે લખ્યું પણ તે દુર એટલે ત્યાંથી કુમક આવે તેવી આંહી વેળું નહિ અને સાંકડ પુરેપુરી હતી તેથી દેશમાંથી આરબ મકરાણી જેમ મળે તેમ રાખી લેવાનું કરતાં, નગર તથા ભુજને તો જો શ્રી. સરકાર પાછા પડે તો પોતાને તે મકાન સોંપાય એ લાલચે શરૂમાં ખુશ

ખરીદીએ વેપારી પાસેથી દારૂ લેવાની પણ મનાહ કરેલ ત્યાં માણસનું તો શું કહેવું ! પણ તે **સમે બા.ર સા. ને કલ્યાણરાયે નજર પોતા પ્રા. અરજ કરતાં, જે કોઇ જે જગે ચાકર હોય તે વિના બાકીના માણસને સુખે રાખી લે** તેમાં મનાહ ન કરતાં ખુશ ખરીદીએ દારૂ **સીસું પણ સહુ તાલુકામાંથી લે તે લઇ જાવા દેવું**–એવું જે તે જગ્યોના વકીલોને તાકીદ કરી, પોતે રાજકોટથી સરકારી દારૂમાંથી દારૂ કાર્તુસ જે જોઇએ તે આપી બહુ ટેકો આપ્યો એટલે પછી જુનાગઢ નગરથી સીબંદી જેમ મળી આવી તેમ રાખી. પછી તો વડોદરેથી પણ કુમક આવી પોંચ્યાથી કોટ કીલા ન લોપાય તેવો પકો થાણાનો ને ગીસ્ત ફેરણાનો બંદુબસ્ત થયો. વસઇ ઉપર તોપ ચલુ કરી રૂપ ઠીક દેખાડયું પણ તે વર્ષ વરસાદ વધતો થયો તેથી ઘેરો ઘાલી બેસાય તેવું ન હતું તેથી વરાપ હોય ત્યારે તોપ ચાલે પણ વાઘેરોને થોરની વાડની બહુ મદદ તેથી ગોળો સોસરો ન નીકળતાં, ટપા ખાઈ તેમાં પડયો રહે.

આ વર્ષ (સંવત ૧૯૧૪) ભાદરવે મહીને કપીલાછઠ હોઇ હંગામાને લઈ યાત્રાળુ કઇ રીતે આવી સહીસલામત જઈ શકે તેની પુરી મુશકેલી હતી. વસઇનું પ્રસિદ્ધ નામ પણ આબો-ઓખો લુટ લબાડીમાં તોયે આંખ વીંચી મજમુંદારે (રઘુનાથરાયે) એ ત્રણ માસ હરોળથી કલ્યાણરાય હશુ સીયાનગર અમરેલી ઇત્યાદીથી માંડી વૃજદાશ હશુ ઠેઠ ગુજરાત પર્યંત અર્ધો કર લેવાશે ને દેશમાં જાબતો સરકારી પુરો છે માટે જેને ઈછા હોય તે સુખે આવે એવા કાગળ પત્રો લખેલ તેથી પુરતી ચો-

કસી બંદુબસ્તથી કોઇનું ફુલ ન ફરકતાં, અમન ચેહેનથી જે જે આવ્યું તેને યાત્રા કરાવી. નગરવાળે તો ચીસો લઈ પછી ખંભાળીયે યાત્રાળુને ડર આપ્યો કે ઓખામાં ગયે લુંટાશો માટે સામાન આંહી મુકતા જાઓ એમ યાત્રાળુના પગ ભાંજવામાં કસર ન રાખી અને કછ રાહ સાહેબે તો માણસોને દ્વારકાં ન આવવા દેતાં પોતાને ત્યાં ન.રાયણસર મોકલ્યાં તો પણ આ પર્વ ખાતે શ્રી. સરકારને એક લાખ ઉપર નગરશાહી કોરીની આમદ થતાં સીબંદી ખર્ચમાં મદદ થઇ આવી, અને જે જે આવ્યા તે નગર માંડવી કછમાં રાજીપણે તારીફ કરતા ગયા.

## ઓખામાં "બેચરા વહીવટ" ની કઢંગી રાજનીતીનું પરિણામ-વસઇની કહેવાતી ફતેહ તથા તેની નામોશી ભરી શરતો.

ઉપર પ્રા. બધો યાત્રાનો બંદુબસ્ત મુખ્યત્વે મજમુંદારે રાખી કપિલાછઠની ઉપજ લેવામાં કસુર ન રાખેલ એટલુંજ નહિ પણ **આગળ વહીવટમાં નગર ભેળા મજમુંદાર હતા ત્યારે રણમલને દાબ જબ્બમાં લઈ જેમ તે ફીતુર અ-ળસાવેલ-ધાંધે માણેકે ઘડેચીનાં ત્રણ ખુન કરી ખશું-બાનો કોટ બાંધી બેઠેલ તેને પણ લાંગ સા. ને સમજાવી સંવત ૧૯૦૫ સાલે ચાકરીની રોજી બંધ કરાવી એટલે ખશુંબો પરો મુકી દ્વારકાં રજુ થઈ પોતાને ગામ બેઠો ત્યારેજ રોજી ચલુ કરી આપી–એ શીવાય છોટા મા-મલા ઘણા, તેમાં કેટલાક આસામીઓને માથે પર તા-કુકાના મુદા હતા તેને શામદામાથી હાથ કરી ઓખેથી**

**સા. લોક રૂજુવાતે મોકલ્યા** વીગેરે કીસ્સાને જેમ પાર પાડ્યા તેજ રીતે દાબે જરબે કામ લઈ આ વસઈનું તોફાન પણ વરસાદ ઉઘડે આટોપી લેવા મજમુંદારની ધારણા હોઇ તેણે વડોદરે લખ્યું કે—ઓખામાં સામટી સીબંદી વીગેરે વડોદરેથી આવેલું કારખાનું ઘણું બેહદ થઈ રૈયતી લોકો ઉપર નહિ તે જુલમ કરે છે માટે તેને હદ કાયદે નેમમાં રાખે એટલા અખત્યારથી એક સરદાર તેના ઉપર મોકલવામાં આવે તો ઓખાનો તાલ બીગડવા ન પામે-**પણ મજમુંદારની કૃતિ પોતે નજીક હોઈ લાંગ સા.** ( કાઠીયાવાડ એજંસીવાળા સાહેબો ) ને **બરાબર ભાસતી, વડોદરૂં તો દુર ત્યાં કંઈક સમજામાં તો ખરૂં પણ મામલો પુરેપુરો દ્રષ્ટિગોચર નહિ ને જ્યાં ત્યાંથી ખર્ચ કમી** કરવા ઉપર નજર તથા જો કોઇ પોતાને સ્વાર્થે મોટી ખોટી વાતો કરી દેખાડે તો લાંબી નજર ન પોચાડતાં તેના ઉપર ભરૂસો મુકી કામ સોંપે અને ' બંદુબસ્ત સારો કરશો તો કામગીરી અંતે પુર્ણપણે સોંપાશે ' એવા ભીતરથી દીલાસા દઇને મોકલે પણ તે સાથે જુનાનો અખત્યાર બીલકુલ ન કાઢે ને નવો માંહેથી ઉમેદવારીમાં શેર થઇ આવે-આમ મુળગો બેચરો વહીવટ રાખે એવી કઢંગી ઓખા સંબંધી રાજનીતિ હોઇ સખારામ બાપુએ બડાઇ મારી હશે કે પોતે ઓખા જતાં ત્રીજે દહાડે વસઇ ફતેહ થઈ જાણજો તેથી તેમ થઇ આવે તો મહાલનું કામ આગળ મળવાનો દીલાસો આપી, તેને મોકલ્યા.

સખારામે આવતાં કુલ સીબંદીની હાજરી લઇ કોટ સાચવવા રઘુનાથરાય પાસે માણસો મુકી જઇ, રાજારામ ભાઉ જે કારકુનીમાં હોઈ કામદાર હતા તેને સાથે લઇ વસઈ ગયા તથા ત્યાં પોંચી મોરચા કરી તોપ ચાલતી કીધી પણ એક તો વાડની ઓથ હતી તેને લીધે તથા બહારનું દેવળ જે ગામમાં વાળી લીધેલ તેમાં વાવનું ખાતરૂં હતું તેના તળીયા પાસે પોલાણના પડમાં ગાળેલ તેમાં બાયડી છોકરાંઓએ તથા દેવળ ઓથે મરદોએ આશ્રય લીધાથી કોઇ આદમીને ઇજા ન થતાં માત્ર કંઇક ભેંસ તથા બળદ મર્યાં એટલે હલ્લો કરી ગામ નજીક જવાનું કરતાં વાડના ઓથમાંથી બહારવાળાને વાઘેરો વીણીને મારે અને તેના ઉપર બહારવાળાનો લાગ ન ફાવે તેથી વાડ સુધી પણ ન જઈ શકાયું. હરિશેઠે અગાઉ તોપ ચલવી નુકશાન કરેલ તેટલું પણ ન બની શક્યું. પછી ગામ પાસે એક ટેકરી હતી તે ઉપરથી મોરચા તૈયાર કરી મારો કર્યો પણ જ્યારે આડીબંધથી પણ ગામ ઉપર શેહ ન બેસી ત્યારે ખેરાજ માણેક કરીને એક ઇસમ-જે નગરને મળી વસઇને મદદ અપાવતો અને પોતે બારાડીના મુલકમાં આબાદ રહી ખેડ કરતો-એવા મહા કુડીયાને કૃત્રીમ માણસ હથુ એક બે ચારણને પોતાની તરફથી જમાદાર જાફરને દરમ્યાન રાખી, મજમુંદારોને અજાણમાં રાખી, પોતા પાસે હરિશેઠ હતા તેને પણ વાતમાં ન રાખતાં ગુપચુપ વિષ્ટી ચલવી જેમ વાઘેરોએ કહ્યું તેમ દસ્તાવેજથી શ્રી. સરકાર નક્ષ્નો, છાની વિધે લોપ કરી નામોશી ભરેલી શરતો કબુલ કરી અને તેમાં અમુક હલકી શરતોના ખબર તો વડોદરે પણ ન કર્યા તે

શરતો નીચે પ્રા છે.

(૧) વાઘેરોએ બેટની લુંટ વીગેરે જે ગુન્હા કરેલ તે સર્વ તથા વળતરની ફારકતી શ્રી. સરકારે દેવી. (૨) વાઘેર ઉપર દ્વારકાંથી કશી જાસ્તી ગેર મારગે ન થાય અને તેઓએ ચાર જમાદારને ચાલુ બહાંદર આપવા. (૩) તેનાંજ માણસો વસઇને થાણે રહે—આના બદલામાં (૧) વાઘેરોએ બેટથી લઇ ગયેલ માલ રજુ કરવાનું, (૨) વસઇની વાડ કાપવાનું, ઓથ સારૂ કરેલ મેડી પાડવાનું તથા (૩) બેટના શાહુકાર પાસે ડંડ બદલ લખાવી લીધેલ ખત પાછું દેવું—આ પ્રા. કબુલ કરી બેટથી લુંટેલ માલમાં ફકત ૧ તોપ, સરકારી મોહોર તથા એક બે તાંબાના ઘડા રજુ કર્યા તથા વાડ પણ કાંઇક માંહેથી કાપી પણ બહારની તો સાબીત રાખી અને ચાર નાદાર બહાંદર ઇ સર્વ કલમના બીલકુલ નીકાલ થાતા સુધી શ્રી. સરકારની ઓલ્યમાં સોંપતાં આશરે બે માસે સ્વારી ત્યાંથી પોષ આખર ઉઠી દ્વારકાં આવી.

## હુંગામા પ્રસંગે પણ મજમુંદારનો સાફ વહેવાર.

આ રીતે કામનો ગોટો વાળી સખારામ બાપુ ઉપરથી તો રઘુનાથરાયને એવું કહે કે તમારૂં કામ બજાવી આપ્યું, આટલુંજ દ્વારકાં રહીશ એમ વડોદરે બોલેલ છું તે વ્રજદાસ જાણે છે માટે હવે મારી રજા મગાવી આપો વીગેરે પણ અંદરખાનેથી વડોદરે પોતાની એબ ઢાંકવા એવું લખે કે મજમુંદાર કપીલાછઠ ખાતે ખાઈ ગયા છે તેનો હીસાબ તેને ખારીજ કરી લેવામાં આવે તો લોકો તેની મુરવત મુકી બરાબર રૂજુવાત આપી શ્રી.

સરકારને નફો થાય તેવું છે. વળી સીબંદીમાં કશું ભરણું કે બક્ષી હસ્તુ દરેક કમાવીસદાર એક એક આસામી. જેવી જેની ગુંજાશ તેમ, છાની ખાતા હશે તે માંહેલું આમાં કશું નહિ–એવો મજમુંદારનો સાફ મામલો તે બક્ષી અને વકીલ મંડળ કહી દેખાડતા કે એ રીતનો એકે અમલમાં ચોકખો વહેવાર અમે દીઠેલ નથી એવી વર્તણુંક છતાં, તેમજ સીબંદીમાં કલ્યાણરાગના ચીરંજીવ હરિભાઇએ ઘણી ખરી જુનાગઢથી રાખીને મોકલી, તદુપરાંત ત્યાંથી રખેને પુરી ન મળે લેખી વડોદરેથી પણ એક એ કારખાનાં વૃજદાસે મહાલ ખાતે શ્રી. સરકારને કાને નાંખી મોકલતાં, તે સહુ લડાઈમાં બાપુને બહુ અનુકુળ પડેલ તેમાં પણ ગોવીંદરાવના પટની અવજીમાં જે માણસ રાખવાં પડેલ તે પણ મજમુંદાર હસ્તુના પટમાં દરસાવી વધુ સીબંદી રાખ્યાનું નાહક બદનામું આપી આંખે કીધા કારણ કે વસઈ ખાતાના ખર્ચમાં ખોટાં નામાં ચડાવી શ્રી. સરકાર ઉપર ભારણ કરવાની વિષ્ટિ તેણે કરતાં મજમુંદારે એક તો પડખું ન દીધું (૨) વળી ગોવીંદરાવજીના વેવાઈ રાજારામ તેની પાસે કામદાર વીગેરે કારણે રઘુનાથરાય છતાંજ બીલકુલ એ કામનો ડોળ થઈ રહેલ.

આ વર્ષ ( સંવત ૧૯૧૫ ) દુલેરાયના ચીરંજીવ જસવંતરાયનું વ્રતબંધ લગ્ન તેની ભગીની સુધ્ધાં ઘર આગળ શુભ કાર્ય તેમજ વ્રજદાસને પણ ભગવતીદાસની નાની પુત્રીનું કન્યાદાન કરવાનું તેથી ઘેર જવા ઉભયતાએ અરજ કરતાં માંડમાંડ રજા મળી એટલે વ્રજદાસ તો વડોદરેથી અમરેલી

આવી જરૂર જેટલું, દેસાઇ ભેળો ઇજારો હોઇ, ત્યાં રહી જુનાગઢ આવ્યા. રઘુનાથરાયે પણ ફાગણ સુદમાં માહાલની શીબંદીના રોજમદાર વી. ને ચુકાવો તથા ખર્ચ મહીને મહીને જેમ આપાતું તે પ્રા. અપાવી, વસઈ ખાતાના હીસાબ ઉતારવાની પોતાના મેતાને ભલામણ કરી, વિવાહ ઉપર જુનાગઢ જવા રજા માગતાં બાપુએ આનાકાની કરી ત્યારે રઘુનાથરાયે જરા દાબથી તેને કહ્યું કે, 'ધણીની ચાકરી કરે જાતાં તમે વગર બાબે કાંઈ તસ્દી કરશો-કરાવશો તો ઠેઠ શ્રી. હજુર સુધીને તમામ દેશમાં જાહીર અમારા ઉપર જુલમ કર્યો એવું કહેવાશે-હું બેઠો છું'-તે ઉપરથી ડર ખાઇ બાપુએ રજા આપતાં રઘુનાથરાય રવાના થઈ, નગરમાં લાંગ સા. ની સ્વારી હતી ત્યાં તેની ભેટ લઈ, પુછતાં ઓખાનો તાજેતર કીસો કહ્યો તથા પંચરાત્ર નામ. જામ સા. ની હાજરીમાં રહી, રજા લઈ રાજકોટ આવી બાર સા. તથા કલ્યાણરાયને મળી, જનોઇ ઉપર જુનાગઢ પોંચી ગયા. કલ્યાણરાય તો આવી શકયા નહિ.

રઘુનાથરાય વિવાહમાં રોકાયલ હતા તે અરસામાં વડોદરે સખારામની મનસ્વી ચાલ માલુમ પડેલ તેથી તે ઉપર ગણપતરાવ બાપુના ભાઈ નારાયણરાવને કારભારીએ મોકલ્યા એટલે નાના સા. મુખ્યત્વે ને ફોજદારી કામ ઉપર પોતે-એવો ઘાટ બાંધી સખારામ જે તે પ્રકારે મજમુંદારની કોરનો વ્હેમ નાંખવા માંડયા. રઘુનાથરાય ગયા પછી છાની રીતે મજમુંદારની ખાયકીની પુછપાછ તપાસ ઘણા પ્રકારે થઇ પણ તેમાં કશું કાંઇ ન્હોતું તે પ્રા. સાફ વ્હેવાર સમજામાં આવ્યો તોપણ તપાસ દાગળથી

ફરી જોવા બ્હાને મજમુંદારનું દફતર જપ્ત કરી કચેરીમાં રાખ્યું ને જુનાગઢવાળા સીબંદી કારખાનાને રજા આપી. વિવાહ ઉકલ્યા પછી ઓખાના હીસાબના સર્વ કાગળ પત્ર આપી મજમુંદારે પોતાના મહેતાને ઓખા મોકલી દીધા. તેઓએ હીસાબ બતાવતાં વાજબી વસે પણ કહે કે ફુરસતે જોશું માટે તે કાગળો કચેરીમાં રાખો એ રીતે તે પણ જપ્તીમાં રાખ્યા આ શીવાય સખારામે બેટની લુંટની માફીનું દસ્તાવેજ વાઘેરને આપેલ તે મજમુંદારથી તથા વડોદરાથી છાનું રાખેલ એ વાત નાના સા. ના જાણવામાં આવતાં તેને પણ શ્રી. હજુર સુધી એ વાત લખવી પડી તેથી બાપુને માત્ર ઠપકો આપી–તમે જુના અફસાના માણસ તે શ્રી. સરકારમાં કેમ લખી જાહેર ન કર્યું–એમ ઉલટાનો ચોર કોટવાળને દંડે એ ન્યાયે મજમુંદાર ઉપર ઇલજામ લાવી ટુંકા પકડવા લાગ્યા.

## મજમુંદારી માણસોની ચેતવણી છતાં ગફલત રાખ્યાથી ઓખા ખોયું.

સખારામ બાપુ ઓખામાં સાવધાનીથી પુરો બંદોબસ્ત ન રાખે ને નાહક કંઇક માણસ તથા તોપ લઇ ફેરણું કરે તેમનાં દઈ આવી વાઘેર લોકોને અંદેશો આવે તેમ પુછપરછ કરે. આ પ્રા. થતાં મુળે તે વાઘેરો વ્હેમી ને ફીતુર ઉપર તો હતાજ તેથી સહુએ એક મત થઇ શ્રાવણ માસમાં અમુક દીવસે ચઢાઇ કરી દ્વારકાં તથા તમામ ઓખો હાથ કરી લેવા ગોઠવણમાં પડયા. મજમુંદારના મેતા ભવાનીદાસને કંઈ કારણસર વરવાળે જતાં આ વાતની બાતમી મળતાં તેણે હરિશેઠ ઉપર તે ખબર લખી

ચેતવતાં, સખારામ તો ગર્વમાં બોલ્યા કે નાહક નાગર ડરાવે છે, જ્યાં સુધી ઓખામાં પોતે છે ત્યાં લગી કોઈ વાઘેર નામે કંઈ કરી શકનાર નથી. પછી દરેલે દીવસે રાતના નીસરણી માંડી પુર્વ-અગ્નીની ખુણેથી વાઘેરો ચઢી પ્રભાત થતાં સુધીમાં તો દેવળ, નવલખો, કચેરીવાળી મેડી, તાપો-એ રીતે ગામ તથા કોટ દરોબસ્ત હાથ કરી લીધાં. બાપુ બહાર રામવાડીએ રહેતા હતા તેને ખબર પડતાં તોપ તથા મકરાણી લઈ આવ્યા પણ વાઘેરોએ ૫-૭ મકરાણી ઘાયલ કરી પાડી દેતાં બાકીના નાસી છુટયા ને તોપ વાઘેરના હાથમાં ગઈ. પછી બાપુ, નાના, હરિશેઠ વીગેરે નગરવાળી બહાર એ ડોઢીની મજબુત ધરમશાળા હતી ત્યાં ભરાઇ ગયા. વાઘેરોએ પોતદારી દુકાન લુંટી અને કચેરીનાં દફતર સરકારી તથા મજમુંદાર બક્ષીનાં જે જપ્તીમાં હતાં તે સુદ્ધાં સર્વ બાળી દીધાં. ગામનાં જુની સીબંદીનાં માણસો હતાં તેને જોધાએ-તમારા અમલદારો જામની જગામાં ગયા છે એમ કહી રજા આપતાં, તે ત્યાં ગયા. કારકુનો અને મહેતા માણસો પણ ભાગીને ત્યાં જઇ રહ્યા.

આ સર્વે લોકો મળીને કુલે ૪૦૦-૫૦૦ માણસ હતું તેને લઈ વરવાળા સારૂં ઠેકાણું તે જઇ બાંધ્યું હત તો થઇ શકત પણ ત્યાં ઘેરાવાની બીક ખરી તો રૂપણ બંદરથી ચાલતાં જહાજ ત્યાં પડેલાં તેમાં બેટ ગયા હત તો ઇ મોટું બંદર ને દીસો મુલક વળી સામટાં જહાજ તાબામાં તેથી ઓખા દેશ કદી છુટી જાય તોયે દેશાવરથી દાણા દારૂ વીગેરે મગાવી બેઠું કરી શકાય એમ હતું અને વહાણ વગર વાઘેરોથી પણ બેટ

ઉપર એકાએક હલ્લો ન થઇ શકત તેટલામાં તો શ્રી. સરકાર કુમક પણ આવી પ્હોંચવા સંભવ તેથી બીજા થોડા સરંજામથી અને થોડે ખર્ચે છુટો મુલુક પાછો તુર્ત ત્યાંથી હાથ કરી શકાત અને એવડી ભારે મસલહત ન થઇ પડત. કેટલાક ડાહ્યા લોકે એવી સલાહ પણ આપી પરંતુ વસઇની ( નામોશીથી ) ફતેહ કરનાર આ બહાદુરોની હીમત ન ચાલી તેથી ધ્રુવાડના માંઝા ધાધા ણીને રણ સુધી સાથે લઇ જખ્મી લોકની પણ પુરી સંભાળ ન લેતાં ઘટયું તેને ભળામણ દઇ, સહુ સમાકાથી સીબંદી સાથે લઇ ચાલતા થયા. તે ભેગા કારકુનો મહેનાઓ પણ હેરાનગતી ભોગવતા ગુરગઢ હરડાઇને પોંચ્યા. પછી ત્યાંથી સહુ ખંભાળીયે આવી, ત્યાં કેટલાક દીવસ સ્થીર થઇ રહ્યા. આ રીતે ઓખા જતે માણસે મુર્ખાઇથી ખોયું. બીજી બાજુ બેટના કીલ્લામાં વડોદરેથી આવેલ તોપખાનાના ગાર્ડ અને તેના મુનીમ તથા મજમુંદારી મેતા દુર્ગાદાસ પુરબંદરકર એ બે પુરૂષ માણસો તે વાઘેરોને આવતા જોઇ કીલાનો બંદુબસ્ત રાખી લડતાં વાઘેરોએ પોતા વસુ વહાણ કરી, વધુ માણસો મગાવી ગામ હાથ કરી કોટને ઘેરો ઘાલ્યો. પછી જોધા વીગેરેએ આવી કહ્યું કે તમારા અમલદારો તો દેશ પડયો મુકી ચાલ્યા ગયા છે અને તમે કેના થકા લડો છો ! માટે તમે તમારી હુરમતમાં નીસરી જાઓ તેથી નીકળી ખંભાળીયે સહુ ભેગા થઇ ગયા. પછી નગર પાસેથી કરજે રૂ. લઇ બાપુએ સીબંદીનો ચુકાવો કરી રજા આપી પછી હુજુર મનુષ્ય ગારદો પોલીસ તોપખાનાની પલટણ વી. માણસો સહ સહુ મંડળ રાજકોટ આવ્યું.

ઓખા ગયાના ખબર પડતાંજ વડોદરેથી બાર્ટન સા. ને તે ઉપર જવા હુકમ થતાં હરદો સરકાર તરફનો એ પ્રાંતનો કુલ અખત્યાર લઈ તે રાજકોટ આવ્યા ત્યાં તેને ઓખાનું મંડળ મળ્યું એટલે નાના ( નારાયણરાવ ) ને પોતા પાસે રોકી, બાપુ વીગેરેને વડોદરે જવા કહી, સાહેબે જુની સીબંદીના જમાદારો તથા મજમુંદાર ઉપર નહિ તે દોષો બાપુએ મુકી વડોદરે લખેલ અને જાફર જમાદાર વાઘેરને મળતા છે એમ ખોટું ઉડાડેલ તે સંબંધી તેમજ વસઇવાળાને છાનો માફી પત્ર તથા બહાદરીનો રૂકો આપેલ તે સંબંધી મજમુંદાર, હરિશંકર વીગેરે બધાને ભેળા કરી રૂજુવાત કરતાં તે સર્વમાં બાપુ પાછા પડયા. પછી તે જખીરો તો વડોદરે ગયો અને બાર્ટન રાજકોટથી પલટણ તથા અમદાવાદ વી. કાંપોમાંથી આવેલ સરંજામ લઇ ઓખે રવાના થયા.

## ઇંગ્રેજી પલટણની મદદથી બેટ-દ્વારકાં વી. ફરી સર થયાં-બેટનાં મંદીરો તોડયાંનો અત્યાચાર.

આ અરસામાં ઈ મસલત ખાતે મુંબઇથી ડાન્યુબ સા. તથા નીકોલસન સા. પણ જહાજ રસ્તે આવી પોંચ્યા તે પરબાર્યા બેટ ઉપર ગયા ત્યાં દરીયેથી ગોળા નાંખવા શરૂ કરતાં વાઘેરોએ કોટ સોંપવાની ખોટી વિષ્ટ કરી બહાર રહેતાં, પલટણ ઉતરી કોટમાં આવી એટલે દાઓ દગો રાખી તેના ઉપર વાઘેરો તુટી પડતાં કાંઇ અમલદાર અને આશરે ૮૦-૮૫ સીપાઇ માણસ માર્યું ગયું તેથી તે વખત તો તેની લાશો લઇ સહુ વહાણ ઉપર પાછા ફર્યા એટલે વાઘેરો સઢ વગર હલેસાંથી મછવે સામે

કાંઠે વેરની બીકથી ઉતરી દ્વારકામાં જઇ પેઠા. આ ખબર મ-ળતાં ઈંગ્રેજી લશકર ઉતરી ગામમાં આવ્યું ને વાસ્તવીક વાઘેરને પુરૂં ઓળખે નહિ અને વાઘેરાએ દગો કરેલ તેના રોપમાં રૈયત નાં સામટાં માણસો ઢોર વી. નો બહુ નાશ કર્યો અને રૈયતનાં ઘર, સાધુના મંદીરો વીગેરે લુંટયાં. મુખ્ય શ્રીનાં મંદીરો તેમાં દ્વારકાંનાથ બેટપતીનો વૈભવ-જેનાં બાર, બાર શાખો સોનાં રૂપાનાં મઢેલ હોઇ તેની બીજી દોલતનું તો શું પુછવું-એ મંદીરોના ગાદીવાળાથી માંડી સહુને બહાર કાઢી બંદીમાં રાખી, મંદીરોમાં હાથ નાંખતાં, સર્વ લઇ લીધું. તે ઉપરાંત એ જગ્યાનો કીલો ઘણો સરસ ને તે માંહેથી બે ત્રણ વાર હાલનાજ હંગામામાં શ્રી. સરકાર ફોજને જફા લાગવાથી તે કોટ સુરંગે પાડી દેવા સરકાર હુકમ હોય કે પછી તાજા રોપથી કરતા હોય પણ ભગ-વત્ મંદીર પણ સુરંગે ઉડાડવાનું છે માટે બાર કલાકમાં ત-મારાં સ્વરૂપો જે જે હોય તે બહાર લઈ જાશો તે રહેશે એવું કહેતાં શ્રી. બેટપત્તી વીગેરે સર્વ સ્વરૂપોને બહાર શ્રી. રાધાજીની ગૌશાળામાં આશ્વીન સુદ ૧૨-૧૩ સં. ૧૯૧૫ અરસામાં પધ-રાવ્યા પછી તેજ દહાડે જગત જાણે તેવો એક સામટા તોપોના બહાર થાય એવો આસમાનમાં પશ્ચિમ દીશેથી ભયંકર ગડગડાટ પુર્વ તરફ ચાલ્યો ગયો તે સર્વના સાંભળવામાં પ્રસિદ્ધ આવેલ છે. આ વિગત લખતાં હાથ પણ ચાલી શકતો નથી. એ પ્રા. કોટ સાથે મંદીરોને પણ સુરંગે ઉડાડી બેટની જગ્યા સુની મુકી પલટણો દ્વારકાં તરફ ઉતરી ગઇ.

બેટપતિ શ્રી દ્વારકાંધીશ મુળથી શ્રી. વલભ કુળ માથે વિ-

રાજમાન તેથી તેનાં માંડવીમાં વહુજી મહારાજને સાથે લેઈ ભુજના રાવ દરબારનાં માણસો શ્રી ઠાકોરજીને કચ્છ લઇ જવા બેટ આવ્યાં પણ ઈ પ્રભુ તો ગમે તેને ખવાસી ચીંધે પણ મુળ હાડેથીજ પોતે સ્વતંત્ર છે તેથી પોતાને બીજે ક્યાંઈ પધારવાની ઈછા નહિ અને એજ જગ્યોમાં આગળ પુર્વવત્ રચના કરવાની હશે તેથી તે સમે ગુગળીને મરવા આડા રાખી પોતે ન પધાર્યાં અને રાવ દરબારનાં માણસો પાછાં ગયા.

હિંદમાં એ શ્રી ઠાકોર ધામના ધુરંધર, તેનું સહુ જગ્યે માન તેથી દુર દેશના રાજા રજવાડાએ જ્યારે આ અત્યાચાર સાંભળ્યો તે દીવસ અન્ન ન લીધાં વીગેરે ખબરો દેશાંવરના કાગળથી માલુમ પડેલ પણ વિશેષ તો મુંબઇના મહાજને એ વર્ષ દીવાળી માથા ઉપર હતી તે નીમીત એક દીવો પણ ન કરતાં, વહાણથી બેટની જે જે વસ્તુ નજરે ચઢી તેને લુંટનાર કે તેની પાસેથી ખરીદનાર પાસેથી કીમત દઇ હાથ કરી, તે ઉપરાંત માંહો માંહે ઉઘરાણું કરી બેટના લોકને અનાજ, વસ્ત્ર, પાત્રો પોચાડી ઘણી મદદ કીધી. મુંબઈની રઇયતની રીત જોઈ પલટણી સાહેબોએ પણ વળતરમાં કંઇક ઉપર છળો લુંટેલ માલ ચૌદ પેટીમાં ભેળો કરી સરકારમાં રજુ કરેલ.

બેટથી ફોજ દ્વારકાં ઉપર ગઇ તેને તથા બાર સા. અને લીથ સા. પલટણને, બેટની આમન્યા લોપી તે બહુ ખોટું કૃત્ય થયું એમ લાગતાં, દ્વારકાં દેવસ્થાનની અમર્યાદા ન થાય અને વાઘેર શેહ પામી શહેર ખાલી કરે એ પ્રા. કામ લેવા તાજેતર મુંબઇ સરકારથી હુકમ આવ્યાથી સંવત ૧૯૧૬ શરૂ સાલે

દ્વારકાંને ઘેરો ઘાલી ચારે કોરથી મોરચા લાગુ કરી દરીયેથી પણ ગોળા છોડી, વાઘેરોને સાંકડમાં લઇ, દેવળ બચાવી મારો શરૂ કર્યાથી, આખર ઘેરામાં રહે ગંજાવું જાણી ઉતર ચોકીમાંથી છોકરાં તથા સામાન સાથે સામટી ટોળીએ નીસરી ચોકીના ગાર્ડોનો પરાભવ કરી વાઘેરો રાજપરાપોશીતરા પાસે ડાબલાક-બલાના ખડામાં જઇ રહ્યા.

વાઘેરો ગયા જાણી બાર્ટન સાહેબે ગામમાં દાખલ થઈ બંદુબસ્ત કીધો ને ફોજનો હાથ પડવા ન દીધો તો પણ બહારના મંદીરો તથા પરાની વસતીમાં સોજરોએ લુંટ ચલાવેલી. પછી જે ખડામાં વાઘેરો જઇ પડેલ તેના ઉપર લશકર પોચતાં એક લડાઈ સારી થયા પછી વાઘેરો ઓખામાંથી છોકરાં તથા માલ સહીત જથાબંધ નીસર્યાં તે બારાડી જામના મુલુકમાં ખાવાનું ગાડાં જોઇએ તે લઇ જાતાં પ્રાચીન ઘુમલીના માથાપર આબપરાના ડુંગર ઉપર ઓથ તથા પાણીની સારી સવડ તેથી ત્યાં જઈ દંગો કાયમ કીધો, ત્યાં કરાંચી પલટણવાળા ઓનર સા., લીથ સા. વીગેરેએ બહુ મર્દમીથી પર્વત ઉપર હલા કરેતાં જોધા માણેક વીગેરે તો માંડ જીવ લઈ ભાગી છુટયા પણ વાઘેરોનાં બાયડી છોકરાં વી. સામટાં માણસો હાથ આવ્યાં તેને બંદીવાન કરી ઓખે મોકલી દીધાં પછી ઓનર સા. કરાંચી ગયા.

બાર્ટન સાહેબે મજમુંદારના વાકફ માણસને પોતા હજુર દ્વારકાં મોકલી દેવા રઘુનાથરાય તથા વૃજદાસને નામે હુકમ લખી મોકલતાં જટાશંકર તથા ભવાનીદાસ એ બે મ્હેતાને દ્વારકાં રવાના કર્યાં તેને સાહેબે મજમુંદારી કામ આગળ જેમ તેઓ

કરતા તે પ્રા. હાજર રહી ચલવવા ફરમાવ્યા મુજબ એ જણુ તે ચાકરીમાં હાજરવાસ રહ્યા.

આ વર્ષે બેટનાં મંદીરોમાં કચ્છના રાવ સા. કે જામ સા. ઇત્યાદી કોઇનો મુળથી અખત્યાર નહિ, માત્ર પોતાની નામના સારૂ બેટ મુખ્ય ધર્મનું ઠેકાણું હોઇ તેનાં મંદીર–મુખ્ય શ્રી. મંદીર સહીત–જામના ભાઇ હાલાજી કાકાજી પડધરીકરે અગાઉ કરાવેલાં તે જામે પોતા તરફથીજ ગણી ફરી પણ આગળ (પોતા તરફ) બાહાલ રહેવા તે મંદીરો પુનઃ કરવાની શ્રી. સરકારથી રજા માગતાં તે મળી એટલે માણસો મોકલી આદર કીધો. દરમ્યાન કચ્છના રાવ દરબારને પણ હરતરેહ બેટમાં પોતાનો પગ પેસારો થઇ આવે તો કરવો એવી મમતા તેથી માંહેથી કચ્છના રાજ્યની પ્રેરણા થઇ હોય કે પછી એ મંદીરોમાં સર્વ ગુંસાઇ સ્વરૂપોનો શ્રીજીદ્વાર પ્રા. સરખો અખત્યાર, પરંતુ કચ્છ–માંડવી વાળા ગુંસાઇ મહારાજ પાસે રહેનાર તેની આફત શીતુર વખતમાં સારી સહાયતા વળી તેની આસ્થા અધીક હોઇ સેવા વીગેરે પણ ઘણી કરે–એટલે પોતાના નેગ સારૂ ફરીથી એ મંદીર ઇ ગોસ્વામીના ઘર હથુજ બંધાય તે વિના બીજા કોઇને કરવા ન દેવું એમ ધારી કચ્છ–માંડવીવાળાં વહુજી મહારાજે પોતાનાં માણસો બેટ મોકલતાં તેઓએ દુવાઇ દઈ જામના માણસને અટકાયત કરી. આ પ્રા. દુરતરફથી મમતા મમતીને લીધે મંદીર નવેસર કરવાનું કામ બંધ પડી જતાં એ કીસ્સાની ખબર વડોદરે ગયાથી શ્રી. ગાયકવાડ સરકારેજ તે મંદીરો પોતા તરફથી બાંધવાં એમ ઠરાવી નાના સા. જે બાર્ટન સા. પાસે તેજુરી કામ

ઉપર હતા તેના ઉપર વડોદરેથી હુકમ લખાઈ આવતાં તેણે નાના ઘાસકટ્ટણી નામનો કારકુન હતો તેને ખેટ મોકલી મંદીર શ્રી. સરકાર ખર્ચે બંધાવવાં શરૂ કર્યાં.

# પ્રકરણ ૫

## સંવત ૧૯૧૬-૧૭

### વાઘેરોએ કોડીનાર લુંટયું-વૃજદાસ નાશક ત્ર્યંબક યાત્રાએ ગયા-અદાવતીઓએ અનતજીભાઇને ભોળવી કરેલી ખટપટ.

સંવત ૧૯૧૫ ને શીતકાળેથી કલ્યાણરાયના પગો ગોઠણ સુધી અકડાઇ જઇ હીંડી ન શકે તેવું થઇ આવતાં તે ભેળો જ્વર પરાભવ પણ રહે. તે પ્રા. સોળના શીતકાળે પણ કસર થઈ આવેલ તોએ પંડ્ય કહણ તે સા. સ્વારીમાં ભેળા રહી કામ ચલાવે ગયા.

આ વર્ષે ( સં. ૧૯૧૬ ) બાર સા. વિલાયત જતાં ફોર્બસ સા. આકટીંગ એજંટ નીમાઇ આવ્યા. તેણે જુનાગઢ જઇ ખુદા. નવાબ સા. ની ઇચ્છા પ્રા. અનંતજીભાઇનો કારભાર મોકુફ કરી ડુંગરશી શેઠને કારભારી તરીકે રાખ્યા. તે વખતે સાહેબે સોળ વરસ સુધી અનતજીભાઇએ કામ કીધું તે બા. તકરાર નથી એવું નવાબ સા. ફારકતી ખત લખી આપે તથા રાજ્યે અનતજીભા- ઇને ઝાંપોદડ ગામ ઇનામ તરીકે તથા બાગ પાલખી વી. જે

આપેલ તે બહાલ એમ આહુરમત સરકાર વિદ્યમાને ઠરાવ કરાવી, અનતજીભાઇને મકાને સાહેબે આવી, કચેરી કરી તેને યથા યોગ્ય સન્માન આપ્યું. પછી તેજ ઉનાળે ફ્રારબસ સા. તો જજ તરીકે નીમાતાં સુરત ગયા.

ચૈત્ર બેસતાં રઘુનાથરાયની નાની પુત્રી ગંગા ગુજરી ગયાં તેથી તે ઘર આગળ જુનાગઢ રોકાયેલ ત્યાં કલ્યાણરાય, સા. સુરત ગયા એટલે, હટકટે આવી બે ત્રણ રાત રહી રાજકોટ ગયા બાદ બીજું ગજબનું દુ:ખ એ આવી પડયું કે ભગવતીદાસની વચલી પુત્રી જેશંકર બુચના પુત્ર વેરે પરણાવેલ તે જામાત્ર જેઠ માસે ગુજરી ગયા એટલે વૃજદાસ પણ જુનાગઢ આવ્યા તથા પંચ રાત્ર રહી તે તથા રઘુનાથરાય વૃષ્ટિ શરૂ તોએ રાજકોટ ગયા. ત્યાં ઋતુ બદલ્યા પછી ઉનાળે કલ્યણારાયનું શરીર પણ માર્ગે આવેલ તેથી તે વર્ષે બે આસુ હોઇ કથાપુરાણ સ્નાન, દાન નીયમ કલ્યાણરાયે વિશેષ અને સહુએ જત્જાસંપત યથાયોગ્ય કીધેલ.

આજ મહીને જોધા માણેક વીગેરે વાઘેરોની ટોળી ગીરમાં જઈ રહેલ તેણે શ્રી. સરકારનો મહાલ ખુદ કોડીનાર તેના કીલા ઉપર ચઢી અંદર ઉતરી, સીબંદીનાં હથીયાર મુકાવી કોટ પોતા વસુ કરી, ગામના સારા શાહુકારોની દુકાંનો તથા રૈયતી ઘરો લુંટી, ઘણો માલ ને દ્રવ્ય લઇ ગયા. આ ખબર મળતાં ઓખેથી બાર્ટન સા. ને પંડયે આવી તજવીજ કરવા વડોદરેથી હુકમ આવતાં સાહેબે બેમાંથી એક, મજમુંદારને અમરેલી જીલે આવી હાજર રહેવા ઓખેથીજ રાજકોટ શોર્ટ સા. ઉપર પત્ર લખી પોતે લાગલા અમરેલી રવાના થયા.

આ અરસામાં અમરેલીની મામલત, સોળ સાલના ચોમાસામાં મીર સા. વડોદરે ગયેલ ત્યાં માંદા થઇ ગુજરતાં, સાક્ષાત્ ફેરવી તો નહિ કારણ કોડીનાર વાઘેરોએ લુંટતાં નુકશાન થયેલ તેની ચોકસી કર્યા બાદ મહાલ બદલો કરી દેસાઇને આપવો એમ ઠરેલું તેથી ચોકસી સારૂ તથા એટનાં નવાં મંદીર તૈયાર થવા આવેલ તેમાં શ્રી ઠાકુરજીને પધરાવવા સારૂ ગણપતરાવ બાપુને શ્રી. સરકાર તરફે મોકલ્યા. આ ગણપતરાવ ઓખાવાળા નાના સા. ના ભાઇ થાય તથા ઓખાવાળા રાજારામે નાનાને મજમુંદાર વિરૂધ્ધ કરી મુકયાથી તેણે પોતાના બંધુ ગણપતરાવને નાલેશ જેવું લખતાં તેને ચીન રોષ તો આવેલ તેમાં દેશાઇનું મળવું થયું એટલે શી કસર રહે તેથી આવતાંજ મજમુંદાર ઉપર સખ્ત મામલો—એવું મહેતાઓના પત્રથી જાણ્યું. બાપુએ મહેતાને કહ્યું કે રઘુનાથરાયને લખીને અમરેલી તેડાવો, તે અગાઉ બાર્ટન સાહેબે તો મજમુંદારને તેડાવેલ એટલે વૃજદાસને પગ તળે કાવાનો પાલો કચરાતાં પડી જઇ પગે ઘણી જરબ આવી ગયાથી રઘુનાથરાય અમરેલી ગયા તો બાર્ટન સા. તથા બાપુ ધારી તરફ વિદાય થઇ ગયેલા એટલે લાગલા પોતે પણ ત્યાં જઇ પોતા. રઘુનાથરાયને ચંદ રોજ સંવત ૧૮૮૯ માં બાપુ સાથે ભેળા રહેવાનો પ્રસંગ આવેલ, વળી સારૂ વર્તન દેખે એટલે સાવ હાડય શી રીતે જવાય તેથી એક બે વાર એકાંતે બાપુને મળવું થાતાં તેણે ધોખો કર્યો કે પોતાના ભાઇ ઓખાઆને શ્રી. સરકાર સંબુનમાં આવી ગયા તે તમે મજમુંદાર અંસારા અંગી હોઇ વડોદરે ખાનગી રીતે મને લખી ચેતાવવો તો

હતો વીગેરે પણ આખરે તે ઉમદું માણસ તે રહેતે રહેતે રઘુ-નાથરાયની યોગ્યતા પ્રા. સહુ વચ્ચે સારી ખાતર રાખવા લાગ્યા.

સંવત ૧૯૧૭ ના કાર્તીકમાં ત્યારબાદ **બાર્ટન સા., બાપુ વીગેરે કોડીનાર જતાં મજમુંદાર કામનું મનુષ્ય લેખી** બાપુ, રઘુનાથરાયને ધારીમાં ખરચુના પરાભવની બીમારી થઇ આવેલ છતાં, તેને ભેગા લઇ ગયા તથા ત્યાં જે જે લોકો વાઘેરોને આદરઆપી લુંટવામાં સામેલ તેના ઇકરાર પુરશીશનું ઘણું કામ ચાલ્યું. પછી ધારી પાછા આવતાં બાર્ટન સાહેબે સરસીયાનો માથલો નજરે જેવા ઇછા કરતાં બાપુ તથા રઘુનાથરાય પણ તપાસ અર્થે ભેગા ગયા. કાંઈ પોંતાની મતલબનું કહે ત્યારે **શ્રી. સરકાર તરફનું મજમુંદાર વાસ્તવીક ગળે ઉતારે તે નજરે જેવાથી સા. ને સરસીયાવાળાનું** કુડ **વસતાં** તેને કહેવાનું તે કહેતાં કસર ન રાખી. એ બધું પ્રત્યક્ષ દેખી, દેસાઇ મારમાર કરે છે તોપણ **મજમુંદાર અંગ ન ઝાલતાં શ્રી. સરકાર કામમાં ઈમાન પુર્વક ચાકરી બરાબર કરે છે એમ બાપુને વચાથી તેણે રઘુનાથરાયને કહ્યું કે તમે તો કરો પણ તમારાં માણસોમાં પણ મણા નહિ**—આમ ઉપરથી મમતા દેખાડે પણ ૪ વરસ દેસાઇની મુખત્યારીનું તેમાં તેઓ તેની મરજી વગર કાંઇ કરી શકે નહિ. પછી સાહેબે અનતજીભાઇને તેડાવતાં ઈ જેહસુર સુધ્ધાં આવતાં તેનો પણ નીકાલ કાઢી, સાહેબ તો ઓખે ગયા.

આ વખતે બાપુ તથા દેસાઇએ ઘણી ખાતરદારી કરી અન-તજીભાઇને મેળવી લઈ, જુનાગઢવાળા નાહક ભાડેર-ભલગામનો

દાવો ચલવે છે તે આ. સુધારી આપી શ્રી. સરકાર ચાકરી કરી દેખાડો તો શ્રી. સરકારમાં સમાસ કરી આપીએ-એવો લોભ દેખાડતાં, અનતજીભાઇએ પોતાના વકીલ છકારને અમરેલી પંચ-મહાલ પોતાને ઇજારે મળે એવી તજવીજ કરવા વડોદરે મોક-લેલ તેમા આ દેસાઈ વી. મદદગાર થશે એ લાલચે-રઘુનાથરાય સાથે ઘરવટ જેવો સંબંધ તે પોસે હતા છતાં તેને પણ અજા-ણમાં રાખી, અનતજીભાઇએ ભુલથાપ ખાઈ ભાડેરના કામમાં શ્રી. સરકાર ચાકરી કરી દેખાડવી એવું કબુલતનું દસ્તાવેજ શ્રી. સરકારમાં કરી આપ્યું. પછી તે લઇ લાગલા દેશાઇ તથા આબા વડોદરે ગયા અને કારભારીને મળી તેની પાસે હકીકત જાહેર કરી કે ભલગામની ચાકરી કરી દેખાડવા બદલ તેને ( અનતજીભાઇને ) રાજકોટની વીકાલત સોંપવાનું આશ્વાસન દઇ આવ્યા છીએ એમ કહી દસ્તાવેજ બતાવતાં, કારભારીએ અનતજીભાઇના વકીલને બોલાવી ફરમાવ્યું કે તમારા યજમાનને સુખેથી તેડાવો તથા જે વાત તેણે કીધી તે પ્રા. આંહી સન્માન થશે. આ ઉપરથી છકારે અનતજીભાઇને કચવાઇને લખ્યું કે-આંહી રેસીડેંટ સા. મારફત અમરેલી પંચમહાલની મામલત તમને મળે એવી શ્રી. સરકારમાં તજવીજ કરતાં વાઘેરના ફીતુરને લઇ બંદુબસ્ત ઠીક રાખે તો સા. ને વચમાં રાખી મહાલ આપણને શ્રી. સરકાર સોંપે-એમ વાત ચાલે છે, ત્યાં મને જણાવ્યા વગર પરબાર્યું આ શું કીધું ! તો પણ તમે પંડે આવો તો હજુ પણ નફા પડતી વાત થઇ આવે-આ પ્રા. કાગળ અનતજીભાઇને ભાવનગર મુકામે મળ્યો કારણ કે તે તથા વ્રજદાસ, દુલેરાય

વીગેરે; બાર સા. રજા પુરી થતાં વીલાયતથી મુંબઇ ઉતરી ઘોઘે આવતાં, શોર્ટ સા. ની સ્વારી ભેગા સ્હામા ભાવનગર ગયેલ.

આજ અરસામાં વૃજદાસને પણ વડોદરાના મજમુંદારી મહેતાનો પત્ર મળ્યો કે—અનતજીભાઇએ ભલગામના કામમાં શ્રી. સરકાર ચાકરી કરી આપવાની કબુલત લખી આપતાં તેને શ્રી. સરકારથી ચાલુ નીમનોક કરી આપે અને રાજકોટની વીકાલતનું કામ અનતજીભાઇ સંભાળે—એ પરિયાણ કરવા દેસાઇ તથા આબા આંહી આવ્યા છે એમ સંભળાય છે. આ પ્રા. જ્યારે ભાવનગર મુકામે વાત બહાર આવી ત્યારે અનતજીભાઇ પાસે નરસીંહપ્રસાદ બુચ તથા નીહાલચંદ, જે તેના મળતા અને અંગી હતા, તેને રૂબરૂ રાખી વૃજદાસે ધોખો કર્યો કે—અમારો તમારો વિરૂધ વિના નેગ તે ઉપર ન જોઇ, તમે તે કામ ઉપર તાકયા હો તો કેવળ અમ સામે દગો કીધો વીગેરે કહી, પોતાને ગોદાવરી—પંઢરપુર સિંહસ્થગુરૂ સબબ યાત્રાએ જવું હતું તેથી અનતજીભાઇના આગ્રહથી વડોદરા સુધી તેની ભેળા મુસાફરી કરવાનું પરિયાણ કરેલ તે માંડી વાળ્યું અને ઉપરની તમામ વિગત રઘુનાથરાયને લખી જણવી-એટલે અનતજીભાઇએ નરસિંહપ્રસાદ તથા નિહાલચંદને વૃજદાસ પાસે મોકલી ખાતરી કરતાં, તેનો ભરૂસો તો ન પડે પણ તેના સથવારે જવા વ્રજદાસે પાછું કબુલ કર્યું.

**બાર સા. રજા ઉપરથી આવતાં રઘુનાથરાય મળવા ગયા—અનતજીભાઈ સાથે દીલ ખુલાસે વાતચીત—અનતજીભાઈને પાગાહ પાલખીનાં મળેલ ઈનામ.**

બાર સા. ઘણે દહાડે વિલાયતથી આવેલ તેને મળવા રઘુ-

નાથરાયે રજા માગતાં બાપુએ કહ્યું જે ફાગણમાં નવા મંદીરમાં શ્રી. બેટપતિને પધરાવવાનું મુહુર્ત હોઇ માહમાં પોતાને દ્વારકાં જવું છે તે અગાઉ સા. પાસેથી રજા લઈ પાછા આવજો કારણ તમને દ્વારકાં તેડી જવા છે. આથી એ કેવળ શ્રી ઇષ્ટદેવની પ્રેરણા ને બાપુનો ઉપકાર લેખી રજા લઇ જતાં, રસ્તામાં વૃજદાસનો કાગળ મળ્યો કે પોતે, અનતજીભાઇના આગ્રહથી તે વડોદરે જાય છે તેના ભેગા, વડોદરે સુધી સાથ પુરવા ધાર્યું છે તે વળા ઉપર થઈ સહુ જશું. આ વખતે વળા અનંતજીભાઇને ત્યાં ઈજારે હતું તથા કામદાર તરીકે ત્યાં જાદવરાય વિઠલજી ( વૃજદાસના દોહીત્ર ) હતા. આ પત્ર મળતાં રઘુનાથરાય પણ વળા રસ્તે જતાં વળે વૃજદાસ તથા અનતજીભાઇને મળ્યા ને બે દીવસ રહી, છુટા પડી, બાર સા. નું મુકામ શીહોર હતું ત્યાં રઘુનાથરાય જઈ પોતા તથા દુલેરાય સા. સ્વારીમાં ભેળા હતા તેની સાથે ઉતર્યા. કલ્યાંણરાયને તો શીતકાળે બે વરસથી થઈ આવતું તેમ પગે કસર જણાયાથી સ્વારીમાં ન ફરતાં, તે રાજકોટ ચીરંજીવ સાથે રહેલ. ત્યારબાદ સા. ની ભેટ લેતાં નામ. ગવર્નર સા. અમદાવાદથી ભાવનગર થઇ ઘોઘા રસ્તે મુંબઇ જનાર હતા તેથી ત્યાં સુધી રઘુનાથરાયને રોકાવા ફરમાવ્યાથી તે રોકાણા. પછી તો ત્યાં કલ્યાણરાય પણ શરીરે કસર છતાં, ગવર્નર સા. આવવાનું જાણી, આવી પોંચ્યા.

ગવર્નર સા. આવવા પહેલાં બે દી અગાઉ બાર સા., સહુ કચેરી મંડળને સાથે લઈ, ભાવનગર ગયા. પછી ગવર્નર સા. પધારતાં રાજા રાણા કચેરી મંડળ વીગેરે જે મળવા આવેલ

તેની એક મીજલસ કીધી તેમાં કચેરી મંડળ સાથે આબરૂદાર લોકોમાં ફક્ત મજમુંદાર રઘુનાથરાય તથા મણીશંકર વૈદ્યને યથા યોગ્યપણે મુલાજમત હાંસીલ થઈ. પછી ગવર્નર સા. સીધાવતાં બાર સા. વીગેરે મંડળ શીહોર પાછું આવ્યું ત્યાં કાસદ સાથે બાપુનો પત્ર જલદી વળવાનો આવતાં, 'દ્વારકાં જવું તે પર તાલુકાવાળા સરકાર શીરસ્તા પ્રા. વાટે પૈસા લઈ ગાડાં ઘાસ લકડી ઇત્યાદી આપે તેમાં મદદગારી સારૂ એક કાળા ડગલાનો સ્વાર આપો'—એમ બાપુ તરફથી બાર સા. ને અરજ કરતાં, રેસીડેંટ સા. ના દાખલા વગર ન આપી શકાય એવું ધોરણ તો પણ, નીદાન પોતે રઘુનાથરાય ઉપર કૃપા કરી મહેરબાનીથી અર્જ મંજુર રાખી એ પ્રા. સ્વારને રઘુનાથરાય સાથે જવા હુકમ આપી, પાસે નગર ગોંડળના વકીલ હાજર હતા તેને પણ તે પ્રા. તજવીજ રાખવા ફરમાવી રઘુનાથરાયને રજા આપી એટલે વિદાય થઇ દ્વારકાં જવા માટે પ્રયાણ કરવાના મુહુર્ત અગાઉ અમરેલી જઇ પોતા.

આ અરસામાં વ્રજદાસ તથા અનતજીભાઇ વડોદરે જતાં, જેવી ઉમેદે અનતજીભાઇ આવેલ તે પ્રા. મહાલની સોંપણ તો બીલકુલ ન થઇ, પણ ભાડેર સંબંધે જુનાગઢનો દાવો ન ચાલી શકે એવી ચાકરી કરી દેખાડવાનું હજુરમાં ખત કરી આપતાં અનતજીભાઇને મીર સાહેબે અગાઉ ૧૫ સ્વાર મહાલમાં કરી આપેલ તે ઉપરાંત બીજા પંદર સ્વાર વધારે કરી, તેમાં નગારૂં નીશાન નવેસર કરી આપી, તે શીવાય પાલખીનું ઇનામ તેના સરકાર લેખ પત્ર કરી દઇ, તેને કાઠીયાવાડ જવા રજા આપી.

પછી વૃજદાસ રજા લઈ ગોદાવરી યાત્રાએ જતાં મુંબઇમાં તેણે પણ ફુરસતેથી ગવર્નર સા. ની મુલાજમત હાંસીલ કીધી.

## શ્રી બેટમાં નવાં મંદીરોમાં શ્રી બેટપતીનું વિરાજમાન થવું–તે પ્રસંગ ઉપર રઘુનાથરાયની ત્યાં હાજરી.

બાપુ સા. દ્વારકાં જવાની તૈયારી કરતા હતા તે દરમ્યાન જુનાગઢનાં ચાહેતીણુ, જેને રાજની કુલ અખત્યારી હતી, તે કોઇ કારણસર કયાંઇક ગયેલ ત્યાંથી પાછા ફરતાં અમરેલી આવેલાં ત્યારે બાપુએ તેની બહુ ખાતર બરદાસ્ત કીધી. પછી અમરેલીથી વિદાય થવા વખતે તેણીએ કહેલ કે બાપુએ દ્વારકાં જતાં રસ્તામાં પ્રથમ જુનાગઢ આવવું જોશે તથા તે પ્રા. જુનાગઢ જઇ ખાસ માણસો પણ આગ્રહ માટે મોકલતાં, સંવત ૧૯૧૭ ના મહા સુદ દસને દ્વારકાં જવાનું મુહુર્ત તે દહાડે પ્રયાણ કરી, બાપુ, રઘુનાથરાય વીગેરે સર્વ મંડળ પ્રથમ ગીરનાર યાત્રાએ જુનાગઢ ગયું. ખુદા. નવાબ સાહેબે સર્વને આઠ દી રોકી, જયાફત મીજમાની વીગેરે બરદાસ્ત કરતાં, યાત્રા પુરી થયે બાપુ વીગેરેએ રજા લઈ કુચ કરતાં શીવરાત્રીને દહાડે સહુ દ્વારકાં પોહતા. બાપુએ સાક્ષર વિપ્રો વડોદરેથી તેડાવી અગાઉથી દ્વારકાં મોકલેલ. વળી ત્યાં ટીકરા સ્વામી હોઇ તેને પણ શ્રી ઠાકોરજી પધરાવવા વિશે સલાહમાં લેવાનું ધાર્યું હશે પણ ઇ પ્રભુ પોતે સ્વતંત્ર–તે નિજેછાથી શ્રી વલ્લભકુળ માથે બીરાજે છે તેમાં બીજાનું કીધું કાંઈ થઈ શકે તેવું નહિ તેથી હજુ બીજા સ્વરૂપોને તેડાવેલ તે આવી પહોંચેલ નહિ, ફકત બાપુની વિન્તીથી અમરેલીવાળા શ્રી. ગોસ્વામી સહ પરિવાર અગાઉથી ત્યાં ગયેલ. તેણે ઉપર લખી વાતો સાંભળી,

ચાલી નીસરવાનું કરતાં ફાગણ સુદ પડવાને દીવસ રઘુનાથરાયને સાથે લઇ બાપુએ બેટ જઇ, જેમ સહુ વલ્લભ કુળની ધારણા તથા તેઓની મરજી તેમ ધાટે શ્રીને પધરાવવાનું કરશું—એ રીતે મહારાજશ્રીની ખાત્રી કરી, પોતા સાથે દક્ષીણી વિપ્રો હતા તેને સમજાવી કહ્યું કે તે ઠાકોર કાંઇ આપણે હાથ આવી આપણાથી તેને અંગે અભિષેક થઇ શકે તેવું નહિં, તેનું વિધાન જેમ તેનો શાસ્ત્ર શીરસ્તો તે પ્રા. શ્રી વલ્લભ કુળ કરનાર છે. પછી તે વાતની શાંતિ સારૂ કુંડ—મંડપાદી તે વિપ્રોએ પણ કોટમાં નીરાળું કરી, તે ખાતે સહુ વરી, ઇશ્વર પરાયણ જલ આદી લઇ તે ઉપર સર્વ અનુષ્ઠાન કર્યું. પછી તો માંડવીથી ત્યાંવાળાં વહુજી, કોટાના શ્રી મથુરેશજીના ટીકાયતનાં વહુજી તથા લાલા સહીત તથા નગર જુનાગઢથી શ્રી. મગનલાલજી તથા વૃજનાથજી વહુ બેટીલાલો સુધ્ધાંત તક ઉપર અગાઉ સહુ આવી પોચતાં ફાગણ સુદ ૭ સાતમે શ્રી. બેટપતી પોતે, સહુ સ્વરૂપ સહીત, મુહુર્ત પોચે પોતાના મંદીરોમાં બીરાજમાન થયા. ઇ ઉછરંગ—સમારંભ, જુજવા ગોસ્વામીના સામટાં સ્વરૂપો, સેવા દર્શનનાં અપુર્વ સુખ—તેનો વિસ્તાર શો શો લખ્યામાં આવે. શ્રી ગાયકવાડ સરકારે તે સમે દેશી પરદેશી જે કોઇ યાત્રાએ આવે તેના કર વીગેરેની માફી અગાઉથી દેશાવરમાં સંભળાવી રાખેલ તે ઉપરથી ઘણું માણસ આવી ભેળું થયેલ.

### કલ્યાણરાયનો મંદવાડ અને અવસાન.

રઘુનાથરાયને શ્રી ઠાકોરજી નવા મંદીરમાં પધાર્યા પછી ભારે મંદવાડનો ઝોળો આવ્યો પણ દૈવયોગે તે વખતે દેહપાત

જેવું થઇ આવ્યા છતાં કાંઇ ન થયું. તેની આવી સ્થીતિ જોઇ બાપુએ શ્હેર જવા રજા આપતાં તે મીયાનાની સ્વારીએ ચૈત્ર સુદ પડવે જુનાગઢ જવા નીકળ્યા. બીજી તરફ કલ્યાણરાયને હમેશ ઋતુ બદલાઇ ગરમીના દી થયે પગે તથા શરીરે સુખ થઈ આવતું તેવી વળતર આ વર્ષ ન થાતાં, સા. સ્વારીમાં તાણીતુસી ચાકરી ભરતાં, શાહોરથી કુચ થયા બાદ કેટલુંક પાલીતાણે રહી ત્યાંથી ઉના નજીક રાજપરે દરીયા કાંઠે થઇ વેરાવળ આવી સા સ્વારીએ સીડીયા મુકામ કર્યું. ત્યાંથી સાહેબે કલ્યાણરાયને ખુદા. નવાબ સા. ને તેડવા જુનાગઢ મોકલેલ તે હજુ જુનાગઢમાં હતા ત્યાંજ રઘુનાથરાય પણ બેટથી આવી દાખલ થતાં તેના સ્હામા નરસીંહ મ્હેતાના ચોરા સુધી કલ્યાણરાય આવેલ ત્યારે તેની દેહદીશા જોઇ રઘુનાથરાયના તો હોસ ઉડી ગયા. પછી નવાબ સા. સાથે પાછું વેરાવળ જવા કલ્યાણરાયે તૈયારી કરી ત્યારે રઘુનાથરાયે તો તેને એવી તબીયતે જવા ના પાડી પણ તેમ કરે તો ખુદા. નવાબ સા. નાખુસ એવું દેખી, કલ્યાણરાય છેક શરીરે પણ સાથે વેરાવળ ગયા. પછી ખુદા. નવાબ સા. ને તેની મા સુલ્તાં સા. સાથે યથાર્થ ધારે મુલાકાત થઇ પ્રસન્નતામાં તે જુનાગઢ સીધાવ્યા બાદ સાહેબે કલ્યાણરાયની પુરી અશકતતા જોઇ, મોટાં જરૂર કામ પ્રસંગે માત્ર સા. પાસે આવવું—બાકી શરીરની પુરી દુરસ્તી થાતાં સુધી ઘર આગળ કે મરજી પડે ત્યાં હવા કે દવા માટે જવા ફરમાવી રજા આપતાં તે પણ જુનાગઢ આવ્યાનંતર તેને તાવ તથા જંગલનો પરાભવ એકદમ થઇ આવી ઉપાય થયા તે કીધા પણ કશું કારગર ન થાતાં સંવત

૧૯૧૭ ના વૈશાક સુદ ૭ ગુરૂવારે કલ્યાણરાયે વૈંકુઠવાસ કર્યો.

ઉપરના ખબર સાંભળી ઇંગ્રેજ લોક પોતાના સગાનો પણ ખુલો અફસોસ નથી કરતા તે સાહેબે પ્રત્યક્ષ ઉદાસી જણાવી—એવી કલ્યાણરાયની ઉપરી લોક તરફ રહેણી કરણી હતી. રાજકોટ કચેરી ખાતા માંહેલી ઘણી ખરી આસામીઓ મુંબઇ સરકાર સુધી બદનામી પામેલ તેવા સમયમાં પણ સહુ ઉપર કલ્યાણરાયને તેજુરીથી માંડી દફતરદારનો મોટો દરજ્જો મળ્યો ત્યાં સુધીમાં કશી બદનામી ક્યાંઇથી સાંભળવામાં નહિ કે પાસે રહી કામ ચલવે તેમાં સાહેબ લોકોને પણ તેનો કશો ગેર ઘાટ નજરમાં ન આવ્યાથી તેનો ભરૂસો ઉજળા લોક પ્રા. જ હોઇ, ખુલાસે પેટ આપી સાહેબો એકાંતે તેની સલાહ લે અને કોઇ એવા તેવા કામ પ્રસંગે પણ તેને દુર ન રાખે. એના આ ગુણ લીધેજ આ. લાંગ સાહેબે રાવ બહાદુરનો ઇલકાબ તેને દેવા માટે સને ૧૮૫૯ માં મુંબઇ સરકારમાં ભળામણ કરી હતી.

બીજી તરફ પોતે મોટા હોધા ઉપર છતાં કલ્યાણરાયને ગર્વનો નીશો બીલકુલ ન હતો. કામ જેનું તેનું સા. મરજી ઉપર તોએ તેમાં એની કોરની સહુને સફાઇ ભાસે ને વિશેષે કરીને માણસોને, શું કચેરીમાં કે શું ઘર આગળ, આવે તેને આદરે સતકાર સન્માન દઇ સભ્યતાથી યોગ્યતે જવાબ વાળી સંતોષ આપી વિદાય કરે.

ખુદ રઘુનાથરાય પ્રત્યે તો આગળ લખ્યું છે તેમ કલ્યાણરાયની વૃતિ રંગીલદાસના જેવીજ હતી. એટલે કે જેમ તે વકીલ બંધુ ગવરીદાસની આજ્ઞામાં રહી તેની આમન્યા ન લોપતા

તેમ કલ્યાણરાયને પણ રઘુનાથરાય જે કાંઇ કરે તેમાં કશો ઉચારજ નહિ એમ વર્તે.... ( પ્રમાણ પત્રો )

Kalliaurace Gowridas has served in this Agency for a period of sixteen years, ten as Treasurer and six as Daftardar and I have great pleasure in bearing testimony to the Zealous manner in which he has always discharged the duties entrusted to him, since I have been in charge of the Kathiawad Agency. I likewise consider him to be a highly respectable and very trustworthy man.

Camp Madhoopoor (Sd) Lang.
22 nd. April 1859 Political Agent.

---

Kaleeanraee gowridas, the Daftardar is a member of the family of the Gaekwar Mazmudars and a very respectable man. His experience in Kathiawar and the influence derived from his family position are very useful and he has by his careful attention to his duties given me every satisfaction.

Camp Gopnath (Sd.) A. K. Forbes.
12 th May 1860 Acting Political Agent

.........Kallianrai Gaoridas one of the Gaekwad Mazmudars & a most respectable member of a respectabl family, deligent and faithful in the discharge of duties as treasurer............

9 th. May 1846 (Sd) A. Malet.

---

સ્વસ્તી શ્રી જીરણુદ્રઢ સ્થાને પુજ્યરાત્રે તમોતમ પરમપુજ્ય અરચતીઆન શકલગુણુ જાણુ સરવ શુભ ઉપમા વિરાજમાન રાજેશ્રી ભાઇશ્રી ૫ રૂઘનાથરાય ગવરીદાસ શ્રી નવાનગરથી વિનતી ભગવાનજી કરમશીના ડંડવત્ વાંચજો. શમાચાર ઇ છે જે રાજેશ્રી કલ્યાણરાઅભાઇ વઇકુંઠવાસ થઆના ખબર સાંભળતાં અતીશેજ મનને વશમું લાગું તથા બહુ દલગીરી થઇ ને તે વાત ખુદાવંદ સરકારશ્રીને જાહેર થાતાં ઘણો અફસોસ કરો રાજશ્રીના પંડની તો સરકારમાં તથા ગાયકવાડ સરકારમાં તા. કાઠીઆવાડ પ્રાંતમાં ખોટ. આગળ રાજેશ્રી વૃજદાસભાઇને તથા આપને તરેહ તરેહના દારૂણ દુખ છે તેમાં આ ગજબ ઉતરો એટલે કાંએ મણા ન રહી......આપને તો દુખની શીમા થઈ છે તે ખરખરો કાગજે કેટલોક લખાય પણ નીરૂપાય વાતનો ઇલાજ નથી...**આપ** સમજુ વળી **ભગવદી છો** તે જીવને વજાતા તથા છાતી દ્રઢ રાખી હરીભાહીને બાખેશણ દેવું...સં. ૧૯૧૭ ના વઇસાક વદ ૧ શનીવાર વિનંતી ભગવાનજી કરમસીના દંડવત વાંચશો. અફસોસ હદથી જ્યાદે છે પરંતુ ઇશ્વરીછા આગળ કોઇનું જોર બળ નહિ. ( આ ભગવાનજીભાઇ નગરના દીવાન હતા. )

શ્રી

સ્વસ્તશ્રી જુનાગઢ સ્થાને શરવ શુભઉપમા સહીત રાજમાન રાજશ્રી વડીલ રૂઘનાથરાએભાઇ ગવરીદાસની સેવામાં શ્રી ભાવનગરથી વિનંતી ગવરીશંકર ઉદેશંકર તથા સંતોકરામ સેવકરામના સાષ્ટાંગ પ્રણામ. ઉપરાંત રાજેશ્રી કલાણરાએભાઇને તાવ તથા ઝાડાનું દરદ થઈ આવવાથી એકાએક......વૈકુંઠવાસ કરાના ખબર સાંભળા તેથી ઘણીજ દીલગીરી તથા અફસોસી થઈ તે કાગળમાં લખએ તેમ નથી. આપને તથા રાજેશ્રી વૃજદાસને દુખની મણા તો કોઇ વાતે નહી પરંતુ કલાણરાએભાઈનું ભવીષ થયાથી દુખરૂપી સમુદ્રમાં ડુબ્યા જેવું થઉં મગર ઇશ્વર માથે નાખે તે ઉપાડવી...આ ખબર સાંભળી ઠાકોરશ્રીને પણ ઘણીજ નાખુશી થતાં આપના ઉપર ખરખરો લખવા ફરમાવવું મતલબ જે વાત બગડી તે સધરનાર નથી માટે સરવ તરહથી ધીરજ રાખવી. ચી. ભાઇ હરિભાઇને આસીરવાદ–તમારા માથા ઉપરથી છત્ર ઉડી ગયું તેના દુખની તમારે તો બાકી રહી નહિ પણ અમારે તેમની જાતની પુરી ખોટ તથા કાઠીઆવાડ આખામાં તેમના પંડની પુરી ખોટ પડી છે તે વાતની દીલગીરી કાગળમાં લખી શકાતી નથી...તમો સરવ વાતે સમજુ છો એટલે વધારે કલેશ નહિ કરો એજ સં. ૧૯૧૭ ના વઇસાક સુદ ૧૨ ભોમવાર

લી૦ સેવક

ગગા ઉદેશંકર તથા સંતોકરામ સેવકરામના સા. પ્ર.

( રા. અનતજીભાઇનો પત્ર છેવટના પત્રો ભેળો આપ્યો છે.)

બાર સા. પુરા કદરદાન તેણે દુલેરાયને જપ્તીની જગા હતી તે ફેરવી ફોજદારી કામ સોંપ્યું અને કલ્યાણરાયના ચિરંજીવ હરિપ્રસાદને સરકાર ખાતે બહાલ કરી જપ્તી વાલે દફતરે રાખી, બાપુભાઈ દયાશંકરને કલ્યાણરાયવાળી જગે દફતરદાર બનાવ્યા.

વડોદરે ગણેશપંત ભાઉનો કારભાર મોકુફ થતાં ગોવીંદરાવ રોડા અને ભાઉ સીંધે હથુ કારભાર શ્રી. સરકારે ચલવતાં કારભારીની તો બાપુ પર કડક નજર પણ બાપુ રૂબરૂ થાય ત્યારે શ્રી. સરકારને તેની મુરવત આવે તેથી તે પ્રા. મન માનતો બંદુબસ્ત કરી નવેસર પોતા તરફ મહાલનું કામ કાયમ કરાવવાને બાપુ વડોદરે ગયેલ તે વખતે વૃજદાસ પણ નાશીક પંઢરપુરની યાત્રા કરી ત્યાં આવ્યાથી બાપુને મળવું થતાં બાપુ અમરેલી આવ્યા ત્યારે વૃજદાસને સાથે લેતા આવેલ. પછી **ભીમકટા બાલંભા** તરફ આંડરસન સા. ચાતુર્માસે ગયેલ ત્યાં વૃજદાસને જવા હુકમ થતાં તે પણ હાજર થયાનંતર નગરનું મંડળ આવી પોંચતાં ઘણાં મુકામો સહુ ત્યાં રહી તપાસ **રજુવાત અછી તરહ થઈ તેનો જે રીપોર્ટ રેશીડેંટ સા. ને સાહેબે કર્યો તેમાં મજમુદારની જીતવટ વાકફગારીની તારીફ તથા તેઓની સફાઈ સંબંધે લખ્યું છે.**

આ વર્ષથી અમરેલીમાં ફોજદારી દીવાની કામો ચાલવા લાગ્યાં હતાં.

# પ્રકરણ ૬

## સંવત ૧૯૧૮-૧૯૨૧

## શ્રી. ખંડેરાવ મહારાજાનું અમરેલી પંચમહાલ જોવા પધારવું.

શ્રી. ખંડેરાવ મહારાજા સા. ની ખાસી સ્વારી દીવાળી બાદ સં. ૧૯૧૮ શરૂ સાલે અમરેલી પંચમહાલ જોવા દરમજલ આવતાં આંડરસન સાહેબે ભીમકટ્ટાથી આવી દામનગર જીલ્લે મુકામ રાખ્યું તથા બાર સા. પણ સરવ મંડળ સહીત ઘોઘા ભાવનગર મુલકમાં અગાઉથી ગયેલ. વૃજદાસ ભીમકટ્ટેથી જુનાગઢ આવી રઘુનાથરાયને મળ્યા અને તેને તેડી જવાનું કરતાં તેનું શરીર આપ ઉદ ન મળે, વળી વૈદ્યની પણ બહાર જવા પુરી મના એટલે દુલેરાયના ચી. જસવંતરાયને સાથે લઇ વ્રજદાસ રવાના થઇ ગઢડા મુકામે શ્રી. સરકાર સ્વારીમાં જઇ પોંચ્યા.

શ્રી. મહારાજા સા. ચાવંડ વરસડા મુકામ કરતા અમરેલીની નદીપાર કાંપ રાખેલ ત્યાં પધાર્યા. પછી ત્યાં થોડું રહી શ્રી. સરકાર સ્વારી ધારી ચલાળા ઉપર થઇ ત્યાં એક એક રાત રહી, મધ્યગીર છોડી કંઠાળ માર્ગે ઉના રસ્તે કોડીનાર ગઇ. ત્યાંથી પ્રભાસ પ્રાચી યાત્રા કરી વળતાં ફાગણ વદ ૫ નો રંગ કોડીનાર કરી, પાછી ઉના ડેડાણ રસ્તે થઈ ભાવનગરના કારભારીના આગ્રહથી કુંડલે મુકામ કરી શ્રી. સ્વારી ફરી અમરેલી આવી ત્યારે દુલેરાય તથા હરિભાઇ રજા લઇ શ્રી. સરકારનો મુજરો કરવા અમરેલી આવી

પોંચેલા. પછી શ્રી. સરકાર સ્વારી સામૈયું થઇ ડેરે દાખલ થતાં બાપુ સાહેબે **દુલેરાય તથા હરિભાઈ વિષે-ઇ બે બંધવ મજમુંદારના પુત્રો છે તથા રાજકોટ એજંસીમાં આબરૂને હોદે છે** એમ-વરદી આપતાં તે બન્નેને તેડાવી મુજરો પામતાં શ્રીમંતે પોતાના છે એવું જાણી બહુ આદર મીઠી નજરે બે ઘડી બેસારી, પોતે અરજ વિનંતી સાંભળી દીલાંસે વાતો કરી રજા આપી. ત્યારબાદ કૃપા કરી શ્રી. મહારાજાએ પોતે મજમુંદારને ઉતારે પધારી સનાથ કીધા અને ઉભયતા બંધવને જરકોરના કીમતી ભારે શાલ જોટા તથા પાઘડીઓના પ્રસન્નતાથી પોશાક આપી વિદાય દેતાં તેઓ સા. સ્વારીમાં પોચી ગયા.

શ્રી. સરકાર સ્વારી તે પછી અમરેલીથી વડોદરા તરફ કુચ થઇ ચાવંડ પોચી ત્યાં બાર સા. કચેરી મંડળ સહ મળવા આવેલ ત્યારે પણ આ **બે બંધવ ( દુલેરાય વી. )** સાથે હોઇ, સા. ગયા પછી એક રાત વૃજદાસ ભેળા રહી, ફરીને શ્રી. સરકાર હજુર રજા લેવા જતાં પાસે અછી તરહથી બેસારી કેટલીક ધણીપણાની મમતા પુર્વક સલાહની રૂપે શીખામણ દઇ, બહુ દીલાસા આશ્વાસનથી જ્યારે હરદોએ પગમાં માથુ મુકી રજા લીધી ત્યારે પોતાનો હાથ માથે મુકી વિદાય કર્યાં.

વૃજદાસ આ બધો વખત શ્રી. સરકાર સ્વારી ભેગાજ હોઇ તેણે જ્યારે સાંભળ્યું કે અનતજીભાઇમાં ન ફાવ્યાથી અદાવતી લોકો ફરીને આ તકે રાજકોટ વીકાલતની સનદ કૃષ્ણરાવને નામે કરવા માગે છે ત્યારે તેણે વણી તરહથી અરજ કરી તથા ખુદ આંડરસન સા. ને પણ જ્યારે એ વાતની ખબર

પડી ત્યારે પોતા પાસે ગોવીંદરાવ રોડયા દીવાન જે રોજ જાય આવે તેને સાહેબે કહ્યું કે મજમુંદાર તમારા જુના વાકફગાર છે તેને બદલી જે શખસનો બંગલો રાજકોટથી બંધ છે તે કૃષ્ણરાવને વીકાલત સોંપો છો તે ઠીક નહિ એટલે દીવાને કહ્યું કે આ ખટપટ મહાલવાળા કરતા હશે પણ હજી શ્રી. સરકાર સુધી એ વાત આવી નથી. પછી ગોવિંદરાવ રોડયા શ્રી. સયાજી મહારાજા વખતનું જુનું માણસ હોઇ તેના જાણવામાં સર્વ મામલો તેથી તેણે મજમુંદારનો પક્ષ લઈ શ્રી. સરકારને વાકફ કરી મજમુંદાર તરફ વીકાલતી કામ તો બહાલ રખાવ્યું. બાકી તો સંવત ૧૯૧૭ તથા સંવત ૧૯૧૮ સાલે અદાવતીઓએ ખટપટથી મજમુંદારના મહાલે મહાલમાં જે જે સીગા દરક વીગેરે હતા તે પુરા ન પતવા દઈ મજમુંદારને મુંઝવેલ તેના ખુલાસા વિષે અરજ કરતાં ધોળકા સુધી વ્રજદાસને ભેળા લઇ ચાલતે મુકામે અરજીઓ વાંચી તે નીચે હજુરી શેરા તો ઠીક કરાવી આપ્યા.

ધોળકેથી વ્રજદાસને શાલજોટાનો પોશાક આપી સ્વારીમાંથી વિદાય મળતાં શીયાનગર, લુવારા, દામનગર ઉપર થઇ અમરેલી આવ્યા અને ત્યાંથી કોડીનારના બંદીરની દુરસ્તી વિષે શ્રી. મહારાજા સાહેબે ફરમાવેલ તેનું જેવા તપાસવા બાપુ, આંડરસન સા. તે તરફ ઉનાળે જતાં વ્રજદાસ પણ તેની હાજરી ભરવા કોડીનાર ગયા.

રઘુનાથરાય તો ના દુરસ્ત તબીયતને લઇ જુનાગઢ હતા તેને પણ જેઠ માસથી કંઈ કંઇ શરીર વળી માર્ગે આવતા

લાગેલ. આ વખતે જુનાગઢમાં ખુદા. નવાબ સા. મુખ્યત્વે પોતાની મા નાજુબીબી અને તેની પાસે ફરદમફાર ચાહેતીબુ હતાં તેની સલાહે કામ ચલવતાં પાસે કારભારી તરીકે કેશવજી ઠકર લુહાણા હતા. ત્યારબાદ નવાબ સા. ના દીલને કાંઈ પોતાનાં માતુશ્રી તથા ચાહેતીબુ તર્ફે વ્હેમ વિચાર આવ્યાથી બાહુદીનભાઇ વી૦ ને સાથે લઇ વંથળી કોલસન સા. પાસે જઇ બેસતાં, તે વીગત તેણે બાર સા. ને લખ્યા, ઉપરથી બાર સા. રૂબરૂ મળી ખાત્રી કરવા છડી સ્વારીએ જુનાગઢ આવી નવાબ સા. ની મુલાકાત લઇ, ૨–૩ દી રહી તુર્ત સીધાવ્યા. ત્યારબાદ નવાબ સાહેબે ચાહેતીબુને રજા આપી, કેશવજી ઠકરનું કામ મોકુફ કરી, પાસે બાહુદીનભાઇ તથા સાલેહીંદી તથા ગોકુળજી ઝાલા વીગેરે જે કામ કરનાર હતા તે બધા બહાલ રહેતાં, રાજકોટ તરફના કામની સુપર્દ અનતજીભાઇને થઇ તથા દોલતની સલાહમાં પણ એ ખરા–આ પ્રા. જુનાગઢનું તંત્ર ગોઠવાયું, પણ આ ખટપટમાં બાર સાહેબે ભાગ લઇ જુનાગઢના ખાસગી કામમાં હાથ નાંખ્યો વીગેરે કારણે નામ. ગવર્નર સાહેબે તેને બેસવતાં આકટીંગ દરજ્જે આંડરસન સા. એજંટ થયા.

## શ્રી. ખંડેરાવ મહારાજાની સ્વારી કડી મહાલ જોવા પધારી–મજમુદારની ચાકરીની કદર.

તે પછી શ્રાવણ માસમાં અમરેલી ને પર તાલુકાના પરસ્પર દાવા વી. કામ તપાસવા લૅા સાહેબે કમાવીસદાર બાપુ સા. ને જાતે રાજકોટ આવવા લખતાં સાથે વૃજદાસ વીગેરે મંડળીને લઈ તે ગયા. આ વખ્તે આવી શકાય તો જરૂર આવવા

બાપુની તાકીદ ઉપર તાકીદ આવતાં રઘુનાથરાય મીયાનાની સ્વા-રીએ રાજકોટ હાજર થયા બાદ ત્યાં બાપુ આસુ લગી રહ્યા. પછી શ્રી. સરકાર સ્વારી કાર્તકમાં કડી પાટણ વી. મહાલમાં જવાના ખબર પડતાં, દશેરા ઉપર અમરેલી જવા ટાણે રઘુનાથરાય તથા વૃજદાસની હાજરબાસી વાકફગીરી તથા શ્રી. સરકાર ચાકરીનો મામલો અને મેહનત બાપુએ પોતે નજરે જોયેલ તેથી મજમુંદારને. ઘણું આશ્વાસનથી કહ્યું જે મારે શ્રી. સરકાર સ્વારી સાથે જવું છે. ત્યાં તમને તેડાવી તમારાં જે જે કામ હશે તેના ખુલાસા કરી આપીશ-એમ બોલી સીધાવ્યાનંતર અમરેલી પોંચી ત્યાં પણ બહુ ન રોકાતાં તે વડોદરે ગયા.

સં. ૧૯૧૯ સાલ શરૂ થયા બાદ શ્રી. સરકાર સ્વારી કડી પાટણ મહાલ જોવા સીધાવી ત્યારે બાપુએ મજમુંદારનો મેતો જે સ્વારી સાથે હતો તેને કહ્યું કે મજમુંદારમાંથી ગમે તે એક પણ મુખી ખાસા માણસને તેડાવો એટલે પત્ર આવતાં, જાદવરા-યને સાથે લઈ વ્રજદાસ પાટણ શ્રી. સરકાર સ્વારીમાં હાજર થતાં ત્યાં જાદવરાયને જવરાદી માંદપ ઘણી થઇ આવેલ. શ્રી. સરકાર પાટણથી કડી ગયા પછી ત્યાં કેટલુંક રહી અમદાવાદ ઉપર થઇ વડોદરે આવ્યા પણ ચાલતી સ્વારીએ કંઇ કામનો ખુલાસો ન થઈ શકેલ તેથી વૃજદાસને વડોદરે આવવા બાપુએ કહ્યાથી તે પણ વડોદરે ગયાનંતર બાપુએ જેવું આશ્વાસન રાજકોટમાં આપેલ તેવું તો કાંઇ કરી ન આપતાં માત્ર સીયાનગર મહાલ સંબંધે સંવત ૧૯૧૩ માં મજમુંદારે ભાવનગર સાથે તોડ કરી, તેનો ભાગ કાઢી આબાદ કરી શ્રી. સરકારની ઉપજ વધારેલ

તેથી તે મહાલમાં રૂા. સો મજમુંદારી દરકના અને રૂા. ૪૦૦ આસામી ચાકરી બદલ એટલું મજમુંદારને કરી આપ્યું તથા પાગાહની નીમનોક છેક ટુંકી તેમાં રૂા. ૫૦૦) ને આશરે વધારી, કોડીનારમાં મજમુંદારની જમીન વાડી તે ઉપર રૂા. ૫૧) અને ગીરમાં ઇનામી ગામ રાજથળા તે ઉપર રૂા. ૫૧) ભરવા પડતા —તેની માફીનો ખુલાસો શ્રી. સયાજીરાવ મહારાજે દરસાવેલ ત્યારથી દરેક કમાવીસદાર માફીમાં પાળે જતા—તે સબંધે માફીનો શ્રી. સરકારનો લેખ પત્ર કરી દઈ વૃજદાસને રજા આપી એટલે જાદવરાયને છત્રી મીસાલ અપાવેલ તેના સાલીનાનું નામ દીવાનજીએ સો સવાસો રૂા. નું પડાવી આવ્યા પછી દેણા લેણાનો તોડ પાડી ડાકોર થઈ કાઠીઆવાડ આવ્યા.

## કીટીંજ સા. પોલી. એજંટ થઇ આવ્યા—દેશાઈજીનું અવસાન—દક્ષીણ ઉતર અમેરેકાની લડાઇને લીધે મોંઘવારી.

આ વર્ષે માગશર સુધી કન્યાગત હોઇ કલ્યાણરાયની વહુને દ્વારકાં જવા મરજી પણ ચિરંજીવી ઇંગ્રેજ ચાકર તે તક વિના રજાનું ન બોલાય તેથી રઘુનાથરાય તેને લઇ દ્વારકાં કાર્તક વદમાં પોતા તથા કન્યાગત પછી બેટ ગયા બાદ પોતાને તાવ લાગુ થાતાં તેને બે માસ રોકાવું પડયું. પછી કંઇક શરીર વળતાં દ્વારકાં થઈ ત્યાંથી પોતાના જમાઇ રેવાશંકર બુચ ગુજરેલ તેની હટકટે રઘુનાથરાય જુનાગઢ આવી બે રાત રહી તુર્ત રાજકોટ ગયા. ત્યાં આ અરસામાં કીટીંજ સા. પોલીટીકલ એજંટ તરીકે નીમાઈ જાનેવારીમાંજ આવેલ તેની તથા આંડરસન સા., લીથ સા. વીગેરેની

મુલાજમત હાંસીલ કરી તે વખતે આંડરસન સાહેબે સર્વ અહેવાલ મોટા સા. ને કહ્યો હશે તેથી તેણે ( કીટીંજ સાહેબે ) રઘુનાથરાયને સારી ઇજત આબરૂ આપી એક બે કોર્ટમાં પણ પોતા પાસે આસેસર ખાતે બોલાવેલ. ત્યાંથી પછી રઘુનાથરાય કાગણમાં શોભાવડલે આંડરસન સાહેબે તેને બોલાવતાં ગયેલા આ વખતે હેબર્ટ સાહેબે બાટવાવાળા બારવટીઆઓને લાખાપાદરથી હાથ કરી, ત્યાંના કાઠીઓએ તેને આશરો દેતાં તેને પણ પકડી કેદ કીધા અને તે ગામે સરકારે થાણું મુકયું.

આ વર્ષે બે શ્રાવણ હતા તે બીજે શ્રાવણે બાપુ પાસે પાટણ મહાલ હતો ત્યાં શ્રી. સરકાર સ્વારી ગયેલ તે સમે શ્રી. સરકાર નજરાણા વી. બા. ઘાલમેલ જેવું વડોદરે સમજામાં આવતાં તે મહાલ શ્રી. સરકારે તેના તરફથી પ્રથમ ફેરવી, વાંસેથી અમરેલી મહાલની પણ મામલત બદલી શ્રી. સરકાર ખાનગી વહીવટે ગણપતરાવ મહાજનને સોપાણાના ખબર મળ્યા અને પાછળથી તે પોતે તથા તેના મોટાભાઈ શ્રીધર અનંત બાબા અમરેલી આવ્યા. આ વખતે કંઈ સરહદ સંબંધે તથા બીજું પરચુરણ વાકફગારીનું કીટીંજ સાહેબે પુછયું હશે તેથી આંડરસન સાહેબે યાદ કરી રઘુનાથરાયને તેડાવતાં તેઓ અમરેલીથી રાજકોટ ગયા અને સા. ને મળી જોઇતી માહીતી આપી. ગણપતરાવ મહાજન અમરેલી આવ્યા અગાઉ નાના કરીને કારકુને કંઇ દફતરનો કાગળ બાળેલ તે પહેરાનો સીપાઇ જોઇ ગયેલ તેણે નવા કમાવીસદારને તે વાત જાહેર કરી બાળેલ કાગળો હાજર કરતાં તે વડોદરે મોકલેલ તથા દેસાઇએ ત્રણ વરસના

વહીવટમાં જે મનસ્વી ખાયકી કરી છે તે શ્રી. સરકાર તપાસશે તો વધુ નીકળશે પણ ૧ લક્ષ તો હાલ સાબીત કરી આપું-એવું કહી માવજી હીરજીએ લખત કરી આપતાં, નાના વીગેરે ચાર કારકુનોને સરકારી કાગલ બાળ્યાના તહોમત બા. તથા દેસાઇએ ૧ લક્ષ રૂ. ખાધા બા. નો હજુર રૂબરૂ તપાસ થવાનો તે માટે તેઓને વડોદરે મોકલવા હુકમ આવ્યાથી. તેઓને જાબતામાં વડોદરે લઈ ગયા. પછી ત્યાં શ્રી. સરકારથી દેસાઇને પુછાણ થતાં તેનો બરાબર ઉતર નહિ દેવાણો હોય તેથી શક આવતાં તેનું જુનું તથા નવેસર કરી આપેલ દરક તથા ગામ વી. જપ્ત કરવા હુકમ આવતાં તે પ્રા. થયા બાદ દેસાઇ મુજેમાંદા જેવા રહેતા તે વડોદરે ગુજરી જતાં ( સંવત ૧૯૨૦ ) તેની કારકીર્દીનો આવો શોકજનક અંત આવ્યો.

ત્રણ ચાર વર્ષથી મુખ્ય અમેરીકામાં દક્ષીણ-ઉતરની લડાઇ ચાલ્યાથી રૂતની મોંઘાઇ થઇ આવેલ. સંવત્સર ભાવે વરસાદ પાણી સારાં થાય ને અનાજથી માંડી મોંઘારતનો પાર ન રહ્યો. જેમ જીનસની મોંઘાઇ તેમ રાજકોટ, ગોંડળ, ધોરાજી, જેતપુર, બાટવાથી દેઠ દ્વારકાં સુધી જામનગર શાહીકોરીનું ચલણ તે વાતે પણ ૧ રૂ. ની ૩ા હતી તેની ચડી થતાં માણસોએ બેવડા મારનો બુંબાટ કર્યાથી કીટીંજ સાહેબે એ ચલણ ભાંજી સર્વ જગે કુંપની રૂ. નું ચલણ ચાલતું કીધું. માત્ર નગરશાહી, જુનાગઢ દીવાનશાહી અને પુરબંદર રાણાશાહી કોરીનાં ચલણને મના ન કરી કારણ સર્વત્ર રૂ. નું ચલણ હતું તેથી આ જગ્યે પણ સહજ વખત જતે રૂ. નું ચલણ આખર થઈ જવા સંભવ હતો.

સં. ૧૯૨૦ સાલે શ્રી. ગાયકવાડ સરકારની સ્વારી સુરત મુંબઇ નાશક પુના એ રીતે દક્ષીણ પ્રાંતમાં મુસાફરીએ ગઈ ત્યાં રોગચાળો થઇ માણસો ત્રુટતાં એટલે પાછી ફરી પણ સોનગઢ મુકામે શ્રી. મહારાજાનો ખાસો કબીલો શ્રી. અંબાબાઈ એ દર્દથી કૈલાસવાસી થયાં. ગયા ચોમાસાથી દુલેરાયની મોટી બેન દુર્લભને મુખ પાક તથા પગે વાયુની જકડ, તેમાં પતિ શોક તથા તાવ ઉધરસને છેવટ મુંઝારાની ગાંઠ થઈ આવતાં મંદવાડ દબાઇ તેની છેક હાલત થતાં રઘુનાથરાય અમરેલીથી અનકોટની રાતેજ નીસરી જુનાગઢ આવ્યા. પોસ માસથી પંછી કંઇક દુર્લભને ઉગરવા જેવી આશા થઇ એટલે વૃજદાસે આંડરસન સા. અમરેલી આવવાના તે ઉપર જલદી આવવા લખ્યાથી રઘુનાથરાય ત્યાં ગયાનંતર સા. આવ્યા એટલે તેની મુલાકાત થયા પછી અર્ધોદયપર્વ ઉપર પ્રભાસની યાત્રાએ બાબા સા. જતાં સાથે રઘુનાથરાય તથા વૃજદાસને પણ લઈ ગયેલ.

## રીગબી સા. પાસે મજમુંદારે કરેલી કોડીનાર સરહદ વિષે રજુવાત–સોજાવાળાની ઇસ્ટેટપર દુલેરાયની નીમનોક.

ત્યારબાદ અમરેલી તથા જુનાગઢને ગીર સીમાડાની તકરાર ૨૨–૨૪ વર્ષથી ચાલતી પણ તેનો તોડ કંઈ થયેલ નહિ તે તોડ લાવવા કર્નલ રીગબી સા. ની મુખ્ય કમીશનર તરીકે નીમનોક થતાં તે જુનાગઢ વંથળી વેરાવલપાટણ સુત્રાપાડા તરફ થઈ કોડીનાર પધારવાના હતા તેથી રઘુનાથરાય તથા વૃજદાસ અગાઉથી ત્યાં પોંચી ગયા પછી સા. તથા તેની વાંસે અનતજીભાઈ વીગેરે

જુનાગઢનું મંડળ આવ્યું એટલે સાહેબે બન્ને પક્ષ રજુવાતે કામ ચલાવવા માંડયું ત્યારે કોડીનારના પુર્વ તથા પશ્ચિમ સીમાડા બા. સરકાર તરફના મજમુંદારે દાખલા પુરાવા વહીવટ વીગેરે રજુ કર્યા પછી જુનાગઢમાં શાહજાદાની સુન્નત શાદી તથા પોતાના ભત્રીજની પુત્રીનાં લગ્ન ઉપર અનતજીભાઇને જવાનું હતું તેથી સાહેબે કામ બંધ રાખ્યું એટલે મજમુંદારો પણ જુનાગઢ આવ્યા.

આ વર્ષે બાપુભાઇ સા. પણ ઘેર વીવાહ હોઇ રજાએ જતાં મોટા સાહેબે આકટીંગ દફતરદારનો ચાર્જ હરિપ્રસાદ કલ્યાણરાયને સોંપેલ તથા ભોજાવાળો જેતપુરમાં ગુજરી જતાં, તેનો ગીરાસ મોટો તેમાં ત્રણ જાતની તકરાર હતી તેનું સુઝતું થાતાં સુધી સરકારે તુર્ત કોઇ ભરૂસાનું માણસ મોકલી ખાલસા જપ્તી રાખવા એ કામ ઉપર દુલેરાયને મોકલ્યાનંતર ભોજાવાળાની બાયડીઓના ગુજરાનનો બંદુબસ્ત થતાં બાકી રહે તે ગીરાસ તેના વારસ–ભાગીદારો વચ્ચે વહેંચી દેવાનું કામ પણ કીટીંજ સાહેબે દુલેરાયને સોંપતાં તેણે ટુંક સમયમાં સફાઇથી તે કામ ઉકેલ્યાથી સાહેબે ખુશી થઈ સાબાશી આપી. પછી દુલેરાયે પાછું પોતાનું ફોજદારી કામ સંભાળ્યું.

ચૈત્ર વદ આઠમે આ સાલે ભુમીકંપ થયો હતો. જેઠ માસે રીગબી સા. નો પત્ર મજમુંદાર ઉપર આવ્યો કે જુનાગઢનું વકીલ કારખાનું આવ્યું છે માટે જલદી આવો એટલે હરદો મજમુંદાર જે બાબા સા. ના તેડાવ્યાથી વિવાહાનંતર અમરેલી ગયેલ તે વદમાં તુર્તમાં રાજકોટ આવ્યા એટલે સાહેબે જે જે કામોની તકરારનો કોડીનાર મુકામે એક બીજાની રજુવાતે ત-

પાસ કરેલ તેનાં ફેસલનામાં કરવા માંડયાં તેમાં—પ્રથમ વેળાદર વીગેરે પાંચ ગામો શ્રી. સરકારનાં છે તથા તેથી ઉતરે સોમત નદી નગડીથી નીસરી દરીયે ભળી તે નદીએ સરહદ એમ ઠરા વ્યું; તે પછી કોડીનારથી ઉગમણી દીસે પહેલાં ૧૫ પછી તેર ગામની તકરાર જુનાગઢની હતી તેમાં બે ગામનો તોડ ગીર સરહદના તપાસ વખતે કરવાનું રાખી, બીજાં ૧૧ ગામો ફાફણી બીજી વીગેરે બા. ઠરાવ્યું કે તે કોડીનાર પ્રગણાનાં છે તથા જાવીંદરી ખટુંબી ગામો સોમતને આથમણે કાંઠે હોઇ જુનાગઢનાં છે, તથા જમનવાડા કોડીનારનું—એમ ઠરાવ્યું. ત્યારબાદ ભાદેર ભલગામનું કામ હાથ ધરતાં તે સંબંધી અગાઉ એજંસીમાં કામ ચાલેલ તે તથા તેમાં થએલા રીપોર્ટો વીગેરે વાંચી વાકેફ થઇ, પક્ષકારોની રજુવાત લઇ મુંબઇ સરકારમાં રીપોર્ટ કર્યો કે શ્રી. સરકાર રૂ. ૫૦૦૦) જુનેગઢને હરસાલ તે બદલ પેશકશી-માંથી મુજરે દે—તે પ્રા. તે રીપોર્ટ સંવત ૧૯૨૧ ના ફાગણમાં મંજુર થઇ આવ્યો.

આ વર્ષે અનતજીભાઉને શ્રી. સરકારમાં પાગાહ ચાકર હતી તેને બરતરફ કરતાં તે મીર સા. ના પુત્ર મીર બાકરઅલીને સોં-પાણી. બીજી બાજુ જુનાગઢ તથા ગોંડળ વચ્ચે વીસાવદર સરસ-ઇના શીમાડાની તકરાર ઘણા દીથી ચાલુ તેમાં મુળ એ સરસઇ બરડીયા પ્રગણાના સેલારકા કાઠીનું અને એ પ્રગણાનો ત્રીજો ભાગ વૃજદાસે સંવત ૧૮૯૦-૯૧ માં અઘાટ વેચાણ લીધેલ તેથી-' તમારી પાસે બરડીયાના જુના કાગળો છે તે રજુ કરવા ત્યાં સુધી કુબા ( જે ગામ વૃજદાસે બરડીયાનો પોતાનો ત્રીજો

જુનાગઢનું મંડળ આવ્યું એટલે સાહેબે બન્ને પક્ષ રજુવાતે કામ ચલાવવા માંડયું ત્યારે કોડીનારના પુર્વ તથા પશ્ચિમ સીમાડા બા. સરકાર તરફના મજમુંદારે દાખલા પુરાવા વહીવટ વીગેરે રજુ કર્યા પછી જુનાગઢમાં શાહજાદાની સુન્નત શાદી તથા પોતાના ભત્રીજની પુત્રીનાં લગ્ન ઉપર અનતજીભાઇને જવાનું હતું તેથી સાહેબે કામ બંધ રાખ્યું એટલે મજમુંદારો પણ જુનાગઢ આવ્યા.

આ વર્ષે બાપુભાઇ સા. પણ ઘેર વીવાહ હોઇ રજાએ જતાં મોટા સાહેબે આકટીગ દફતરદારનો ચાર્જ હરિપ્રસાદ કલ્યાણરાયને સોંપેલ તથા ભોજાવાળો જેતપુરમાં ગુજરી જતાં, તેનો ગીરાસ મોટો તેમાં ત્રણ જાતની તકરાર હતી તેનું સુઝતું થાતાં સુધી સરકારે તુર્ત કોઇ ભરૂસાનું માણસ મોકલી ખાલસા જપ્તી રાખવા એ કામ ઉપર દુલેરાયને મોકલ્યાનંતર ભોજાવાળાની બાયડીઓના ગુજરાનનો બંદુબસ્ત થતાં બાકી રહે તે ગીરાસ તેના વારસ–ભાગીદારો વચ્ચે વહેંચી દેવાનું કામ પણ કીટીંજ સાહેબે દુલેરાયને સોંપતાં તેણે ટુંક સમયમાં સફાઇથી તે કામ ઉકેલ્યાથી સાહેબે ખુશી થઈ સાબાશી આપી. પછી દુલેરાયે પાછું પોતાનું ફોજદારી કામ સંભાળ્યું.

ચૈત્ર વદ આઠમે આ સાલે ભુમીકંપ થયો હતો. જેઠ માસે ટીગબી સા. નો પત્ર મજમુંદાર ઉપર આવ્યો કે જુનાગઢનું વકીલ કારખાનું આવ્યું છે માટે જલદી આવો એટલે હરદો મજમુંદાર જે બાબા સા. ના તેડાવ્યાથી વિવાહાનંતર અમરેલી ગયેલ તે વદમાં તુર્તમાં રાજકોટ આવ્યા એટલે સાહેબે જે જે કામોની તકરારનો કોડીનાર મુકામે એક બીજાની રજુવાતે ત-

પાસ કરેલ તેનાં ફેસલનામાં કરવા માંડયાં તેમાં-પ્રથમ વેળાદર વીગેરે પાંચ ગામો શ્રી. સરકારનાં છે તથા તેથી ઉતરે સોમત નદી નગડીથી નીસરી દરીયે ભળી તે નદીએ સરહદ એમ ઠરા વ્યું; તે પછી કોડીનારથી ઉગમણી દીસે પહેલાં ૧૫ પછી તેર ગામની તકરાર જુનાગઢની હતી તેમાં બે ગામનો તોડ ગીર સરહદના તપાસ વખતે કરવાનું રાખી, બીજા ૧૧ ગામો ફાફણી બીજી વીગેરે બા. ઠરાવ્યું કે તે કોડીનાર પ્રગણાનાં છે તથા જાવંદરી ખટુંબી ગામો સોમતને આથમણે કાંઠે હોઇ જુનાગઢનાં છે, તથા જમનવાડા કોડીનારનું-એમ ઠરાવ્યું. ત્યારબાદ ભાદેર અલગામનું કામ હાથ ધરતાં તે સંબંધી અગાઉ એજંસીમાં કામ ચાલેલ તે તથા તેમાં થયેલા રીપોર્ટો વીગેરે વાંચી વાકેફ થઇ, પક્ષકારોની રજુવાત લઈ મુંબઇ સરકારમાં રીપોર્ટ કર્યો કે શ્રી. સરકાર રૂ. ૫૦૦૦) જુનેગઢને હરસાલ તે બદલ પેશકશી-માંથી મુજરે દે-તે પ્રા. તે રીપોર્ટ સંવત ૧૯૨૧ ના ફાગણમાં મંજુર થઈ આવ્યો.

આ વર્ષે અનતજીભાઇને શ્રી. સરકારમાં પાગાહ ચાકર હતી તેને બરતરફ કરતાં તે મીર સા. ના પુત્ર મીર બાકરઅલીને સોં-પાણી. બીજી બાજુ જુનાગઢ તથા ગોંડળ વચ્ચે વીસાવદર સરસા-ઇના શીમાડાની તકરાર ઘણા દીથી ચાલુ તેમાં મુળ એ સરસઇ બરડીયા પ્રગણાના સેલારકા કાઠીનું અને એ પ્રગણાનો ત્રીજો ભાગ વૃજદાસે સંવત ૧૮૯૦-૯૧ માં અઘાટ વેચાણ લીધેલ તેથી-' તમારી પાસે બરડીયાના જુના કાગળો છે તે રજુ કરવા ત્યાં સુધી કુબા ( જે ગામ વૃજદાસે બરડીયાનો પોતાનો ત્રીજો

લાગ જુનાગઢને વેચાંણ આપી બદલામાં અઘાટ રીતે જુનાગઢ પાસેથી લઇ લેતાં ત્રીસ વર્ષથી વૃજદાસના વહીવટમાં હતું ) તે ત્યાગ કરશું '—એમ સબબ દરસાવી જુનાગઢે તે ઉપર જપ્તી કરતાં વૃજદાસે અરજી કર્યાથી તેનો તપાસ થવા લાગ્યો.

આસુ વદમાં આ સાલે દુલેરાયની પુત્રી કેશર એકાએક ગુજરી જતાં તે ઉપર જસવંતરાયને લઇ રઘુનાથરાય જુનાગઢ આવ્યા. રીગબી સા. નગર તથા કચ્છને બેટડાંની તકરાર હતી તેના તપાસાર્થે હુકમ આવતાં ત્યાં ગયેલા પછી સંવત ૧૯૨૧ માં વ્રજદાસ તથા રઘુનાથરાયને પુરી જપ્તીનો મામલો તેથી રીગબી સા. ની રજુવાતનું કામ ઉકલ્યા પછી ખરૂં જરૂરી તેની વાકફગારીનું કામ પડે તો તેમાં વકીલોએ પોચવું—બાકી વીરામ લેવા વીચાર ધારી, હરિપ્રસાદ કલ્યાણરાય જે કુંપની સરકાર ખાતે ચાકર તેને રાજકોટ મજમુંદારી, વડોદરાના કામ સારૂ નોકરીથી ખુલાસો મળવા સા. પાસે તેઓએ અરજ કરતાં તેણે ખુશીથી સર્ટીફીકેટ દઇ રજા આપી.

Hariprasad Kallianrai served in the Kathiawad political Agency from 1 st June 1861 to the 30 th September 1864 as Zeptee master on a salary of sixty rupees monthly.

He always bore a good character and left at his own request.

Porbandar (Sd.) R. H. Keatinge
March 10 th 1865 Pol. Agent.

આ વર્ષે અમરેલી મહાલની કામગીરી માવજી હીરજીને મહાજન સા. ની મુરબ્બીગીરીથી દરમાહે રૂા. ૨૦૦) આસામી તથા છત્રી મીસાલ વીગેરે તેના ગજા સંપત પ્રા. બંદુબસ્ત થઈ સોંપાઇ. ત્યારબાદ કોડીનારનાં **વીસ ગામો સંબંધે જુનાગઢનો દાવો શ્રી. સરકાર તર્ફે મજમુંદારે લડી રદ કરાવ્યાથી** એ ચાકરી મોટી તે મી. આંડરસન સા. નો રેસીડેંટ સા. ને રીપોર્ટ જતાં તથા કુમાવીસદારે પણ શ્રી. સરકારમાં લખ્યાથી 'તમારા પંડની કદર આગળ જાણવામાં આવશે' એમ મજમુંદારને દીલાસો દઇ તાત્કાલીક ઈ કામની તકરાર સારૂ વધુ મેતા માણસ રાખવાં પડે તથા રૂજુવાતે લોક આવે જાય તેના ખર્ચ માટે રૂા. ૨૦૦) લેખે દરમાહે તે કામ ચાલે ત્યાંસુધી મજમુંદારને મળે જાશે એમ ઠરી આવ્યું.

## કીટીંજ સા. ના સુધારા તથા ભરેલું પ્રદર્શન-રીગબી સા. નું મજમુદારને પ્રમાણ પત્ર.

કીટીંજ સાહેબે જાનેવારી મહીને કેટલા તરહ તરહના સંચા તથા જોવા લાયક સામાન મગાવી રાજકોટમાં મેળો કરતાં તે જોવા દેસાવરી સંસ્થાનોમાં જુનાગઢથી ગોકળજી ઝાલા વી. પુરબંદરથી કબા ગાંધી, લીંબડીથી ભગવાનલાલભાઇ, નગરથી મણીશંકર વૈદ્ય એમ મુત્સદીઓ પટેલીયા લઇ આવતાં આશરે પંદર દી મેળો રહેલ. ત્યારબાદ રીગબી સા. ઉપર શ્રી. સરકારના લીમકટા તથા નગરના બાલંભાના સીમાડાની તકરારનો પણ તપાસ કરવા હુકમ આવતાં, તે ખબર વડોદરે માલુમ પડયાથી મજમુંદાર રઘુનાથરાય તથા વ્રજદાસ માથે સા. મોસુફ

પાસે જવા હુકમ આવ્યો એટલે ફાગણમાં જ્યારે તે કામ સાહેબે હાથ લીધું ત્યારે રઘુનાથરાય તથા વૃજદાસ હાજર થયાનંતર સાહેબે એકેક દહાડા ફરી, સ્થાનીક ચોકશી કરી, રજુવાત લઈ પોતાને વિલાયત જવા ઉતાવળ તે હડીઆણા મુકામે સહુને ભેળા કરી ફેંસલો નગરના લાભમાં આપ્યો પછી જોડીયેથી જહાજે ઉપડવા ટાણે **સાહેબને કોડીનાર વીગેરે કામમાં મજમુદારનું સાફપણું વસેલ એથી આમરનું સર્ટીફીકેટ** દઈ રજા આપતાં રઘુનાથરાય તથા વ્રજદાસ રાજકોટ આવ્યા નંતર ચૈત્ર સુદ ૧૫ ના રોજ લીલાધરદાસની વહુ—નથુ બુચની દીકરી—ગુજરી જતાં, રઘુનાથરાય, વ્રજદાસ, જસવંતરાય વી. જુનાગઢ ગયા.

Camp at Hurriana Kattyawar

March 22 nd. 1865.

The Muzmoodars of the Umreley Purgunnah, Vrijdass Rungildas and Ruggoonathrai having attended me as the Vukeels of the Baroda Durbar whilst engaged in the investigation of the Boundary disputes between Baroda and Joonaghur & Baroda and Nawanuggur, I have much pleasure in stating that I have on every occasion found them honourable, straight-forward and plain dealing and I am glad to all this to the

many testimonials they possess from political officers in Kattyawar.

(Sd.) C. P. Rigby Lieut-Col.

Boundary Commissioner in Kattyawar.

---

હરિપ્રસાદ તથા ત્રીકમરાય વડોદરે કામ પ્રસંગે ગયેલ તેને વડીલોએ તેડાવ્યાથી રજા લેવા જતાં, શ્રી. સરકારે કૃપા કરી–તમારા વડીલોની ઘણી ચાકરીઓ તેમાં તાજી ચાકરી સુદ્ધાં અમારી નજરમાં છે–એમ ખુદ ખાસાએ તથા દીવાને દીલાસો દઇ, પોશાક આપી વિદાય કરતાં તે જુનાગઢ આવ્યા ત્યારબાદ અવકાશ જોઇ રઘુનાથરાય વૈશાક વદમાં દ્વારકાં ગયા અને હરિભાઇ અમરેલી આવ્યા. આ વર્ષે ગણપતરાવ મહાજન તરફ ઓખા તથા અમરેલી મહાલ હતા તેની બદલી થઇ અમરેલીએ ફરીથી બાપુ સા. જે પુર્વે હતા તેની વતી બાબાજી રઘુનાથને અને ઓખા, દીવાન રોડયાએ રાખતાં ત્યાં તેની વતી ઘાજીનારાયણને જવું હતું. બાપુની સુરબીવટથી દેસાઇના દીકરાને જે દરક મળતો તે પુરતો ખુલાસો તથા બહાલી પોશાક મળી આવતાં તેને હાથે જેમ દેસાઇગીરીનું કામકાજ લેવાતું તેમ લેવા હુકમ થયો. પછી નવા વહીવટદાર આવવા ઉપર રઘુનાથરાય, જાત્રા ભેટ કરી, દ્વારકાં થઇ, વરસાદ પહેલાં જુનાગઢ ગયાનંતર તે તથા વ્રજદાસ માણેકવાડે મે. આંડરસન સા. ની ભેટ લઇ, શ્રાવણમાં અમરેલી પહોંચી બાબા સા. ને મળ્યા. બે ચાર દહાડા બાદ બાબા સા. મજમુંદારને સાથે લઇ માણેકવાડે જઇ આંડરસન

સા. ને મળી પાછા ફર્યા તથા માવજી હીરજીની ખાયકીનો તપાસ કરવા ધારી ગયા તે મજમુંદારને પણ લેતા ગયેલ, તેટલામાં પછવાડેથી અમરેલી જેલમાં અમુક વાઘેરોને કેદ રાખેલા તેઓએ સાંજના લાગ જોઇ બળવો ઉઠાવી જેલ કબજે કરી, પણ સીબંદી આવી પોચતાં તેનાં માણસોએ કોટમાં ઉતરી વાઘેરોને જખ્મી ફોતી કરી હાથ કરી લીધાં–એ ખબર ધારી પોચતાં સર્વ અમરેલી આવ્યા. આ અરસામાં બગસરાના ગીરાસીયાઓ પૈકી બે જણે વાઘેર તથા ખુમાણ બારવટીયાને છાનાં દારૂગોળી આશ્રય આપ્યા સબબ તેને કેદ કરી રાજકોટ લઈ જઇ તેઓની કોર્ટ ચાલી તેમાં ગોકુળજી ઝાલા, ગવરીશંકર ઓઝા, સાલેહ હીંદી વીગેરે આસેસરો હતા. તે કોર્ટે ગુન્હો સાબીત માનતાં સાહેબે પહેલી ચુક સબબ રૂા. વીસહજાર દંડ કરી ગીરાસીયાનો ખુલાસો કર્યો.

આ. કીટીંજ સાહેબે મુંબઈથી છાપખાનું લાવી તે દ્વારા જે કાંઇ સરકારી હુકમ તે સહુને જાહેર થવા દર અઠવાડીયે છાપી કાઠીયાવાડ એજંસી ગેઝેટ આઠ રૂા. ના લવાજમથી સહુ કોઈ તાબાવાળા તથા તાલુકદારોને આપવાનું શરૂ કીધું–તેમજ લેણા દેણા દરેકના સાચા જુઠા દાવાની બહુ અરજીઓ આવતી તેના તપાસ માટે સા. લોકોને નાહક તસ્દી જેવું થતું તેથી એ કામ ટુંકું કરવા સારૂ દીવાની કોર્ટ ઠરાવી રૂપીયે ૦)~ કમીશન ભરી અરજી કરે એમ ઠરાવ્યું જેથી જે સાચો મામલો તેટલોજ સરકારમાં આવવાનો તેમજ કાઠીયાવાડના ભુમીયા ભુપાળોના તેઓના દરજા પ્રમાણે સાત વર્ગ પાડી તેઓની દીવાની ફોજદારી

હુકુમત મુકરર કરી, જપ્તી ખાતામાં પણ જે કાંઇ સરકાર સંબંધની જપ્તી તેટલી બહાલ રાખી બાકી તાબા પેટાની કુમકમાં સરકારથી જપ્તી હતી તે ઉઠાવી લીધી વી. બંદુબસ્ત કર્યો.

# પ્રકરણ ૭

## સંવત ૧૯૨૨–૧૯૩૦

### દુલેરાયના રાજનામા છતાં કચેરીમાં ચાલુ બહાલ રાખી કીટીંજ સાહેબે આપેલું પ્રમાણપત્ર

દુલેરાયનું શરીર ભારે ને જરા ચલુ અંગે શરદી જેવું રહ્યા કરે તેમાં શીરસ્તદાર તરીકે મોટા સા. ની સાથે વિશેષ રહેવું થતાં ઘોડાની સ્વારી ને દોડધામની ચાકરીથી તેને કાયરપણું રહેતું તે અંદેશે કે શે વિચારે તેણે રઘુનાથરાય કે વૃજદાસની સલાહ લીધા વગર પોતાને ૭ માસની રજા મળે તો તેમ નહિતર નોકરી ખાતાની રજા થાય તો પોતાના વડીલો જે પ્રા. કરતા આવેલા તેમ મજમુદારી કામની ચાકરીમાં હાજર રહીશ–એ પ્રા. ઇંગ્રેજીમાં તેણે મોટા સા. તરફ અરજી મોકલતાં સાહેબે એ પ્રા. ખુશીથી છોડે છે તેથી તેની જગ્યાએ ઘટે તે માણસોની ફેરબદલી કરવા લૉ સા. ને લખ્યું. ઉપરના ખબર રઘુનાથરાય તથા વૃજદાસને પડતાં તેઓએ હરગીજ નોકરી ન છોડવા વીગેરે મતલબે કુપકાથી બે ત્રણ પત્રો લખેલ. પછી મોટા સા. ને કોઇ કામ પ્રસંગે મુંબઇ જવા વખતે દુલેરાયે

જુનાગઢ જવા રજા માગતાં તે આપી ફરમાવ્યું કે પોતે વળતાં પુરબંદર ઉતરે ત્યારે ત્યાં તારે હાજર થાવું. એ પ્રા. આસુ (સંવત ૧૯૨૧ ) માં સા. મુંબાઇથી વળ્યા ત્યારે દુલેરાય પુરબંદર હાજર રહેલ તેને સાહેબની મુલાકાત થતાં સાહેબે પુછયું કે-તારે હવે કઇ જગાએ નોકરી ઉપર જઇ રહેવા વીચાર છે? ત્યારે સા. ને પ્રથમ પોતાના વડીલોએ ઠપકો આપ્યો એ વાત ન કરતાં દુલેરાયે જવાબ દીધો કે–પોતે કાંઇ કોઇની નોકરીમાં જોડાવાનો વિચાર રાખતા નથી તથા મારા બાપ દાદા કે તેના પીતાએ શ્રી. ગાયકવાડ સરકાર ચાકરી વિના બીજા કોઇની નોકરી કરી નથી ને મારે પણ કરવી નથી. આપના કદમમાં રહી ઉમર ગુજારવી છે–કહી પછી વડીલોના ઠપકાની વાત કરતાં સાહેબ બોલ્યા કે પોતે તો એમ સમજતા હતા કે તારા ઘર પરિયાણ સલાહે તેં અરજ કરી હશે, હવે હું તને આબરૂ સહીત ખુલાસાનો લેખ આપીશ ને ચાલુ મારી કચેરીમાં બાહાલ રાખીશ–એવી ખાત્રીથી પકો દીલાસો આપી તેને પાસે રાખેલ અને અમુક વખત પછી બાપુભાઇ દફતરદારે દાકતરની ચીઠી રજુ કરી ત્રણ માસની રજા માગતાં, સાહેબે દુલેરાયને પુછયું કે તારે શી ઇછા છે! ત્યારે તેણે અરજ કરી કે ચાકરી ખાતામાં હાલ કાંઇ ખપ જેવું હોય તો જ્યાં હુકમ ત્યાં હાજર છું એટલે તેને રાજકોટ લૉ સા. પાસે જવા તથા દફતારદારનું કામ ચલાવવા ફરમાવતાં દુલેરાય રાજકોટ આવ્યા.

પછી સંવત ૧૯૨૨ શરૂ સાલે વાઘેરોની ટોળી ઓખેથી નીકળેલ તે કેશોદ નજીક જુનાગઢનું ગામ મારી મેંદરડાની જાન

કુંટી ગીરમાં પેસી ગઈ. એ ખબર સાંભળી કીટીંજ સાહેબ જે બરડાની નાકાબંદી નજીક હતા તેણે લીજટ સા. ને કુંડલે આ-વીને તથા આંડરસન સા. ને ધારી સરસીયા મુકામ રાખી ના-કાબંદી કરવા હુકમ મોકલ્યો પછી પોતે પણ કાર્તક વદમાં કુંડલે જવાનું કરતાં, રઘુનાથરાય તથા વૃજદાસ અગાઉથી ત્યાં પોંચી ગયા અને સા. આવ્યાનંતર તેની મુલાકાત લેતાં સાહેબે ફરમાવ્યું જે દુલેરાયે નોકરી ખાતેથી રજા લીધી તેમાં તમારી નાખુસી છે તો તે ન રાખવી કારણ દુલેરાયે ડહાપણનું કામ કર્યું છે તથા મેં એને દીલાસો કરેલ છે તે પ્રા. તેને આબરૂની ચીઠી આપીશ ને મારી પાસે રાખીશ. પછી કુબા સંબંધે તથા બીજી પરચુરણ વાતો કરી રજા આપી સા. તો કુંડલાનો કોટ જોઇ સીધાવ્યા અને ટીંબી મુકામથી દુલેરાયને આબરૂનું સર્ટી-ફીકેટ પોતાની મ્હોટાઇ પ્રા. એન મહેરબાનીથી મોકલ્યું તે જોઇ દુલેરાયે મોટી નવાજેશ માની.

**Azam** Dulerai Raghunathrai served in the Kathiawar Political Agency for I believe eighteen years. When I joined it three years ago I found him attached to the Political Agent's Kutcheri and he has remained with me upto the present time.

I have always esteemed Dulerai as a most respectable and trustworthy official an have never heard of his being mixed u

with any questionable proceedings.

He has resigued his situation of his own accord and as he is in a position to do so and his health of late has not been good I think he has done wisely.

I shall always be glad to see him in my office. I bope I shall be able to secure his services from time to time for special investigations requiring local knowledge.

Camp Timby (Sd.) R. H. Keatinge
December 3 rd. 1865 Political Agent.

——

રાજમાન રાજેશ્રી ૫ દુલેરાએ વી. રૂઘનાથરાએ મુ. શ્રી રાજકોટ સેવામાં શ્રી. સાહીલેથી લી. વનરાવનદાસ વલભદાસના જેશ્રીકૃષ્ન વાંચજો વિશેષ વિ. જે આપ એજંટરી ખાતે સરકારમાં હુદેદારની જગાએ હતા **આપે જે કામ ચલાવુ તે વાજબી રીતે અધીકારી સાહેબોની મરજી રાખી ચલાવેલ જેથી આપની ખુશબોઈજ હતી.** હાલમાં આપે રજા લેવા વીચાર કરી મહેરબાન સાહેબ પાસે કામ ઉપરથી રજા લીધી હશે તે કદરદાન સરકારે આપને તા. ૩ ડીસેંબરના શેરૂ-રાથી સરટીફીકેટ આપી, એ સરટીફીકેટની નકલ......આંહીં દાદા શવજીએ બીડી તે વાંચી ઘણો ખુશી થીઆ થઉં. **આપ કચેરીમાં જુના વાકફગાર ને આપ રજા લો છો એ**

**દીલગીરી થોડી નથી** પરંતુ મહેરબાન સાહેબનો આપેલ મહેરબાની પત્રની નકલના હરફ વાંચવાથી હેતુ માણસને ખુશી ઉપજે છે. વળતા કાગળ કૃપા પત્ર લખાવશો એજ વિ. સં. ૧૯૨૨ ના માગશર વદ ૧૨ ગરૂવાર

(સહી) લી. વીઠલદાસ વી. વલભદાસના જેશ્રીકૃષ્ન

(આ વનરાવનદાસ પટવારીજી સાયલાના કારભારી તથા રણછોડદાસભાઇના બાપ હતા.)

---

## લીસ્ટર સા. પાસે શ્રી. સરકાર તર્ફે મજમુંદારે ગીર સરહદ બા. કરેલી રજુવાત.

ગીર સરહદે જેમ જુનાગઢ તરફથી વીસ ગામનો કોડીનાર તરફ દાવો ચલવેલ તેમ તેજ વખતથી ધારી ધાંતરવડ તરફ પણ ૨૫–૩૦ ગામની તકરારોની રૂજુવાત રીગબી સાહેબે લીધેલ નહિ ને તે રજા ઉપર વિલાયત ગયા એટલે તેની જગે લીસ્ટર સા. હબનું એ કામ ખાતે આવવું થતાં, જ્યારે તે પોતે કાગળો વાંચી વાકફ થઇ કામ ઉપર ચડયા ત્યારે આંડરસન સા. ને લખ્યાથી તેનો હુકમ આવતાં, કામની માહીતી લઇ હરિપ્રસાદ આગાઉથી જગજીવન મેતાને સાથે લઇ ગયા. પછી મજમુંદારોએ પોતે જવા તૈયારી કરી ત્યાં પોસ સુદ ૧૫ ના રોજ રઘુનાથરાયની મોટી પુત્રી દુર્લભ એકાએક જુનાગઢ ગુજરી ગયાના ખબર આવતાં, રઘુનાથરાય તો અમરેલીથી ત્યાં આવ્યા, પછી તુરત નાતાલ સબબ લીસ્ટર સા. મુંબઈ જતાં, હરિભાઇ પણ જુનાગઢ આવ્યાનંતર રજા પુરી થયે લીસ્ટર સા. પાછા આવી પોંચતાં, હરિભાઈ વીગેરે બોરડીએ ધારી નજીક હાજર થયા. પછી

હરિપ્રસાદ લીસ્ટર સા. ભેગા સરસીયા ખાંભા ઉના એમ ફેરણામાં સામીલ રહી કોડીનારને ગામ ડોળાસા સાહેબે મુકામ કર્યો ત્યાં પણ હાજરીમાં હતા કારણ રઘુનાથરાય તથા દુલેરાયને તો દુર્લભની એકજ પુત્રી ૧૬ વર્ષની પરણેલ હતી તે પણ ફાગણમાં ગુજરી જતાં તેનો ભાઇ પથુભાઇ છેક બાળક તેની વ્યવસ્થા સારૂ જુનાગઢ રોકાવું પડેલ. આ વખ્તે હરિભાઇની મા એકાએક ગુજરતાં હરિપ્રસાદને લાચાર જુનાગઢ આવવું થાતાં લીસ્ટર સા. ની હાજરીમાં વ્રજદાસ તથા રઘુનાથરાય ડોળાસે જઇ પોંચ્યા તથા ત્યાં માસ પક્ષ રહ્યા. પછી પ્રથમ જેઠમાં અમરેલી આવ્યા તથા લીસ્ટર સા. રાજકોટ ગયા ત્યાંથી પછી તેણે રઘુનાથરાય કે વ્રજદાસમાંથી એકને પોતાની પાસે મોકલવા આંડરસન સા. ને લખ્યાથી રઘુનાથરાય રાજકોટ ગયા ત્યાં ૪–૫ મહીના ધારી જીલાના ગામો વી. ની રજુવાત થઇ કામ ચાલ્યું. વ્રજદાસ તો કુબાનું કામ લીજટ સા. પાસે ચાલવાનું હતું તેથી માણેકવાડે ગયેલ.

[ Extract from the annual report of the Amreli Mahals by Lt.-Col, Anderson to the Resident at Baroda, dated May 25 th 1866 ]...

Para 33..." He has expressed to me the satisfaction he has had in having Majmudars Raghunathrai and Vrajdas with him on the part of H. H. the Gaikwad and the material assistance he has received from them in the prosecution of his work which,

he begged, I would bring to your notice...

Para 34......" His Highness has no more faithful servants than the above mentioned native officials and I can with pleasure record the opinion which many years of experience has enabled me to form that it is to their attachment to H. H.'s State and their unwearied exertions in his behalf, such favourable settlements have been effected as have come under my notice during the time I have had charge of these districts............

(Sd.) W. W. Anderson.

---

આ વર્ષે પોસ વદમાં અને મહા વદમાં ટાઢ બહુ બળવત્ર પડી-હીમ પડ્યાથી કપાસ તથા ઘઉંને નુકશાન વધુ પોંચ્યું. આવી ટાઢ છતાં પણ સંઘ કાઢી ઘરકુટુંબ સાથે માહ સુદમાં અનતજીભાઇ મોટી યાત્રાએ સીધાવ્યા હતા.

## રઘુનાથરાય તથા વ્રજદાસને મળેલો છઠા વર્ગનો તાલુકદારી અખત્યાર.

સને ૧૮૬૬ ના જુલાઈ મહીને આ સાલે રઘુનાથરાયને તેનું વિછાવડ ગામ જે જુદી ચુકવતીનો તાલુકો હતું તેમાં છઠા કલાસનું જુરીસ્ડીકશન એટલે છઠા વર્ગના તાલુકદાર તરીકેનો દીવાની ફોજદારી અખત્યાર મળ્યો હતો.

( કાઠીયાવાડ એજંસી ગેઝેટ, વો. ૪ અંક ૩૦ તા. ૨૬ જુલાઇ સને ૧૮૬૬ પાન ૧૨૮ )

## જાહેર ખબર.

મોજે વીછાવડના ભાગદાર આજમ રઘુનાથરાઅ તથા હરિપ્રસાદે માંહોમાંહે સમજણ કરી, એ ગામના દીવાની તથા ફોજદારી કામો એકલા આજમ રઘુનાથરાઅના અખ્તીઆરથી ચલાવવા બાબત ઠરાવ કરતાં તે હકીકત આંહી લખીને જાહેર કરી વાસ્તે આજમ રઘુનાથરાઅને છઠ્ઠા વર્ગનો અખ્તીઆર આપવામાં આવ્યો છે તે સર્વને માલુમ થવા સારૂ આ જાહેર ખબર પ્રસીધ્ધ કરી છે. તા. ૧૮ મી જુલાઇ મુકામ રાજકોટ સને ૧૮૬૬ ઇસ્વી.

(સહી) આર. એચ. કીટીંજ પોલીટીકલ એજંટ

---

સં. ૧૯૨૩ માં મુંબઇના નામ. ગવર્નર સર બાર્ટલફ્રીયર કરાંચીથી પુરબંદર વેરાવળ ઉપર થઇ પરબારા મુંબઇ જતાં વેરાવળ મુકામે ખુદા. નવાબ સા. તથા બીજા પરચુરણ સંસ્થાની કને તેની મુલાકાત થઇ આવેલ. આ પ્રસંગ ઉપર લીસ્ટર સા. પણ ત્યાં જતાં, રજા લઇ મહોદયપર્વ ઉપર રઘુનાથરાય દ્વારકાં ગયા અને વ્રજદાસ તથા હરિભાઇ તો બાબા સા. વડોદરા રેસીડેંટ સા. ભેગા કોડીનાર ગયેલા તે સાથે હતા. આ વખ્તે ગીરનું રજુવાતી કામ તો બંધ હતું કારણ કે સુત્રાપાડા તથા કોડીનાર વચે રીગબી સાહેબે સોમત નદીએ એક બીજાની હદ ઠરાવેલ તે વિષે જુનાગઢવાળાએ અરજી આપી કે તે સરહદનો ફરી તપાસ

કરવો જોઇએ, તે ઉપરથી મુંબઇ રીપોર્ટ થતાં ફરી તપાસ કરવા એકતરફી હુકમ આવ્યાથી રેસીડેંટ સા. કોડીનાર આવેલ ત્યારે તેને આ વાત વહીવટદારે જાહેર કર્યાથી તે હશુ મુંબઈ સરકારમાં સવાલ જવાબ ચાલતાં, તેનો ખુલાસો આવી પહેલાં રીગબી સાહેબે ઠરાવ્યું તે પ્રા. બાહાલ ન રહે ત્યાંસુધી લીસ્ટર સા. પાસે કામ ચલાવવું મોકુફ રાખવું એવું વડોદરેથી લખાણ હતું. આ વખતે ચાલેલા કામની વાકફગારી સારૂ કાગળો લઇ હાજર થવા મજમુંદારને તેડાવતાં, ઉભયતાથી વૃધ્ધાવસ્થા તથા તાડાને લઈ ન પોંચી શકાય તેથી હરિભાઇ વાકેફ હોઈ તેને વડોદરે રવાના કર્યા.

૬–૭ વર્ષથી મોંઘાઇ રહેતી હોવાથી મજમુંદારને પાગાહ ખર્ચ બહુ લાગતું તેથી વડોદરે અરજ અહેવાલ કર્યો કે કંઇ કદરદાની ન થાય તો ધણીનું કારખાનું ધણીને સોંપી દઇએ એટલે માહાલ તૈનાતી કરતાં ઇંગ્રેજ સરકારની તૈનાતી વાળાને પગાર કંઇક અધિક તેથી પાગાહ અમરેલી ખાતે રહેતી તેની માણકવાડા લશકર ખાતે બદલી કર્યાનો શ્રી. સરકારે મહેરબાનીની રાહે હુકમ આપતાં, ત્રેવીસ સાલથી મજમુંદારની પાગાહ લશકર તાબાની ચાકરીમાં દાખલ થઈ.

સં. ૧૯૨૨ શરૂ સાલે દુર્લભજી બુચ સથવારાથી મહાયાત્રાએ ગયેલ તે કાશી જગન્નાથજી પર્યંત થઇ ત્રેવીસના માગશરમાં કુશળે દેશમાં આવી પોંચ્યા તથા રા. અનતજીભાઈ પણ સંત્ર કાઢી કાશી ગયેલ તે મથુરાં–ગ્વાલીયર–ઉજ્જેન રસ્તે ડાકોર–વડોદરા–અમદાવાદ થઇ ચૈત્ર સુદ ૯ ના રોજ જુનાગઢ આવ્યા.

ત્યારબાદ દુર્લભજી બુચ જે ગોંડળના કારભારી હતા તે ગુજરતાં તેની જગે કોનું મુખ્ય કારભારી તરીકે નામ ઘો છો એમ કીટીંજ સાહેબે પુછ્યાથી, ગોંડળ દરબારનાં કેશવલાલ ખીતમલાલ વીગેરે માણસોએ દુલેરાયને એ કામ ઉપર લઇ જવા વાત ચલવતાં, તેને એ વાત પુરી પસંદ ન આવ્યાથી પછી ભવાશંકરની સા. પાસે માગણી કરી. આ અરસામાં કીટીંજ સાહેબે કુબાને જેકબ સાહેબે અલગ ચુકવતી લખ્યું છે તોએ સરદાર વાકફ હોઇ તેનું કરેલ ફેરવવા કારણ નથી એમ ઠરાવી અલગ ચુકવતીમાં તે ગામને બહાલ રાખતાં, વ્રજદાસને પણ છઠા કલાસના તાલુકદાર તરીકેનો દીવાની ફોજદારી અખત્યાર કુબામાં મળ્યો.

( કાઠીઆવાડ એજંસી ગેઝેટ વો. ૫ અંક ૩૦ તા. ૧ અગષ્ટ સને ૧૮૬૭ )

## જાહેર ખબર.

સ્વસ્થાન જુનાગઢ નીચેથી મોજે કુબા ગામ અલગ કરી તે ગામ આજમ મજમુદાર વરજદાસ રંગીલદાસના નામ ઉપર જુદી ચુકવતીમાં દાખલ કરવા પોલીટીકલ એજંટ આજમ મહેરબાન કરનલ કીટીંજ સાહેબે તા. ૨૪ જુન સને ૧૮૬૭ ના રોજ હુકમ કરેલો તેથી તે ગામ જુદી ચુકવતીમાં દાખલ કરી મજમુદારને મોસુફને છઠા કલાસનો અખત્યાર આપવામાં આવ્યો છે. ૧૮ જુલાઇ સન ૧૮૬૭

## હુલેરાય ગોંડળના દીવાન થયા તેને વસ્તીએ આપેલું માનપત્ર તથા ગગાભાઇ સા. નો પત્ર.

આ વર્ષે વૈશાક વદ ૩૦) ના રોજ હરિભાઇના બનેવી રૂપજી અનતજી કરીને ગુજરી જઇ મોટું દુઃખ આવી પડતાં રઘુનાથરાય અમરેલીથી જેઠમાં જુનાગઢ આવ્યા. પછી અષાડમાં તેણે અમરેલી જવા તૈયારી કરી ત્યાં સુદ ૭ સાતમે હુલેરાયની વહુને પુત્રી આવી ચોથે વાસે એકાદશીએ તો એકાએક ગુજરી જતાં ઘરનો ગ્રાપો તુટતાં છોકરાં બાળક ઇત્યાદી અનેક પ્રકારની આપદા દરપેશ આવી પડયાથી તે પંડે રોકાણા ને રાજકોટથી હુલેરાય પણ જસવંતરાય સહીત જુનાગઢ આવી પોંચ્યા. એક માસ પછી તો આવેલી પુત્રી પણ પાછી થઇ. ત્યારબાદ સરકાર એજંસી દફતરના કાગુળો અફર તફર થયાથી વ્હાલા ભાઇ તથા પ્રભુલાલને બરતરફી આપી એ કામ સંભાળવા મુખીપણે હુલેરાયને રૂ. એકસોને પગારે (સહુ સા. લોકોનો તેના ઉપર ભરૂસો વિશેષ તેથી) નીમવા વિષે તેને પોતાને લખી પુછતાં, ઘર તરફની પુરી ગળાઝાલણીની અડચણ અને વળી જે નોકરી તેણે છોડેલ તે કરતાં આગળ વધતા દરજ્જાનું આ કામ નહિ તેથી ના પાડતાં, ત્યાં કોઇ પારસી નીમાયા. પછી પુર્વ પ્રાંતના આસી. જેમીસ સા. નો પત્ર હુલેરાય ઉપર આવ્યો કે ઉંડસરવૈયા વીગેરેના સીમાડાની ચોખ કરવાની કમેટી ઉપર સરકાર તર્ફે મુખી મેંબર તરીકે તેને નીમવા ધારણા છે તેથી—હરેક હુકમે ના પાડે તો ગ઼વરવાઇ સા. લોકને વશે માટે હુલેરાયે તે નીમણુંક કબુલ રાખી, પોતે પુલીટીકલ એજંટ સા. ની કચેરી ખાતાની ગીણતીમાં

હોઇ, તે વિષે આંડરસન સા. ની પરવાનગી મેળવવા તે સા. ને સુચવ્યું.

આ વખતે ( સંવત ૧૯૨૪ ) આંડરસન સા., ફ્રાટીંજ સા. રજા ઉપર વિલાયત ગયાથી, આકટીંગપણે એજંટ હોઇ તેણે વાઘેરોને મારવા તથા પકડી સજાએ પોંચાડવા બરડાબારાડી વી. જ્યાં જ્યાં વાઘેરોની રહેણાકના સગડ ત્યાં મ્હેનત લઇ જાતે ફરતાં નાતાલમાં ત્રાફાના ગામ ખોટાવદરે મુકામ રાખેલ ત્યાં સાથે પલટણી સા. તો હોય પણ ખુશીથી તહેવારો ગાળવા હેબટ તથા લટુશ સા. પણ રાજકોટથી આવેલા. આ અરસામાં વાઘેરની બાતની પડવાથી સર્વ સા. ફોજ સાથે ઉપડતાં માછલડાના ડુંગર ઉપર હરામખોરો લશકરને જોઇ ચડી ગયા એટલે સાહેબો પણ લશ્કરી સામાન સાથે તે ટેકરી ઉપર ચડવા લાગ્યા ત્યારે પહેલી બંદુકની લડાઇ ચાલતાં હેબટ સા. ને એક વરામી ગોળી લાગ્યાથી તે ગુજર્યા ને છેવટ તેજ લડાઇમાં લટુશ સા. પણ કામ આવી ગયા. વાઘેરમાં દેવા માણક વીગેરે ૧૭ જણ મરાયા તથા શકર જમાદાર, ભોજો મેર હાથ આવતાં, શકરને ફાંસી મળી.

અમરેલીમાં બાબા રઘુનાથનો અમલ આ સાલે મોકુફ થઇ તે જગે બળવંતરાવ દેવ ( બાબા સા. ) તથા તેના કારભારમાં આન્યા વાસકડબી દાખલ થયા. આ તફે ગજમુંદારો અમરેલીજ હતા ત્યાં વ્રજદાસને શરીરે કસર થઇ આવ્યાથી દુલેરાય. હરિભાઇ વીગેરે તેને જોવા આવેલ. પછી બાબા સા. આંડરસન સા. ને મળવા સારૂ દુલેરાય સુધ્ધાંને લઇ ગોંડળ મુકામે ગએલ ત્યાંથી સા. દુલેરાયને તો પોતા સાથે રાજકોટ લેતા ગયા.

હોઇ, તે વિષે આંડરસન સા. ની પરવાનગી મેળવવા તે સા. ને સુચવ્યું.

આ વખતે ( સંવત ૧૯૨૪ ) આંડરસન સા., કીટીંજ સા. રજા ઉપર વિલાયત ગયાથી, આકટીંગપણે એજંટ હોઇ તેણે વાઘેરોને મારવા તથા પકડી સજાએ પોંચાડવા બરડાબારાડી વી. જ્યાં જ્યાં વાઘેરોની રહેણાકના સગડ ત્યાં મ્હેનત લઇ જાતે ફરતાં નાતાલમાં ઓખાના ગામ બેટાવદરે મુકામ રાખેલ ત્યાં સાથે પલટણી સા. તો હોય પણ ખુશીથી તહેવારો ગાળવા હેબટ તથા લટુશ સા. પણ રાજકોટથી આવેલા. આ અરસામાં વાઘેરની બાતમી પડવાથી સર્વ સા. ફોજ સાથે ઉપડતાં માછલડાના ડુંગર ઉપર હરામખોરો લશકરને જોઇ ચડી ગયા એટલે સાહેબો પણ લશ્કરી સામાન સાથે તે ટેકરી ઉપર ચડવા લાગ્યા ત્યારે પહેલી બંદુકની લડાઇ ચાલતાં હેબટ સા. ને એક વરામી ગોળી લાગ્યાથી તે ગુજર્યા ને છેવટ તેજ લડાઈમાં લટુશ સા. પણ કામ આવી ગયા. વાઘેરમાં દેવા માણક વીગેરે ૧૭ જણ મરાયા તથા શકર જમાદાર, ભોજો મેર હાથ આવતાં, શકરને ફાંસી મળી.

અમરેલીમાં બાબા રઘુનાથનો અમલ આ સાલે મોકુફ થઇ તે જગે બળવંતરાવ દેવ ( બાળા સા. ) તથા તેના કારભારમાં આન્યા ઘાસકડબી દાખલ થયા. આ તકે મજમુંદારો અમરેલીજ હતા ત્યાં વૃજદાસને શરીરે કસર થઇ આવ્યાથી દુલેરાય, હરિભાઈ વીગેરે તેને જોવા આવેલ. પછી બાળા સા. આંડરસન સા. ને મળવા સારૂ દુલેરાય સુધ્ધાંને લઈ ગોંડળ મુકામે ગયેલ ત્યાંથી સા. દુલેરાયને તો પોતા સાથે રાજકોટ લેતા ગયા.

લીટીકલ સાહેબોની ફરીયાદ સારૂ ઠાકોર સા. વૈશાખમાં મુંબઇ તરફ વિદાય થયાને ત્યાં ઠેઠ દીવાળી પર્યંત રહી ફરીયાદ ચલવી-તેમાં મુંબઇ સરકારે તે ગેરવાજબી ગણી એવું ઠરાવ્યું કે દુલેરાયે જે રાજીનામું આપ્યું છે તે ઠાકોર સા. મંજુર રાખે તો તેણે રૂ. દસહજાર શરત પ્રા. દુલેરાયને આપી, બીજો સરકાર પસંદ કારભારી રજુ કરવો—આ પ્રા. ઠરાવ થયાનંતર ઠાકોર સા. તો એકાએક મુંબઇમાં સંવત ૧૯૨૬ માં ગુજરી જતાં, બીજો બંદુબસ્ત થતાં સુધી તે તાલુકાનું કામ સરકાર તરફથી સંભાળવા પુલીટીકલ એજંટે દુલેરાય ઉપર હુકમ મોકલ્યાથી તેણે રાજ્યનો તથા મહેલ વી. સર્વનો બંદુબસ્ત કરી, કુંવર ભગવંતસિંહજીને ગાદીએ બેસારી સરકાર તરફના કારભારીના ઓધાથી ૩॥ માસ કામ ચલવી, પછી વિનાયકરાવને ચાર્જ સોંપી દુલેરાય રાજકોટ આવ્યા એટલે એ નોકરી બા. એક માનપત્ર ગોંડળની રૈયતે તેને આપવા ઠરાવ્યું, જે રાજકોટ મુકામે દરબારમાં આંડરસન સાહેબે એનાયત કરેલું.

## ( પ્રમાણ પત્રો )

No. 219 of 1870

To Azam Dulerai Rughnathrai

As the Government have made arrangements for Gondal, I have directed Mr. Vinayakrao to take charge of Gondal State affairs from you pending the arrival of the officer appointed. Since you have had the charge of the State affairs as Karbhary of

## પત્ર.

સર્વ ગુણ સંપન્ન પરમ વિવેકી સદા રાજમાન રાજેશ્રી ડુલેરાયભાઇ વિ. રઘુનાથરાયભાઇ મુ. રાજકોટ—શ્રી ગોધેથી લી. ગૌરીશંકર ઉદયશંકરના નમસ્કાર. વિશેપ ભાઈ શ્રી. સંતોખરાયના લખવાથી જાણવામાં આવ્યું કે **ગોંડળના કારભાર ખાતે આપનું નામ** મેહેરબાન કીટીંજ સાહેબે પ્રશ્ન કર્યું **તેથી અમોને ઘણોજ સંતોષ** થાતાં ઇશ્વર એ કામ આપની પાસે ઘણી.... કાયમ રાખે એવું ચાહીએ છીએ......કામ સંબંધી આપને જે કંઈ આ તરફની સલાહ મસલત જોતી હશે તે અમો ઘણી ખુશીથી આપશું મતલબ આપથી કોઈ વાતનો અંતર નથી... મીતી જેષ્ટ સુદ ૬ શનીવાર

**વી. ગગા ઉદેશંકરના** સાષ્ટાંગ નમસ્કાર આપની **લાએકી સરવ વાતે છે** તે ઉપર પરમેશ્વર ઇછાથી હાલમાં ગોંડળના કામનું હરાનું જાણી ઘણીજ ખુશી થઇ છે......હેત કૃપા છે તેજ રીતે રાખી પત્ર લખવો.

લિ. સેવક **શામળદાસ પરમાનંદદાસના** સા. પ્રા. કબુલ થાએ. **આપને ગોંડળના મુખ્ય કારબારીની** જગો **મળાનું સાંભળી ચીતને ઘણી** ખુશી થઇ છે ઇશ્વર મુબારક રાખો.

વિ. સેવક જયંતીલાલનો સા. દંડવત પ્રણામ. ઉપરના સમાચાર સાંભળી મહને અત્યંત ખુશી પેદા થઈ છે.

( આ ગગાભાઇ સા. તથા સામળદાસભાઇ ભાવનગરના કારભારીયો હતા ).

---

પછી અમુક વખત બાદ ડુલેરાયની સલાહ ન માનતાં પો-

the Late Thakoresaheb, I have had every reason to be satisfied with your management and have to thank you for the assistance you have always rendered me in connection with the Gondal state and I shall always take great interest in your future welfare.

Your friend

Rajkot (Sd.) W. W. Anderson

6 th April 1870 Political Agent

---

No. 54 of 1871

From, Captain G. R. Goodfellow.

Acting Special Assistant Pol. Agent in charge Rajkot & Gondal.

To, Colonel W. W. Anderson, Political Agent Kathiawar, Dated, Rajkot; 27 th. February 1871

Sir,

On my being about to give my charge of Gondal State and as I shall not have the opportunity of forwarding the annual report to you giving expression to my opinion as well as to patent facts concerning the state which existed on my assuming charge, I



રાવબહાદુર હુલેરાય રઘુનાથરાય

think it but fair to Mr. Dulerai to express in a general manner the satisfactory result which has been arrived at in the present year's incoming revenue of the State, especially since it has been mainly attributed to his vahivat that the income of the year did not, during the unsatisfactory state of affairs immediately prior to my assuming charge, fall off but on the contrary is, if anything, above the average, a result which redounds to Mr. Dulerai's credit and should not be lost sight of

No 242 of 1871. Copy given to Dulerai Raghunathrai for information, Rajkot February 28 th 1871

I have honour to be
G. R. Goodfellow
Captain, Asst. P. I.
Ag. Rajkot & Gondal

---

જેઠ માસ ( સંવત ૧૯૨૫ ) માં જુનાગઢના પ્રખ્યાત કારભારી અને નામદાર નાગર ગ્રહસ્થ અનંતજીભાઈ, જેને ઈંગ્રેજ સરકારથી ચાંદ મળેલ તે, કૈલાસવાસી થયા.

### ડુલેરાયભાઈ ફડતરદાર થયા–જુનાગઢના વજીર શેખ બહાઉદ્દીનભાઈ તથા સાલેભાઈનો પત્ર-ગવર્નર સા. ની કાઠીઆવાડમાં પધરામણી.

આ અરસામાં ગીર સરહદના કમીશનર લીસ્ટર સાહેબે ગીર સીમાડાનું કામ પુરૂં કરી ફેસલો આપ્યો તેમાં શ્રી. સરકારને ગામોની તથા જમીનની ઘણી નુકશાની પોચી લગભગ ઘણા ગામ વસે એટલા પ્રદેશની ગીર જુનાગઢને ગઇ, બાકી દલખાણીયા ને ધાંતરવડની આસપાસનો પ્રદેશ એટલી ફક્ત ગીર શ્રી સરકાર તરફ રહી. આ કામની અપીલ કરવા સારૂ વડોદરેથી શ્રી. ખંડેરાવ મહારાજા સાહેબે મજમુંદાર હરિપ્રસાદને તાકીદથી બોલાવતાં ભાદરવામાં તે વડોદરે ગયા અને ત્યાંથી સંવત ૧૯૨૬ સાલે મહારાણી વીકટોરીયાના ફટાયા કુંવર ડયુક ઓફ એડીનબરો હીંદુસ્તાનની મુસાફરી કરી મુંબઇ આવતાં, શ્રી. ખંડેરાવ મહારાજા સા. તથા કોલ્હાપુર વીગેરે દક્ષીણના રાજાઓ કછના રાવ સા. તથા જુનાગઢ, ધ્રાંગધ્રા વી. ના રાજાઓ મુંબઇ પધારી ભારે ધામધુમ થઇ હતી. આ પ્રસંગે શ્રી. મહારાજા સા. બેગા સ્વારીમાં હરિભાઇ પણ મુંબઇ ગયેલા.

પછી આ સાલે તા. ૩૦ **એપ્રીલના રોજ દુલેરાયે ગજકોટ એજંસીની દફતરદારીનો ચાર્જ** રાઓ સા. બાપુભાઇ દયાશંકર પાસેથી લીધો તથા વળતે દહાડે આંડરસન સાહેબે દરબાર ભરી બાપુભાઇને માનપત્ર આપ્યું તેની સાથે આ દરબારમાંજ દુલેરાયને ગોંડળ મહાજને જે માનપત્ર આપવા ધારેલ તે પણ આંડરસન સા. ને હાથે દુલેરાયને એનાયત થયેલ.

## મુબારકીના પત્રો.

મહેરબાન કદરદાન રાજકાજ સમર્થ રાજેશ્રી ૫ કૃષ્ણનાથ રાઓ સેરીસ્તા મજમુંદાર સાહેબ મુ. રાજકોટ.

અજતરફ જુનાગઢથી લા. જમાદાર **બાહાવદીનભાઈ વી. હાસમભાઈ તથા જમાદાર સાલે બન સાલમ** એના સલામ બાદ સલામ પોહોંચે. આંહી ખુદાતાલાના ફજલો કરમથી ખેરીયત છે આપથી ખેરીયત ખુશી વ તંદુરસ્તી દરકાર દીગર લખવા કારણ એ છે જે આપના ફરજંદ રાજેશ્રી **હુલેરાઅભાઈને** કાઠીઆવાડ એજનસીના **દફતરદાર** જગોની નીમનોક થવા મંજુરી મુંબૈ સરકારથી આવાના ખુશ ખબર સાંભળી અમારા દીલને ખુશી પેદા થઇ છે......**આપનો અને અમારો નાતો વધુ વિવેક જણાવવા જેવો નથી પણ આ ખુશ ખબર સાંભળવાથી અમને ઇદ મુબારકના જેટલી ખુશ આપતી છે.**

આ ખુશ ખબર ખાતે આપને મુબારકબાદી છે પણ એ મુબારકબાદી અમનેજ છે એમ ચાહીયે છીયે. દફતરદારની જગો ઉપર તેઓ સાહેબ મુકરર થયાથી અમારા દીલને દોહી ચોગણી હોએ કેમકે આપ સાહબ મોહોબત અને સ્નેહ અમારા તરફ વિશેષ રાખો છો પરંતુ આખી કાઠીઆવાડનેજ અમારા પ્રમાણે ખુશી હશે અને આ ખુશ ખબર જેણે જે વખ્ત સાંભલા હશે તેજ વખ્ત તેહોનાં દીલ ધણુંજ સંતોષ પામેલાં હશે. **આખી કાઠીઆવાડને સંતોષ લેવાને કારણ છે કે** એજનસી ખાતામાં શીરસ્તેદારીના હુદા ઉપર હુલેરાયભાઈ હતા તે વખ્તમાં પણ **એજનસીના યુરોપીઅન અમલદારોની સરજી સંપાદન રાખી સહુ સાથે સનેહ રાખેલ** જે માટે અદ્યાપી સુધી **તાલુકદાર** ભોમીઆ વીગેરેને એ વાતની **યાદગારી દીલમાં ઠસીજ રહેલી છે.**

આપ ખાનદાન છો. **વળી સહુ સાથે નેકીથી** વરતણુક **રાખો છો** જે માટે આપના કુટુંબમાંથી કોઈ પણ આવા મોટા હુદ્દાની જગો ઉપર દાખલ થએથી આ કાઠીઆવાડ આખામાં **મોટી ખુશી માનવાનો વખ્ત પરવરદીગારે** મેળવ્યો છે... એજ આ તરફનું કામકાજ લખશો. કોઈ વાતે જુદાઈ ન જાણવી. સં. ૧૯૨૬ ના ચઈતરની તા. ૧૯ ગુરૂવાર વદ ૬...

---

શ્રી ભુતનાથજી

ચૈત્ર વદ ૬ ગુરૂવાર સં. ૧૯૨૬ મુ. જુનાગઢ

રાજશ્રી દુલેરાએ વી. રઘુનાથરાએભાઇની સેવામાં વિ. વિનંતી દીલના ઉભરાથી માનું છઉં ને તે કોઈ પ્રકારે વિવેક બતાવવા નહિ પણ **તમારા અમારા પ્રમેશ્વરી સંબંધ ને** તેમાં વળી મારા માટે આપની સુધ બુદ્ધતાથી મોહ મન, તમ કરી વિના રહુ નહિ તોપણ વડીલ ઉપર કાગળ લખ્યો નથી જે વિનંતી પત્ર સુક્ષ્મ રીતે લખવાનો તે...પછી લખીશ.

જોઓ કે **માણસ નીતિથી ચાલે છે, જે માણસ એકજ રેવાસ રાખે તેનાં ફળ.** આપને જે મુબારક જગા મળી તેથી આપણી નાત અને કુટુંબ તેમજ જુનાગઢ રાજ્ય એટલું નહિ પણ કાઠીઆવાડનાં દેશને કેટલું અભીમાન છે અને એથી સહુ કોએ પ્રમેશ્વરની પ્રારથના કરી વિના રહેશે નહિ.

**આપના ઉપર પ્રમેશ્વરની પુરણ કૃપા માનવાને** વળી મજબુત કારણ એ છે કે આ જગો આપના વડીલના હાથમાં

હતી અને તેજ પાછી કોઈ ગયેલી આપને પ્રાપ્ત થઈ એ **આપનાં સદ્દગુણની** અને **શાંત સંતોષની** ખુબી તેમજ વડીલ **રઘુનાથરાયભાઈની શ્રી દ્વારકાંનાથજીના દ્રઢ ભકતીનો** પ્રતાપ હું માનું છું

આ જગો માનવંતા કરનેલ આંડરસનનો ઉપકાર હુંથી ભુલાતો નથી. આ પ્રસંગમાં તેઓ સરદારે ઘણી સગવડતા સાચવી પોતાના કામામાંનું એક આ કામ કાઠીઆવાડની તવારીખમાં નોંધવા લાયકનું કરૂં છે. એક તો **પોતાના માણસનું આથી જબરૂં અભીમાન સાચવું** બીજું એવી ભારે જોખમની જગો તમ જવા ખાનદાનને લાયકની તે કરૂં–ત્રીજું નાગરો ઉપર અકૃપા નથી પણ પુરણ જીગરથી પ્રીતિ છે તે બતાવી આપું, ચોથું **કાઠીઆવાડમાં કોઇ દેશી ગૃહસ્થ લાયકના નથી એવી ગાળને દુર કરી** કાઠીયાવાડના દેશી ગ્રહસ્થોને માન આપું, પાંચમું **તેઓ સાહેબનો આપનાં ઘર સાથે જે સંબંધ તે બતાવી** વડીલ રઘુનાથરાયભાઇને સંતોષ આપો, છઠું અમારા સાથે કાઠીઆવાડનાં દેશીને જગો આપવા ઘણી વખત કહેલું તે મુબારક કરૂં. **હું મારા ખરા અંતઃકરણથી કરનેલ આંડરસનની** તેના કુટુંબ સહીત લાંબી જીંદગી સુખાકારીમાં ચડતે દરજ્જે ભોગવે એ પ્રમેશ્વર પાસે માગું છઉં અને આપ આપનો જોખમ ભરેલો હુદ્દો આસાન રીતે ભોગવો ને વડીલ સરકારથી જસ મેળવો **તેમજ કાઠીઆવાડના દેશીઓને વહાલા છો તેથી અધીક વહાલા થાઓ** ને માન મરતબો ઘણા કાળ ભોગવો એવું મારા શ્રી

ભુતનાથજી પાસે માંગી મુબારક વખત આ કાગળ વાંચવા વી.
કરી હવે કલમ રાખું છઉં. આનંદ આનંદ ને આનંદ વી.

(સહી) નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ

( આ નૃસિંહપ્રસાદભાઇ જુનાગઢના કૌંસીલર હતા. )

---

આ વર્ષે મોરબીના ઠાકોર રવાજી તથા ભાવનગરના મહારાજા જસવતસિંહજી ગુજરતાં તે તે જગે કુંવરો વાઘજી તથા તખ્તસિંહજી ગાદીએ બેઠા અને પુરબંદરને ફર્સ્ટ કલાસમાંથી ઉતારી સેકંડ કલાસમાં મુકયું.

સંવત ૧૯૨૭ સાલે મુંબઇના નામ. ગવર્નર સર સીમોર ફીટઝ શલ્ડ કાઠીયાવાડના પ્રવાસે નીકળી રાજકોટ પધારવાના તે ઉપર આવવા માટે પહેલાથી સાત વર્ગ સુધીના તાલુકદાર, કચેરી મંડળના અંમલદારો વીગેરેને લેખી નીમંત્રણ આંડરસન સાહેબે મોકલેલાં હતાં. પછી ગોઠવેલા કાર્યક્રમ પ્રા. માંડવી ભુજ નવાનગર થઇ તે નામદાર રાજકોટ આવનારા હતા તેથી ફકત આંડરસન સા. તથા હુલેરાય ઠેઠ નગર સુધી સ્હામા જતાં, બાકીનું કચેરી મંડળ તથા પહેલાથી સાત વર્ગ સુધીના રાજાઓ પોત પોતાનાં માણસો લઇ રાજકોટથી બે ગાઉ સુધી સામૈયે ગયેલા. પછી ગવર્નર સા. રૂબરૂ સહુ રાજાઓ થયા બાદ ત્યાંથી સરઘસ રૂપે તે નામદારની સ્વારી રાજકોટ આવી તે વખતે ગવર્નર સા. નગરના હાથી રથમાં બેઠેલ તથા તેની સાથે રથમાં જુનાગઢ, નગર, ભાવનગર, ધ્રાંગધ્રાના રાજાઓ તથા પોલીટીકલ એજંટ.

પોલીટીકલ સેક્રેટરી અને લૅા સા. એટલા હતા. બીજા રાજાઓ પોત પોતાના હાથી ઉપર હોઇ તે સાથે એકેક ગોરો અમલદાર બેઠેલો, બાકીના લોકો ઘોડાગાડીમાં હતા–આ પ્રા. ગોઠવણી હતી. આ સરઘસમાં તાલુકદાર મજમુંદાર રઘુનાથરાય તર્ફે તેના પૌત્ર જસવંતરાયે હાજરી ભરી ઘોડાગાડીમાં બેસી ભાગ લીધેલ. રાજકોટમાં તા. ૨૦ ડીસેંબર સુધી ગવર્નર સા. નું મુકામ રહ્યા તે નામદારે એક ભવ્ય દરબાર ભરતાં શ્રી. ગાયકવાડ ભાગ મજમુંદારની જગે જસવંતરાયને ગવર્નર સા. ની ડાબી બાજુએ બીજી લૈનમાં સા. લોક પાસે બેઠક મળેલી. પછી દરબારમાં ગવર્નર સા. પધારતાં સર્વ રાજાઓ તરફથી નજરાનો થયો તેમાં વચ્છાવડ તથા કુબા છઠા કલાસમાં હોઇ તાલુકદાર મજમુંદાર રઘુનાથરાય તથા વૃજદાસને આમંત્રણ હતું પણ વૃદ્ધાવસ્થાને લઇ તેઓએ પત્રથી હાજરીની માફી માગતાં આંડરસન સાહેબે કૃપા કરી તે આપ્યાથી તેઓની વતી–જસવંતરાયે પણ સોનાનો ગંઠો નજર કર્યો. પછી સહુ તરફથી ગવર્નર સા. ને માનપત્ર મળતાં તેણે ઉત્તરમાં વળતું ભાષણ કર્યું હતું.

તા. ૨૧ મીએ રાજકોટથી ગવર્નર સા. જુનાગઢ પધાર્યા તે વખતે આંડરસન સાહેબે મુરબ્બીવટથી પાસે રહી રઘુનાથરાય તથા વૃજદાસ હરદો મજમુંદારની નામ. ગવર્નર સાથે ૦॥ કલાક મુલાકાત કરાવી, એ વખતે ગવર્નર સાહેબે તે બેને એક એક દુશાલાનો પોશાક આપી માન સાથે રજા આપી હતી. આ વર્ષે મહા વદમાં રાજકોટમાં આલ્ફ્રેડ હાઇસ્કુલનો પાયો આંડરસન સાહેબે નાંખ્યો હતો.

હરિભાઈ વડોદરે હતા ત્યાં માગશર માસમાં શ્રી. ખંડેરાવ મહારાજા સા. કૈલાસવાસી થયા. તેનો અફસોસ લખે પાર આવે તેમ નથી. પછી રેસીડેંટ સાહેબે તેના નાનાભાઇ શ્રી. મલ્હારરાવજીને પાદરે કેદમાંથી છોડાવીને તેડાવી, તેના નામની દુવાઈ ફેરવતાં તે વડોદરાના અધિપતી માલેક થએલ, પરંતુ શ્રી. ખંડેરાવ મહારાજનાં રાણી સા. ને ઓધાન હોવાથી તેને રેસી-ડેંસીમાં રાખેલ ત્યાં તેને પુત્રી અવતરતાં શ્રી. મલ્હારરાવ પાકા ગાદી નશીન તો ત્યારેજ થયા.

## વ્રજદાસનું અવસાન, રાજસ્થાનીક કોર્ટની સ્થાપના-મજમુદારને શ્રી. મલ્હારરાવ મહારાજે આપેલી સોળે આનાની સનદ.

અમરેલીમાં માવજી હીરજી ગુજરતા તેના પુત્ર હંસરાજ માવજી વહીવટદાર થયા. પછી સં. ૧૯૨૭ ના ભાદરવા વદ ૧૧ ના રોજે આ-જમ મજમુંદાર વ્રજદાસ રંગીલદાસ ગુજરતાં ઓફીસ કામ બંધ રહ્યાં અને ફકત રઘુનાથરાય ગવરીદાસના નામથી મજમુંદારી કામ ચાલવું શરૂ થયું. બાદ માગશર સં. ૧૯૨૮ માં રઘુનાથ-રાય દ્વારકાં તરફ, હરિભાઇ વડોદરે અને જસવંતરાય અમરેલી ગયા. આ વર્ષે વઢવાણ સુધી આગગાડી આવેલ તથા **યુરોપમાં ફ્રાંસ અને જર્મની વચ્ચે મોટી લડાઈ** થઇ. એ લડાઇ મહાભારતથી કંઈ કમ ન હતી એમ કહીએ તો ચાલે. એમાં ૫ થી ૧૦ લાખ મનુષ્ય ઉભય તરફથી કતરેલ, અને આખર ફ્રાંસનો પાદશાહ નેપોલીયન શરણે થયો. જર્મનીના બીસ્માર્ક, મોલ્ટકી તથા રાજા વીલીયમ વીગેરે એ જમાનામાં એકાં અથરા

અવતારી પુરૂષ જેવા વખણાયા. આ વર્ષે ગોપાળરાવ મૈરાળ જેઓ વડોદરાના કારભારી હતા તથા ઘણા ધર્માત્મા પુરૂષ હતા તે ગુજરી ગયા તથા લોર્ડ મેયો ગવર્નર જનરલનું આંદામાનના ટાપુમાં કેદીને હાથે ખુન થયું.

વૃજદાસ ઘરમાં પુરૂં મજબુત માણસ વળી તેની બુદ્ધીની વિશાળતા પણ તારીફ લાયક તેને લીધે પ્રથમ તેણે રાજકોટમાં જીવ રાખેલ ત્યારે ત્યાં પણ દરકનો મામલો ઠીક તેના કાયદા પ્રમાણે સંભાળતાં, બીજી જપ્તી વીગેરે જે જે હુકમો એજંસીના સા. કરે તેમાં પણ ચાકરી ભર્યાથી એન્ડર્સન સા. તથા લાંગ સા. થી માંડી બધા સા. લોકોની તેણે કૃપા સંપાદન કરી સર્ટીફીકેટો મેળવેલાં. મોટા મામલા જે જે ઉપસ્થીત થાય તે સમે રાજકોટ અથવા ફરતી સ્વારીમાં રઘુનાથરાય તથા વૃજદાસ બન્ને ભાઇ ભેગા થઈ, સવાલ જવાબનો તોડજોડ વડોદરાની મરજી મગાવી કરે-એમ મોટે કામે ઉભયતા ભાઈ ગયે નીવડે તેવે પ્રસંગે જઇ ઉભા રહે. ત્યારબાદ જેમ સંવત ૧૮૮૯ પછી રઘુનાથરાયે અમરેલીના મહાલી કામમાં જીવ ઘાલવા માંડેલ તેમ વૃજદાસે સંવત ૧૮૯૮-૯૯ સાલથી ગાયકવાડી કામમાં જીવ વધુ ઘાલતાં વડોદરે પાછત્તર તેનો પરિચય ઠીક થવા લાગ્યો હતો.

તેની સરસાઇ તથા હીમત જુદા પ્રકારની હતી. તે પોતાના ખાનગી ધંધામાં કાઠીઓનાં ગામ, તપાના ઇજારા રાખતા. વચમાં વળા તાલુકાનાં ગામો પણ રાખેલ-આ પ્રા. એક ઉપર બે સામટા ધંધામાં તેની નજર પોંચ ઘણી તેથી તેના પીતા કરતાં

તેણે સારૂં દ્રવ્ય એકઠું કરેલું હતું, પણ તે સાથે તેઓ કંજુસ નહતાં તેની દેણગી રાજા જેવી લેખાતી. પોતાના પુત્રો પાછળ તેણે ધર્મશાળા, સદાવ્રત, વાવ, કુવા તથા સુપાત્ર બ્રાહ્મણોને પ્રભુ પ્રીત્યર્થ મકાનો વીગેરે ઘણા ધર્માદાઓ કરવામાં તેણે મજમુંદારી દ્રવ્યનો વિનીયોગ કરેલ. તે જતાં કુટુંબને તેમજ ખરેખર નાતને એક ઉદારવૃતિના પ્રતાપી મુત્સદીની ભારે ખોટ પડી હતી.

વૃજદાસભાઇએ ધરમાદા કરી આપેલ જમીન તથા મકાનો તથા તેણે ચલુ કરેલા સદાવૃતોની નોંધઃ—

| | |
|---|---|
| ૧ કુંકાવાવ બગસરા વચ્ચે વાવ | ૧ કોડીનાર મધ્યે ધરમશાળા |
| ૧ ધારીમાં ધરમશાળા | ૧ લુવારામાં ધરમશાળા |
| ૧ અમરાપુર વચ્ચે વાવ | ૧ અમરેલી લાલાવદર વચ્ચે વાવ |

૧ જુનાગઢમાં બ્રાહ્મણોને નવાં ઘર બનાવી આપ્યાં તે.

## ચલુ કરેલાં સદાવૃતો

૧ ધારી ખાતે સદાવૃત માટે જમીન
૧ લુવારામાં સદાવ્રત માટે જમીન ઉપજ રૂા. ૮૦૦ ની
૧ કુબામાં „ „ „ ૩૦૦ ની
૧ દહીડામાં „ „ „ ૫૦૦ ની
૧૦૦ રૂા. અગ્ની હોત્ર આવશત જુનાગઢમાં વાર્ષીક
૨૦૦ રૂા. શ્રી મુરલી મનહરજીના મંદીર માટે

એતો તદન ઉઘાડું છે કે ઉપર લખેલા પૈકી જે જે મજમું જીરાસની જમીન કે ગામને લગતા ધરમાદા છે તે તે રઘુનાથ-રાયભાઈ વી. ની પૂર્ણ સમંતી તથા સહાનુભુતીથીજ થઇ શકયા કે તેથી એટલી નોંધ અત્ર લેવામાં આવે છે.

## ( પ્રમાણ પત્રો )

Porbander, 9th May 1831

It affords me much pleasure on leaving Kattywar, to express my good opinion of Vraujdas Rangildas, the Gaekwar Maz n ·dar He is a person of great local information and intelligence and of peculiarly mild and conciliatory manner. I have placed much confidence in him and in every respect had cause to be fully satisfied with his conduct.

(Sd.) D. A. Blane
Acting Political Agent

---

Rajkote, 8th December 838

I have much pleasure in giving this certificate of character to Brijlal Rangildas, whom I have known for ten years and consider an able, zealous, and faithful native servant. He has served for upwards of fifteen years as His Highness the Gaekwar's Majmoondar in Kattywar and possesses a very intimate knowledge of all particulars, connected with his Wattans, as well as much

local information of a more general nature

(Sd.) W. U. Lang
Acting Political Agent

---

Rajkot, 7th January 1843

Brijdas Rangildas, one of His Highness the Gaekwar Mujmudars of this Province, is an able servant of both the Governments. He is possessed of great local information, tact and ability During the six years and upwards of my connection with this Agency, I have never had an occasion to find fault with him, and have often experienced the benefit of his services

(Sd.) L. G. Jacobs
Acting Political Agent

---

Brijdas Rangildas, May 9th 1846

I am happy to add my testimoney to your various good qualities. I have benefited by your exerations, in the discharge of your duty to His Highness the Gaekwar, whose

Mazmoondar you are, and to the British Government.

I am your friend
(Sd.) A. Malet

---

Rajkot, 29th November 1860

The bearer of this, Vrijdas Rangildas, is proceeding from this province on a pilgrimage to the Deccan. He is one of His Highness the Gaekwar's Mazmoondars of this province, and as such has performed excellent services to both His Highness and our own Government, for a period of nearly 50 years. The numerous testimonials he possesses, speak for his ablities.

(Sd.) A. F. Short, Captain
Acting Political Agent.

---

### વ્રજદાસભાઇ વિષે કુંડલીઆ

રંગીલદાસ જુગ જુગ રેહેં વ્રજલાલકે નામ
પ્રમારથકે પંથમાં આતમકું વિશ્રામ
આતમકું વિશ્રામ કામ તો કીયોક
ધરો ધર્મસભા નામ શોભાં શીવ મંદીર ભારી

કેહે હરિજીવન વંશમાં હંસ ભયાં
વ્રજલાલ કે નામ રંગીલદાસ જુગ જુગ રહ્યાં ૧

અથ વ્રજલાલકો ભાવ લક્ષ્ય તે:—

વ્રજલાલ અવતાર ભારીરે ગુણીજન સુખકારી
જુનાણે તો ભલા ભાવે દીલીનેં સતારે કાવે
તોલ્યે તેને કોઈ નાવેરે— ૨ વ્રજ
સાવધાન શુરધીર ગુણજાણ દધીનીર
દુખ ભંજન વિક્રમ વીર— ૩ વ્રજ
ભૂપ કૈક સલામુ ભરે ઉભા કૈક અરજુ કરે
નરખીનેં નેણાં ઠરે— ૪ વ્રજ
બલ દેખી દલ ધ્રુજે ડીગપાલ ઈંદ્ર બુઝે
ઐરાવત પર ઈંદ્ર સુંજે— ૫ વ્રજ
આગે વંશ હુવે વા એવા, છત્રપતિ કરે સેવા
દાનેસરી કર્ણ જેવા— વ્રજ ૬
કવિજાકો જસ કેશે મન વાંછીત સુખ લેસે
જસ જગો જગ રેસે— ૭ વ્રજ
ચાલી જે કોઈ ચર્ણે આવે જન્મ દુખ મટી જાવે
હરજી વીપ્ર ગુણ ગાવે— ૮ વ્રજ

---

સને ૧૮૬૨ માં કીટીંજ સાહેબે એવું ઠરાવેલ કે કાઠીયાવાડમાં તાબાના ગીરાશીયાની તાલુકદાર વિરૂધની ફરીયાદ એજંસીએ ન સાંભળવી—આ સંબંધે આંડરસન સા. નો એથી જુદો મત એવો થયો કે તે સાંભળવાનો શરૂથી રીવાજ છે માટે તે સાંભળવી તે વિષે મુંબઇ વિલાયત સુધી તાલુકાના કારભારી તથા

આંડરસન સા. ની લખાપડી તથા રજુવાત ચાલી સંવત ૧૯૨૯ સાલે એક રાજસ્થાનીક ( કોર્ટ ) સભા કાઢવાનો સરકારથી ઠરાવ થયો તથા એક નવી પોલીસ આખા કાઠીયાવાડ માટે કરવાની ભાંજગડ પણ તે સાથે ચાલતી હતી તે પોલીસ ઉભા કરવાનો પણ ઠરાવ થયો અને આ સર્વ કામનું સ્થાપન પીલ સાહેબે શરૂ કર્યું.

આ વર્ષે ( સં. ૧૯૨૯ ) ચૈત્ર વદ ૧૨ ગુરૂવારના રોજ દુલેરાયની પુત્રી હેતુ ઉ. વ. ૧૨ ની ગુજરી ગઇ તથા વૈશાકમાં જુનાગઢના શાહજાદા બાપુમીયાંની શાદી ધામધુમથી થઇ.

વ્રજદાસ ગુજરતાં તેના દોહીત્રો જાદવરાય વીગેરેએ વારસાની તકરાર લેતાં મજમુંદારી વતન ઉપર જપ્તી થયાથી તે ઉઠાવવા તથા તેઓએ તે વતન ઉપર દાવો ચલવતાં જવાબ સવાલ માટે હરિભાઇને વડોદરે રહેવું થતાં, અમરેલીનું કામ તથા કારખાનું આવા તંગીના વખતમાં પણ કશાલો વેઠી જસવંતરાયે મર્દાથી ચાલતું રાખ્યું હતું. પછી સંવત ૧૯૩૦ સાલમાં મજમુંદારની કદીમથી પાગાહ હતી તે શ્રી. સરકારે કાઢી નાખી બરતરફ કરી. પાગાહને લીધે મજમુંદારોની ગીણતી મોટા અમીર અને સરદારોની પંક્તીમાં થતી હતી પણ મજમુંદારીનો આ સૌભાગ્ય જતાં તેઓની પ્રતિષ્ઠાને દેખીતી ઘણી હાનિ પોચી. બાદ સને ૧૮૭૪ ના અગષ્ટમાં શ્રી. મલ્હારરાવ મહારાજા સાહેબે વ્રજદાસના દોહીત્રો, જે મજમુંદારી વતન વિષે વારસાનો દાવો ચલવતા હતા તે રદ કરી સોળે આનાની સનદ કૃપાવંત થઇ મજમુંદાર રઘુનાથરાય તથા હરિપ્રસાદને આપી.

શ્રી ભેટ શંખોદ્ધારમાં આ સાલે શ્રી ગોકુળના શ્રીમત્ ગોસ્વામી શ્રી મટુજી મહારાજે છપન્ન ભોગ કર્યો તેમાં લાખો માણસ દુર તથા નજીકનું ભેગું થયેલ ને કાંઇ પણ વિઘ્ન વગર તે ભારે સમારંભ ઉકલ્યો તેમાં પ્રભુ કૃપાથી રઘુનાથરાયે હાજરી ભરતાં દર્શનનો અલેહ્ય લાભ તેને પ્રાપ્ત થયેલ. જુનાગઢમાં આ વખતે ગોકળજીઝાલાનો કારભાર આળસી સાલેહીંદી દીવાન થયા.



# પ્રકરણ ૮



## સંવત ૧૯૩૧–૧૯૩૬

## શ્રી. સયાજીરાવ મહારાજ ગાદીએ આવ્યા–મજમુદારી વતન બા. સર ટી. માધવરાવે ફરી તપાસ કરી આપેલો ઠરાવ.

સંવત ૧૯૩૧ ના શીતકાળે મુંબઇના નામ. ગવર્નર વુડ હાઉસ સા. કાઠીયાવાડના પ્રવાસે નીકળતાં, પહેલાં નગર ઉતરી રાજકોટ, ગોંડળ, જેતપુર, જુનાગઢ, માણકવાડા, કુંડલા, પાલીતાણા તથા ભાવનગર એમ અનુક્રમે મુકામો કરી મુંબઇ સીધાવ્યા.

શ્રી. મલ્હારરાવ મહારાજાને જ્યારે કારોબાર અઢાર માસની અંદર સુધારવાની સુચના સંવત ૧૯૩૦ સાલે મળી ત્યારે તેણે પ્રોફેસર દાદાભાઇ નવરોજજીને દીવાન બનાવ્યાં, પણ ખટપટી લોકોએ તેની સાથે શ્રી. સરકારનો જીવ મેળાપ ન થવા દીધો તેથી દાદાભાઇનું ધાર્યું ન થતું એટલે તેણે રાજીનામું આપ્યું.

તેટલામાં શરણતમાં પોતાને શ્રી. મહારાજાએ ઝેર આપ્યું છે એવી રેસીડેંટે કરેલ ફરીયાદનું કામ ચલાવવા હુકમ આવતાં શ્રી. મહારાજા સા. ને બે દી અગાઉ નવા રેસીડેંટે આધીન થવા કહ્યાથી તે પોતાથીજ બંગલે ગયા એટલે રેસીડેંટે વડોદરાનો કબજો કર્યો. પછી તપાસ માટે એક કમીશન ભેગું થઇ ૧૨ ૧૪ દીવસ સુધી કામની ચોકસી ચાલતાં ઝેર દીધાની વાત તો સાબીત થઇ શકી નહિ અને એ મુકદ્દમો તરકટી જેવો સર્વ દુનીયાને ભાસ્યો પણ આગલી પાછલી વાતો ઉપરથી સરકારે ગાદી ઉપરથી તેનો તથા તેના વંશનો હક રદ કરી, શ્રી. મલ્હારરાવ મહારાજાને ખસેડી મદ્રાસ મોકલી દીધા-નંતર કે. શ્રી. ખંડેરાવ મહારાજાનાં રાણી જમનાબાઇને પુનેથી તેડાવતાં તેણે આવી શ્રી. સયાજીરાવ મહારાજાને દતક લેતાં તેને ગાદીએ બેસારવાની ક્રિયા ધામધુમ સાથે થઇ તથા સર ટી. માધવરાવ કુલ મુખત્યાર દીવાન થયા.

આ રાજકીય ફેરફારનો લાભ લઇ વૃજદાસના દોહીત્રોએ પોતાના માંડી વાળેલા દાવાને ફરી તપાસમાં લેવા અરજ કરતાં હરિભાઇને કાગળો સહ હાજર થવા હુકમ થયો પણ પોતાને ત્યાં જેપ્રસાદ વી. પુત્રો તથા પુત્રીનાં લગ્નનો પ્રસંગ હોઇ તે ન જઇ શકયાથી આખા વતન ઉપર ફરી જપ્તી મુકાણી એટલે તેના નિવારણ સારૂ જસવંતરાયને સર્વ દાખલા સાથે મહેતા બળવં-તરાય દુર્લભજીને ભેળા આપી સંવત ૧૯૩૧ ના જેઠમાં વડોદરે મોકલ્યા. આ અગાઉ ચૈત્ર સુદ ૫ ના રોજ જેસુખરાયને ઘેર પુત્ર અવતરતાં તેનું વીનોદરાય નામ રાખ્યું.

જસવંતરાયે વડોદરે જઇ સર ટી. માધવરાવની હજુરમાં કામ ચલવ્યું, ઘણા દાખલા પુરાવા આપ્યા ને નવ માસ સુધી કામ લંબાઇ છેવટ સંવત ૧૯૩૨ માં સર ટી. માધવરાવે શ્રી. મલ્હારરાવ મહારાજાની કરી આપેલ સનદ રદ કરી, ગવરીશંકર ઓઝાએ પંચ દરજ્જે જે ઠરાવ કરેલ તે તથા નાત શીરસ્તાને એક બાજુએ રાખી, વૃજદાસનો નીમે ભાગ તેના દોહીત્રો જાદવરાય વી. ને તા. ૧૮-૨-૧૮૭૬ ના ઠરાવથી આપવા હુકમ કર્યો, અને ત્રણ વરસ ઘરનું ખર્ચ ખાઈ જપ્તી છતાં સર્વ વતનની નોકરી કરી તે અવેજ પણ રઘુનાથરાયને ન અપાવ્યો. *

---

* નોટ-વૃજદાસભાઇના મરણ બાદ કુબા તાલુકામાં તથા લુવારા ગામ અને રાજકોટ મજમુંદારી દસ્તુરી વિષે નીચે પ્રા. ગોઠવણ થઇ હતી.

કાઠીયાવાડ એજંસી ગેઝેટ વો. ૧૧ અંક ૩ પાન ૧૩

તા. ૧૬-૧-૧૮૭૩, જાહેર ખબર નં. ૭ સને ૧૮૭૩

તાલુકે કુબાના તાલુકદાર આજમ મજમુંદાર વરજદાસ રંગીલદાસ ગુજરી જતાં તેની જગોએ આજમ મજમુંદાર જાદવરાય તથા ત્રીકમરાય વીઠલજીનું નામ જુદી ચુકવતીમાં નાંખવામાં આવેલ છે ને એ તાલુકાનો ૬ ઠા કલાસનો અખત્યાર સદરહુ અને જણે આજમ મજમુંદાર જાદવરાય વીઠલજીને આપવા કબુલત લખી આપતાં તાલુકદારનો ૬ ઠા વરગનો અખ્તીયાર તેને અહી આપવામાં આવે છે. (સહી) સી. ડબલ્યુ વોકર

રાજકોટ ૯ જાનેવારી ૧૮૭૩ આ. પોલી. એજંટ

મે. ગગાભાઇ સા. ના પંચ તરીકેના તા. ૧૫-૭-૧૮૭૨ ના ઠરાવ મુજબ લુવારા ગામમાંથી અરધ ઉપજ રઘુનાથરાય

## પ્રીન્સ ઓફ વેલ્સ ( એડવર્ડ ૭ મા ) નુ પધારવુ - દીલ્હી દરબાર.

આ વર્ષે ( સંવત ૧૯૩૨ ) શીતકાળે મહારાણી વીકટોરીઆના પાટવી કુંવર નામ. પ્રીન્સ ઓફ વેલ્સ મુંબઇ પધાર્યા ત્યારે ત્યાં મુંબઇ ઇલ્લાકાના સર્વ પહેલા વર્ગના રાજા, ઉમરાવો વી. ભેળા થઇ આતશબાજી, રોશની વીગેરે ધામધુમ થએલી. પછી તે શાહજાદા થોડું ગુજરાત, હીંદુસ્તાન, પંજાબ અને નેપાળ સુધી મોટી મોટી જગો જોઇ પાછા વિલાયત સીધાવ્યા. આ પ્રસંગે રાજાઓએ તથા વસ્તીએ સારી વફાદારી બતાવી તેને ખુશ કર્યા હતા. ત્યારપછી લગભગ એક વર્ષે સંવત ૧૯૩૩ ના શીતકાળે નવેંબર–ડીસેંબર મહીનામાં આખા હીંદુસ્તાનના સર્વ પહેલા વર્ગના રાજાઓ દીલ્હી ગયેલા ત્યાં કોઇ વખત હાલના જમાનામાં ન થએલો એવો રાજાઓ, ગવર્નરો, લશકરી કમાંડરો વીગેરેનો મોટો મેળાવડો થયો. ૭ ગાઉમાં તંબુજ તંબુ સીવાય કાંઇ દેખાય નહિ અને હાથી ઘોડાં તો અગણીત હતાં. પછી તા. ૧ લી જાનેવારી

---

તથા હરિપ્રસાદે લેવી અને અરધ ઉપજ જાદવરાય વીગેરે વૃજદાસના વારસોએ લેવી તથા એ બન્ને પક્ષકારો તરફથી તેનો વહીવટ પણ કરવો એમ ઠર્યું તથા તેનાજ તા. ૭-૮-૭૬ ના ઠરાવ મુજબ મજમુંદારી દસ્તુરી તથા રાજકોટ ઉતારાઓ બા. એમ ઠર્યું કે તે ઉતારાઓ પોતાના સ્વાધીનમાં રાખી તે બદલ રઘુનાથરાય તથા હરિપ્રસાદ, ઉચ્ચક રૂ. ૨૦૦) વૃજદાસના વારસોને દે તથા મજમુંદારી દસ્તુરી વતનમાથી ફકત રૂ. ૮૦૦ દરવરસ વ્રજદાસના વારસોને એજંસી તેજુરીમાંથી આપવા વીગેરે.

સને ૧૮૭૭ ના રોજ દીલ્હીમાં મુખ્ય મોટો દરબાર ભરાયો તથા તે પ્રા. હરેક ઈલાકા, એજંસીઓ, રાજ્યોમાં પણ દરબારો થઇ મહારાણી વીકટોરીઆએ હીંદુસ્તાનના શહેનશાહનો ખેતાબ ધારણ કર્યાનાં જાહેરનામાં વંચાણાં તથા દરેક જગે ફોજની મોટી કવાયતો તથા તોપોના બહાર, રોશની વગેરે ધામધુમ થએલી.

આ વર્ષે મહા માસમાં જસવંતરાયની વહુ વખ્તુ  ઉ. વ. ૧૪ નાં શીતળાનાં રોગથી ગુજરી જતાં તેજ સાલના જેઠમાં તેનું ફરી સગપણ સંબંધ ખંભાળીયાના ગ્રહસ્થ દયાશંકર વસ્નજી બુચની પુત્રી વેરે થયો. પછી જુન માસમાં સંસ્થાન જુનાગઢ તથા માંગરોળને હકુમત બા. તકરારનું કામ પોલીટીકલ એજંટ આ. પીલ સા. પાસે ચાલવું શરૂ થયું તેમાં તેણે જુના વાકફગાર તરીકે માહેતી આપી પોતાને મદદ કરવા ફરમાવતાં રઘુનાથરાયે તે કામમાં ઘટતી મદદ સરકારને દીધી હતી-તે સંબંધી પીલ સાહેબે જે રીપોર્ટ મુંબઇ કરેલ તેમાં ઉલેખ છે. આ પ્રસંગે માંગરોળના શેખ સાહેબ તરફથી ખોટાં દસ્તાવેજ રજુ થયાં છે એવો શક આવવાથી મુંબઈ સરકારના હુકમથી તેનો તપાસ થવા કમીશન બેઠું તેણે શેખ સા. તરફે ખોટાં દસ્તાવેજ રજુ કર્યાનું તહોમત સાબીત માની મુંબઇ રીપોર્ટ કરેલ પણ તેનો ઠરાવ આવ્યા પહેલાં તે ગુજરી ગયા.

રઘુનાથરાયભાઇ એટલા સત્યનિષ્ઠ હતા કે પીલ સા. ને તેનાં બોલવા ઉપર સંપુર્ણ વિશ્વાસ રહેતાં વીકલગઢ તાલુકાનાં ગામ સંબંધેના દાવામાં પણ રઘુનાથરાયની જુબાની પીલ સાહેબે લઇ ગવર્નમેંટમાં રીપોર્ટ કર્યાથી તેના લાભમાં થયો હતો.

## નામ. ગવર્નર સર રીચર્ડ ટેંપલ સાથે રઘુનાથરાયની એક કલાક સુધી થયેલી મુલાકાત.

સંવત ૧૯૩૪ ના શીતકાળમાં ( નવે.–ડીસે. સને ૧૮૭૭ ) મુંબઈના નામ. ગવર્નર સર રીચર્ડ ટેંપલ મુંબઇથી વેરાવળ થઇ જુનાગઢ આવ્યા તથા ત્યાંથી પુરબંદર નગર કછ જઈ પાછા મુંબઈ પધાર્યા. જુનાગઢ મુકામે ખાસ નામ. ગવર્નર સા. ને મેળવવા સારૂ આજમ રઘુનાથરાયને તેની ૮૩ વર્ષ જેટલી વૃદ્ધ વય છતાં મે. પીલ સા. રાજકોટથી જુનાગઢ પોતા સાથે તેડી ગયા. પછી તેણે સાથે રહી એક કલાક નામ. ગવર્નર સા. થી રઘુનાથરાયને એકાંતે મેળવ્યા તે વખત તેના પૌત્ર જસવંતરાય ફકત સાથે હતા. મુલાકાત દરમ્યાન આગળની કાઠીયાવાડની સ્થીતી શું હતી, હાલ કેવી છે, એમાં સારી હાલની કે આગળની વીગેરે નામ. ગવર્નર સાહેબે પ્રશ્નો કરતાં, તેના ઉતરમાં રઘુનાથરાયે જે હકીકત કહી તેમાં ઠેઠ કર્નલ આલેકઝાંડર વાકર સા. કાઠીયાવાડમાં બંદુબસ્ત માટે આવેલ ને તે પછી મેજર કાર્નાક સા. એજ કામગીરી ઉપર આવેલ વીગેરે રઘુનાથરાયે નજરે જોયેલ બનાવોથી માંડી અત્યાર સુધીનું તમામ બ્યાન કરતાં, તે સાંભળી નામ. ગવર્નર સા. ઘણાજ ખુશી થયા અને બોલ્યા કે પોતે કાર્નાક સા. નો વંશજ ભાણેજ છે વીગેરે કહી પ્રસન્નતા દેખાડી. પીલ સાહેબે પણ દુલેરાયને ખુશી બતાવી કહ્યું કે રઘનાથરાયે ઘણી સારી વાત કહી, હકીકત તથા વાકેફ- ગારીથી ગવર્નર સા. ને ખુશ કર્યા છે, ત્યારે દુલેરાયે એટલુંજ કહ્યું કે એ સૌ આપનો પ્રતાપ છે. આ વખતે જુનાગઢ મુકામે

નામ. ગવર્નર સા. તથા ખુદા. નવાબ સા. ની જે જે મુલાકાત થઇ તેમાં દફતરદાર તરીકે દુલેરાય હાજર હતા.

આ અગાઉ સીંધીયા સરકારના મશહુર દીવાન રાજા સર દીંકરરાવજી કાઠીયાવાડ આવેલા ત્યારે તેને જુના જમાનાના મુત્સદી કેવા હોય છે તે જાણવા ઈછા થવાથી તેણે રઘુનાથરાયને ઉતારે આવી તેની મુલાકાત લીધેલી ત્યારે તે પણ તેની વાતચીત, અદબ આદાબ જોઈ હેરત પામી બોલી ઉઠયા કે—અગાઉના રાજદ્વારી પુરૂષો વિષે સાંભળેલું તો ઘણું પણ તેનો ખરો ખ્યાલ રઘુનાથરાયને મળ્યાથી આજ હવે આવે છે કે તેઓ કેવી ઉંચી કોટીના પુરૂષો હશે.

નામ. ગવર્નર સા. સીધાવ્યા પછી જસવંતરાયને સાથે લઇ રઘુનાથરાય દ્વારકાં યાત્રાએ ગયા અને ફેબ્રુઆરી આખર રાજકોટ પાછા આવ્યા.

## ચોત્રીસો દુકાળ ને મોંઘવારી

અમરેલીનાં જે ગામો હાલ જેતપુર તાબામાં છે તેના સંબંધે જુનાગઢનો જોરતલબીનો રૂા. ૩૨૦૦) નો દાવો હતો તેનો ઠરાવ જુનાગઢના લાભમાં આવતાં તે કામ માટે સર ટી. માધવરાવના હુકમથી હરિભાઇને વડોદરે મોકલ્યા ત્યારે આ વખતે અમરેલી–ઓખાના વતન–મજમુંદારીની વ્હેંચણનું કામ પણ ત્યાં ચાલી આરધ ભાગે જે વ્હેંચણી થઇ તેનો ઠરાવ, મા. સર સુ. જા. નં. ૧૯૬૨ તા. ૨-૫-૧૮૭૮ થી, થયો.

ગયા ચોમાસામાં ( સં. ૧૯૩૩ ) વરસાદ પુરો ન થયો તેથી ઘાસ દાણો ઘણાંજ મોંઘા થઈ જઈ, ઘઉં બાજરો

૮૦-૯૦-૧૦૦ રૂ. ની એક કળસી તથા ઘાસ પૌંડ ૧૦૦૦) ના રૂ. ૨૫) એ પ્રા. ભાવ હતો. પણ ઇંગ્રેજી રાજ્યના સુધારા થી દરેક અનાજ, ઘાસ, હરેક મુલુકથી જથાબંધ આવતું હતું. આ દુકાળ પ્રસંગે પીલ સાહેબે અનાજની આયાત જકાત સ્વસ્થાનો પાસેથી માફ કરાવી હતી તથા તાકીદ સાથે ભલામણ કરી કે જગે જગે કુવા, તળાવો ખોદાવવા તથા સડકો બંધાવવા મજુરી કાઢવી. વળી નબળાં લાચાર મનુષ્ય માટે દરબારો તથા તથા મહાજનોએ રાંધેલાં ખાણાં આપવાં શરૂ કર્યાં હતાં. ઉપર મુજબ નીભાવ માટે માર્ચ ૧૮૭૮ થી જુલાઇ ૧૮૭૮ સુધી ગોઠવણ ચાલુ રહેલ. આથી હજારો માણસો તથા ઢોર નભી ગયાં. ત્યારબાદ સંવત ૧૯૩૪ નું ચોમાસું બેસતાંજ વરસાદ ઘણો સારો થઇ દુકાળની પીડા દુર થઇ.

## રઘુનાથરાયભાઇનો વૈકુંઠવાસ.

મહા માસમાં રઘુનાથરાયભાઇ દ્વારકાં યાત્રા કરી આવ્યા પછી તેને સોજાની જરા કસર જણાવા લાગી ને તે સાલના અષાડ શ્રાવણમાં તે વ્યાધી તથા જ્વર વિશેષ જણાતાં, ભાદરવા વદ ૨ રાતે અગ્યાર બજે પવિત્ર થઇ સાંભળતાં પરમેશ્વરનું નામોચ્ચાર સાંભળતાં તેણે ૮૩ વર્ષની વયે રાજકોટમાં વૈકુંઠવાસ કર્યો. તે વખ્ત પાસે દુલેરાય, જસવંતરાય, જેસુખરાય સહુ તેની શેવામાં હાજર હતા.

પોતાનો આખર વખત નજીક જોઇ, પંડે ક્ષૌર કરાવી નાહી ગૌદાન અષ્ટ મહાદાન હાથે કર્યાં તથા ભગવદ્ મંદીરોમાં ભેટ-સામગ્રી તથા બીજા ધર્માદા તથા નાગરી નાતનાં બારગામ દેશા-

વરમાં દહાડો કરવો તેમાં પાંચ કોરી ત્રયો દશાહે તથા ત્રણ કોરી વર્ષીની દક્ષિણા મળી કુલે આઠ કોરી નામાંદીઠ ભુદેવોને સીવાય બે કોરી પુન્યોક્ષતની જુનાગઢમાં વધુ દેવાની તે-વીગેરે સંકલ્પો સ્વહસ્તે કર્યાં હતા અને તેજ પ્રા પાછળ દુલેરાયભાઈએ સાંગોપાંગ ઉકેલ્યું હતું.

૫ ડે મહા ગૌરવર્ણ, કદાવર સાથે સ્વરૂપવાન હોઇ જોનારને તેની આકૃતિ અતિ ભવ્ય તેજસ્વી અને સાત્વિક લાગતી. રઘુનાથરાયભાઈની નીતિ, સદાચરણ, મુત્સદીગીરી અને ફારશી દક્ષીણી સંસ્કૃત તથા ગુજરાતી ભાષાઓમાં વિદ્વતા એ સર્વત્ર પ્રસિદ્ધ હતાં. તેઓએ ૮૩ વર્ષની લાંબી જીંદગી ભોગવ્યા છતાં કોઇ દીવસ કલમ હાથમાંથી છોડી દીધી નથી દમણી ગાડીમાં બેસી મુસાફરી કરતા હોય તે વેળા પણ કાંતો શ્રી બેટપતીનું સ્મરણ કરતા હોય કે તેના પદ રચતા હોય અગર અન્નદાતા શ્રી. ગાયકવાડ સરકારનાં કામ સંબંધે કાંઈક સવાલ જવાબનાં લખાણ પદાણનો મુસદ્દો યોજતા હોય. તેઓએ ફારશીમાં " ઇનશાદ રઘુનાથરાય " નામે એક કીતાબ લખેલી છે તથા " બેટ બાવની " કરીને વ્રજ ભાષામાં શ્રી બેટપતીની નિત્યલીલાનું કાવ્ય રાગ રાગણી યુકત પદોમાં રચેલું છે. તદુપરાંત પોતાના દાદા ત્રીકમદાસના વખતથી મજમુંદાર કુટુંબનો અહેવાલ–મુખ્યત્વે કરીને સંવત ૧૮૩૪ થી સંવત ૧૯૩૪ સુધીનાં એકસો વર્ષનો–તે સમયની જુની ગુજરાતી ભાષામં બહુ સરસ રીતે લખ્યો છે. આ શીવાય ધાર્મીક વિષયો ઉપર ચર્ચા પણ પત્રો તેણે લખેલા–એવા તે સર્વદર્શી સમર્થ લેખક હતા.

મજમુંદારો રઘુનાથરાયભાઇ તથા વ્રજદાસ ભાઇ વિષે મે. આર. તથા બાર્ટન સાહેબની કમીટીએ સંવત ૧૯૧૩ માં પોતાના જોઇંટ રીપોર્ટમાં લખેલું કે-" Para 23 ...The Majinudars were useful to the commission on account of their local knowledge and long acquaintance with the province......" તે પછી (એકવીસ વર્ષે) જ્યારે રઘુનાથરાયભાઇ ગુજર્યા ત્યારે તેની દીલગીરી દર્શાવનારૂં એક નોટીફીકેશન નં. ૧૬ નું પોલી. એજંટ મે. બાર્ટન સાહેબે કાઢયું હતું (ગેઝેટ વો. ૧૬ નાં. ૩૮ તા. ૧૯-૯-૭૮) તેમાં પણ લખ્યું છે કે-આ નામીચા અમલદારે સરકાર ગાયકવાડ તરફે કાઠીયાવાડ એજંસીમાં છેલાં સાઠ વર્ષથી મજમુંદારનો ઓધો ધારણ કરેલ હતો. તે લાંબી મુદત દરમ્યાન તેણે જુદા જુદા જે અમલદારો આ પ્રાંત ઉપર સતા ચલાવી ગયા તેઓ તરફથી માન તથા ભરૂસો મેળવેલાં છે. તેણે પોતાની ફરજો ઉમંગ તથા વફાદારીથી અદા કરેલી છે અને તેના મૃત્યુથી જે ખોટ પડી છે તે મુસ્કેલીથી પુરાશે.

આટલી આટલી સરકાર દરબાર સંબંધે ચાકરીઓ કરતે છતે પણ તેનું હૃદય તો પરમાત્મા સાથેજ લાગેલું હતું, જેવી પરબત મેતાની ભક્તિ, જેવી વડીલ ત્રીકમદાસની ભક્તિ, તેવીજ તે કુળમાં વડીલ રઘુનાથરાયભાઇની પણ હતી. શ્રી ઇષ્ટદેવ બેટપતિ સંબંધે એટલે બધે દરજ્જે પ્રેમ, આસક્તિ તથા વિરહ એમને વધી ગયેલો હતો કે તે વખતમાં આગગાડી વીગેરે મુસાફરીનાં કે સારા રસ્તાનાં સાધનો નહિ છતાં અવારનવાર બેટ-

પતિનાં દર્શન લેવા ઠેઠ ઓખે જતા અને જો કોઈ વર્ષ ન જવાય તો તેઓ પોતાને પ્રિય ચીજમાંથી એકનો ત્યાગ કરી દેતા, તે દર્શન થયા બાદજ તેનો સ્વીકાર કરતા. શ્રી. સત્યભામાજીના અધિકારી શ્રી નરોતમદાસજી જેણે હાલમાં ઘણી વૃદ્ધ વયે સ્વર્ગવાસ કર્યો છે તથા રઘુનાથરાયભાઇને બેટ જાતાં આવતાં જોયેલા—તેના સ્વમુખથી સાંભળેલું છે કે બેટથી વિદાય થતી વખતે રઘુનાથરાયભાઇને એટલો વિરહ થતો કે તેઓ પ્રભુ પાસેથી ખસી શકતા નહિ તેવી તેની દેહ દિશા થઇ જતાં, ભરતી વળી જવાની બીકે હાથ ઝાલીને તેને પરાણે મુડજે લઈ જવા પડતા.

વિશેષ ખ્યાલમાં રાખવા જેવું તો એ છે કે તેનો આ પ્રેમ નિઃસ્વાર્થ હતો, તેને લીધે ભગવત્ સીવાય આ સંસારનાં ઘર દારાદીકમાં તેમને આસકિત ન હતી. ૩૪ વર્ષની નાની ઉમરે તેઓ ઘર ભંગ થયા ત્યારે તેને માત્ર એકજ પુત્ર દુલેરાય અઢી વરસના હતા છતાં તેણે ફરીથી લગ્ન કર્યુંજ નહિ અને જો કોઇ તેને એકજ પુત્ર હોઈ પરણવા આગ્રહ કરતું ત્યારે એટલોજ જવાબ દેતા કે પ્રભુને વંશ રાખવો હશે તો આ એકમાંથી એકવીશ કરશે—એવી દ્રઢ શ્રદ્ધાવાળા તે હોઇ, તેજ પુત્રને કારકુનીમાંથી કાઠીયાવાડ એજંસીના દફતરદારની માનવંતી જગ્યાએ ચઢેલા જોવા તે ભાગ્યવાન થયા હતા.

રઘુનાથરાયભાઇની આવી ભકિત અને નીતિને લીધે તથા ૩૪ વર્ષની વયથી ૮૩ વર્ષે પોતે ગુજર્યા ત્યાં સુધી કામને છતી બ્રહ્મચર્ય પાળ્યું તેના પ્રભાવે તેઓ પવિત્ર ઓલીયા પુરૂષ ગણાતા તે એટલે સુધી કે જ્યારે કોઇ સુવાવડી બાઇને પ્રસવ ટાણે

આડુ છોકરૂં આવી કબ્જી પડતી ત્યારે રઘુનાથરાયભાઈના અંગુ-ઠાને ધોઈ તેનું જળ તે બાળને આડું ભાંગવા માટે પાવા લોકો લઇ જતા.

( Extract from the Kathiawar Agency Gazette Vol. 16th no. 38 th Thursday, 10 th September 1878 )

Notification no. 16th of 1878

The Acting Political Agent announces with much regret the death of Azam Raghunathbai Gowridas at the ripe age of 83 years.

This distinguished official has held the post of Mazmundar on bedalf of His Highness the Gaikwar at the Kathiawar Agency for the last 60 years.

During this long period, he has enjoyed the respect and confidence of the various officers who have administered the province. He has performed his duties with zeal and loyalty and his lamented death causes a void which will with diffiiculty be refilled.

Kathiawar Political Agency, Rajkot September 14th 1878 (Sd) L. C. Barton Acting Political Agent

**રઘુનાથરાય તથા કલ્યાણરાયભાઇ વિષે કુંડલીયા:-**

ગુણવંત ગૌરીદાસકે જુગલ બંધુકી જોડ
બડે નામ પ્રતાપતેં દેત દંદકું તોડ
દેત દંદકું તોડ છોડહિ સંકટ ભારી
રાયેહે રઘુનાથ કલ્યાણરાહો સુખકારી
કહે હરજી વિપ્ર સબ ભુપતી વસ તાશકે
જુગલ બંધુકી જોડ ગુણવંત ગૌરીદાસકે—૧
કલ્યાણરાહોકી કીરતીસે મીટે શ્રમ કો પાસ
મોજીલાલા મહીપતી બડે સદા શર્ણ સુખરાસ
સદા શર્ણ સુખરાસ ત્રાસ તો કોદી ન લાગે
હે બુધ્ધિ આગાર સદાજુ રહે સુહાગે
કહે હરજી વિપ્ર નીરખલે નીરત્ય છે
મીટે શ્રમકો પાસ કલ્યાણરાહોકી કીરત્યસે—૨
રઘુનાથકું જાચકે રંક ભયે હે રાયો
વિભીષણ ગોભીલકો પડો હે સવલો દાયો
પડો હે સવલો દાયો ભાળ તો જાણી જનકો
દીયોહે સુખ નીવાસ દુખ તો મીટયો હે તનકો
કહે હરજી વીપ્ર સમરલે તાસકે
રંક ભયે હે રાયો રઘુનાથકું જાચકે--૩

---

My dear mr. Dulara**i** Bhai,

It is with sincere regret that we have received the news of the death of your

revered parent mr. Raghunathrai. H. H. the Guicowar's government has lost in him a very valuable and loyal servant. I am sure the void caused by mr. Raghunathrai's death can never be adequately filled.

It is however some consolation to us that he preserved his senses to the last & has left in you a worthy descendant......

| | |
|---|---|
| Amreli | I remain yours very sinely |
| 24th September/78 | (Sd) Vithal Bhau Daji |

---

શ્રી     ૨૯—૧૦—૭૮

શકલ શુભ ગુણ વિરાજીત પરમ સનેહી રાજેશ્રી કુલેરાએ રગુનાથરાએ શ્રી જુનાગઢ મુંબાઈથી લા૦ **ઠાકરશી મુળજીના** જથા જોગ વાંચજો. વિશેશ આપની તરફથી છેલો કાગળ ભાઈ જેસુખરાયનો લખેલો આવો તે પોતો છે...પુજ્ય વડીલ રગુનાથ રાએભાઈ શ્રીજીના ચરણ પામ્યા એ વાંચીને અમો ગણું દલગીર થયા છીએ. ભાઈજી! શ્રીના ગર સાથે કોઈનું જોર નથી **વડીલ રગુનાથરાએભાઈ જેવા તો આ દુનીઆમાં થોડાજ ચુહેરથો થશે.**

આજ હવે શ્રી રાજકોટ રસતે મેતા નવલશંકર......ને શીરનામે ભેગી મોકલી છે તેની વીગત.....કશતુરી......પગડી પેહણી કાળી...મોતી.....ગડીઆળ રેલ્વે ફેશન ઉંચા......

સાહેબ ! તમારૂં હેત ગડી ના વીશરતું નથી કામકાજ સુખેથી લખજો ગર તમારૂં છે.

(સહી) ઠાકરસી મુળજી દા. ગોવીંદજી વી. ઠાકરસી

---

## દુલેરાયભાઈયે છઠા વર્ગનો અખત્યાર પોતાને મળતાં દફતરદારીમાંથી નિવૃતિ લીધી.

રઘુનાથરાયભાઇની પછવાડે રાજકોટની શ્રી. ગાયકવાડ સરકારની મજમુંદારી તથા વીછાવડ છઠા કલાસના તાલુકદારીના હક સંબંધે પુલેટીકલ એજંટે મુંબઇ સરકારમાં દુલેરાયને તે હક મળે એ બા. તેની ચાલચલણ, હુશીયારી તથા આગલા સાહેબોના સારા અભિપ્રાયો વીગેરે સર્વ દર્શાવી રીપોર્ટ કરતાં મંજુરી આવી એટલે તે સાલના ડીસેંબરમાં દુલેરાયભાઇએ એજંસી દફતરદારીનો ચાર્જ મગનલાલ બાપુભાઈ ( ભાવનગરના નાગર ગ્રહસ્થ ) ને સોંપી મજમુંદારી કામ સંભાળ્યું. આ બા. એજંસી ગેઝેટમાં નોટીફીકેશન છપાયું છે. અમરેલી પંચમહાલ વ. ઓખામંડળ વી. ગાયકવાડી ખાલસા મહાલોની મજમુંદારી વતનના હક બા. દુલેરાયભાઇએ હજુર વડોદરે યાદી લખી, તે મજમુંદારી વતન વી. માં પોતાના મોટા પુત્ર જસવંતરાયનું નામ ચલવવા માગણી કર્યાથી સંવત ૧૯૩૫ સાલથી અમરેલી વી. માં જસવંતરાયનું નામ ચાલવા લાગ્યું.

( Extract from the Kathiawar Agency Gazette vol 1 i th No. 5) Thursday 12 th December 1878, P. 117 )

(Office order No. 23rd of 1878

In consequence of the death of Azam Raghunathrai Gawridas, late Mazmundar of this province on behalf of His Highnes the Gaikwar, Government has considered it advisable that Azam Dulerai Raghunathrai, Daftardar of the Agency, should assume the duties and emoluments of the Mazmudari which pertained to his father and should also assume charge of the Taluka of Vichhavad in Sorath which has come to him by right of inheritance.

Azam Dulerai Raghunathrai has been connected with the Agency since 1847 and since 1870 has been performing the responsible duties of Dafterdar in a satisfactory manner. He has earned the good-will and respect of the various offiicers who have held charge of the Agency and on entering on another sphere of duty, he may rest assured of support and consideration that are his due.

Kathiawar Political Agency office camp Amreli November 20th 1878.

(Sd.) L. C. Barton
Acting Political Agent

## શેત્રુંજે સુપ્રીટેંડંટ તરીકે દુલેરાય અને પછી જસવંતરાયની નીમનોક.

અગાઉ શેત્રુંજા ડુંગર સંબંધે શ્રાવકો તથા પાલીતાણા દરબાર વચ્ચે કેસ ચાલતાં એવું ઠરેલ કે–ડુંગર પાલીતાણા સ્ટેટનો તથા તેની ઉપર જે કીલો તથા કીલ્લાનાં દેવળ તે તમામ શ્રાવકોનાં પણ કીલ્લાની અંદર દીવાની ફોજદારી હકુમત ઠાકોર સા. ની; વળી જાત્રાળુ સંબંધે જે કીટીંજ સાહેબે ઠરાવ્યું છે કે શ્રાવકોએ રૂા. દસહજાર હરસાલ ઠાકોર સા. ને આપવા તે બહાલ છે પણ આ આંકડામાં ફેરફાર કરાવવો હોય તો સરકાર વિદ્યમાન માગણી કરેથી સરકારે એક ખાતું ખોલી અમલદાર નીમવો, તેણે ત્યાં બે વરસ સુધી જાત્રાળુની ગણત્રી કરવી તથા પરદેશી શ્રાવકો પાસેથી મુંડી દીઠ રૂા. ૨ ને ગામનાં પાસેથી વર્ષ એકે રૂા. ૫ જણ દીઠ લેવા, તથા સરેરાશ કાઢી જે રકમ ઉપજે તે પ્રા. શ્રાવકોએ દેવું–ઉપર પ્રા. ઠરતાં સંવત ૧૯૩૬ સુધી તો દસ હજાર રૂા. પાલીતાણા દરબારે લીધા પછી આંકડો વધારવાની તકરાર ચાલતાં આ વર્ષે ફાગણમાં મુંબઇ સરકારના હુકમથી શેત્રુંજાના જાત્રાળુની ગણત્રી કરવાનું નવું ખાતું ખોલી બાર્ટન સાહેબે સુપ્રીટેંડેંટના હુદ્દાથી દુલેરાયભાઇને નીમતાં તેણે ઠાકોર સા. તથા શ્રાવકો વચ્ચેના દુશ્મની ભરેલા ખટપટી મામલામાં ઘણી હુશીયારી, મ્હેનત, સફાઇ તથા કાળજીથી કામ કરેલું તે, તે વખતના સા. લોકોના રીપોર્ટોમાં લખાયું છે તથા તેના ઇન્સાફ અને ન્યાયથી બન્ને પક્ષ હદમાં રહી શકયા નહિતર તો નહિ જેવી બા. ને મોટું રૂપ આપી મુંબઇ તથા વિલાયત

સુધી લડે અને અધીકારીની આગરૂ ઉપર આવી જાય–એવો મામલો હતો.

પછી હાકોર સાહેબે સં. ૧૯૩૮ માં તકરાર રજુ કરી કે એ વર્ષની ગણત્રીમાં તો પોતાને નુકશાન છે કારણ કે આ બે વર્ષ દરમ્યાન જાત્રાએ ન જવું એવી પેરવી ખાનગી રીતે શ્રાવક નેતાઓએ કરી છે જેથી કરની ઉપજની સરેરાશ ઘણી ઓછી આવવાની માટે ( અચોકસ મુદ્દત સુધી એટલે કે ) ઘણાં વરસો સુધી ગણત્રી રાખી પછી સરેરાશ કાઢવી. આ વાત ગળે ઉતરતાં મુંબઇ સરકારે તે પ્રા. કર્યું ને ખાતાની મુદ્દત વધારી એટલે દુલેરાયભાઇને તરી તાવ અને બરેલથી શરીર માંદું રહેતાં તેણે ફારક થવા લખ્યાથી બાર્ટન સાહેબે તે જગે તેના પુત્ર જસવંતરાયને દાખલ કીધા.

My Dear Mr. Dulerai,

I am much obliged to you for your letter and I can assure you it gives me much pleasure to record the high opinion, I have of the manner in which you have conducted your duties as superintendent of the enumeration at Shetruja. It is a difficult post requiring much tact and conciliation. This you have always exercised and I consider your appointment to the post was a most happy one. I only hope your health will enable

you to hold on to the close of the course.

I shall always be glad to hear from you, looking on you as I do more as an esteemed native friend than a late subordinate.

I was sorry not to have an opportunity of saying good-bye to you before I left Kattyawar.

If you come down to this part of the world mind, and come & see me.

Let me give you one little bit of advice and that is to keep rather a tighter hand on your subordinates. It is better for them and yourself also. This can easily be done without undue harassing. I hope last year's books have by this time been fully written up.

Sadra, 1st Sept. 1881 } I am yours truly (sd.) Charles Wodehouse.

---

Office Order No. 1 of 1882
Kathiawar Political Agency,
Rajkot, 25th January 1882

Mr. Dulerai Mazmoodar having requested to be relieved of his duty as Superintendent

of Enumeration of Shrawaks at Palitana on account of ill health, the Political Agent is pleased to accept his resignation from 1st proximo.

Mr. Dulerai has performed his duties as Superintendent, with tact and discrimination and in a way which has given satisfaction to the Political Agent.

In recognition of good service thus performed Jaswantray Dulerai is appointed to succeed his father as Superintendent of Enumeration from 1 st proximo on a salary of Rs 100 per mensem.

(Sd.) Lionel C. Barton
Political Agent

## પ્રકરણ ૯

### સંવત ૧૯૩૭ થી ૧૯૪૧

### શ્રી. મહારાજા સા. ને પુર્ણ અખત્યાર-સેટલમેંટ થતાં મજમુંદારી વતનમાં કાપકુપ

સંવત ૧૯૩૭ સાલે માગસર માસમાં મુંબઇના નામ. ગવ-

ર્નર **ફરગ્યુસન સા.** ભાવનગર પધાર્યા તથા **ભાવનગરથી ધોરાજી તથા વઢવાણ સુધીની** રેલ્વે લાઈન ખુલ્લી મુકી તે વખતે સારો જલસો થયેલો. ત્યાંથી ગવર્નર સા. પાલીતાણે આવી શેત્રુંજા ઉપર જતાં દુલેરાયભાઇને તેઓની મુલાકાતનો લાભ મળેલ. પછી રેલમાં જેતપુર આવી, જુનાગઢ થઈ, રાજકોટ રહી ગવર્નર સા. અમદા ૧૯ સીધાવ્યા.

વીછાવડ તાલુકાના મુળ ગીરાસીયાઓએ રઘુનાથરાયભાઇ સાથે સં. ૧૯૩૨ માં હક હદુદ બા. રાજસ્થાનીક કોર્ટમાં ફરી-યાદ કરેલ તેનો સં. ૧૯૩૩ માં તેઓએજ રઘુનાથરાયભાઇ પાસે આવી ઘરમેળે સમજણ કરી ઠરાવ કરતાં ગીરાશીઆઓએ કો-ર્ટમાં રાજીનામું મોકલાવી દીધું. પછી સંવત ૧૯૩૬ માં તેઓ-ના મુખીને સા. પાસે લઈ જતાં તેઓએ 'રાજીનામું કબુલ છે, પોતાને વાંધો નથી' એમ સા. રૂબરૂ કહેતાં સાહેબે પ્રશંસાપુર્વક કહ્યું કે આખા કાઠીયાવાડમાં ગીરાશીઆએ અને તાલુકદાર વચ્ચે ઘરમેળ નીકાલ થઇ રાજીનામાથી કામનો બંધ વાળવામાં આ એકજ વીછાવડ તાલુકો છે. આ સાલે મ્હૈસુરના કુંવર ઉમર લાયક થતાં સરકારે એકવીસ કલમનો ઠરાવ કરી તેને રાજ્ય સોંપ્યું. ગોંડળ ઠાકુર સા. પરણ્યા. બીમારી સબબ જેસુખરાય, જેઓ ધ્રોલના ઠાકોરના કંપેનીયન અને માસ્તર નીમાયેલ, તેણે રાજીનામું આપ્યું ( જુઓ સર્ટીફીકેટ ), વળી એક મોટો પુંછડીયો તારો પણ આ સાલે દેખાયેલ.

શ્રી. સયાજીરાવ મહારાજ સા. ઉમર લાયક થતાં સંવત ૧૯૩૮ ના પોષમાં તેને રાજ્યનો અખત્યાર મળ્યો તે વખતે

મુંબઇના ગવર્નર ફર્ગ્યુસન સાહેબે વડોદરે આવી તે સોંપવાની ક્રિયા કરેલી.

જુનાગઢના ખુદા. નવાબ સા. મહાબતખાનજી આ વર્ષે શ્રાવણમાં બીમાર પડી ભાદરવામાં બેહેસ્તનશીન થયા. આ નવાબ સા. ગૌરવરણે હોઈ બહુ ખુબસુરત અને ધાટાદાર હતા તે સાથે તેઓ ધણાજ નસીબદાર ઓલીયા પુરૂપ હતા. તેની કારકીર્દીમાં માંગરોળ કેસ, ગીર સરહદના તથા પરરાજ્યો સાથેના કેસો જુનાગઢ જીત્યાથી રાજ્યનો વિસ્તાર વધેલો.

શ્રી. મલ્હારાવ મહારાજા પણ પહેલા શ્રાવણમાં મદ્રાસ મુકામે કૈલાસવાસી થયા સાંભળી ખરેખરી ઉદાસી થઈ.

વ્રજદાસભાઈના દોહીત્રો જાદવરાવ વીગેરેએ જે દાવો સં. ૧૯૩૬ ( ૧૮૮૦ સને ) માં અમરેલી, ધારી, કોડીનાર, દામનગર, દ્વારકાં, બેટ અને વડોદરામાં આવેલા મજમુંદારના ઉતારાઓમાં પોતાનો અરધ ભાગ મળવા કરેલો તેનો ફેસલો સને ૧૮૮૨ ના ડીસેંબરમાં જસવંતરાય તથા હરિભાઇ વિરૂદ્ધ આવ્યો અને જાદવરાય વી. નો તે ઉતારાઓમાં અરધ ભાગ ઠર્યો.

આજ અરસામાં વડોદરા સેટલમેંટ ખાતાએ ઘણા વરસથી અમરેલી પંચ મહાલ વ ઓખાના મજમુદારી વતનનું સેટલમેંટ ચાલતું હતું તેનો ઠરાવ જમીદાર જા. નં. ૧૫૦ તા. ૨૬-૧૦-૧૮૮૨ થી બહાર પાડતાં નીચે લખ્યા મુજબ દરક, વતન, જમીન, વાડી આસામી ઇનામીગાંવ વીગેરે જે શ્રી. સરકાર રાજ્યમાં મજમુંદારની કુલે આમદાની હતી તેમાંથી સીમાડા ખર્ચ, ભોજન ખર્ચ, પાલખી, શીયાનગર, કોડીનાર, માંડવી વી. આસામીઓ

બંધ થઇ, તદુપરાંત દસ્તુરીમાંથી પણ કઇ કપાત થઇ, બાબાપુર દડલીનાં બીડ લઇ લીધાં તથા દામનગર શાખપુર અમરેલી કોડીનારની જમીનો માપી સનદ કરતાં વધારે હોય તે જમીન કાપી લેવી–વીગેરે કરતાં મજમુંદારોને ઘણું નુકશાન પોંચ્યું.

આ વખતે મજમુંદારની શ્રી ગાયકવાડી રીયાસતમાં જે કુલ આમદાની હતી તેની તપસીલ:

| | | | |
|---|---|---|---|
| ઇનામી જમીદારી | ૭૨૬ | શીમાડા ખર્ચ બા. | ૨૪૦૦ |
| મજમુદાર કારકુન બા. | ૩૮૪ | ભોજન ખર્ચ | ૧૨૦૦ |
| ગામગન્ના દસ્તુરી | ૧૪૬૫ | ઓખામંડળ બા. | ૬૬૦ |
| સાયર માંડવી | ૧૨૫ | સીયાનગર બા. | ૫૦૦ |
| સાગીર્દ પેસા | ૨૫૨ | હજુરથી આસામી | ૧૬૦૦ |
| રાજકોટ વકીલી | ૨૫૦ | પાલખી બા. | ૬૭૨ |
| દહીડા તથા રાજથળા | ૫૬૪૩ | ઇનામી જમીન બદલ | ૩૪૭૮ |
| બીડ બા. | ૫૧૯ | પટા લખામણી ખોળા બા., ગોળ ભીલી | ૧૩૮૬ |

મળી કુલે રૂા. ૨૧૨૫૬ બાબાશાઇ ઉપરની ઉપજ હતી તેની સાથે લગભગ ખર્ચ પણ તેટલુંજ હતું. સં. ૧૯૨૭ માં મજમુંદારી એસ્ટાબ્લીમેંટના સર્વે મહાલો મળી કાયમી તથા ૫/૭ હંગામી મળી કુલ ૨૨ કારકુનો હોવાનું માલુમ પડે છે નોકરો તે ઉપરાંત જુદા હતા. વળી ૫૦ ઘોડાની પાગાહ હતી ત્યારે રૂા. ૧૧૨૦૦) તેના મળતા.

પછી સંવત ૧૯૩૯ સાલે જુનાગઢ તાબે શેરગઢના મૈયાઓએ બહુ ફરીયાદો કરી પણ જ્યારે એજંસી વચ્ચે ન પડી

એટલે મુંઝાઇ સર્વ ભેળા થઈ આશરે ૨૦૦-૨૫૦ માણસ રીસામણે કનેડાને ડુંગરે ગયું અને તેની પાસે હથીયાર તો બીલકુલ થોડાંજ હતાં કારણ બેચાર વર્ષ અગાઉ તેઓને સમજાવી કોલ આપી દીલાસો દઇ તેઓનાં હથીયાર રાજ્યે મુકાવ્યાં હતાં. આ ઉપરથી લગભગ એકહજાર સીપાઈનું લશ્કર જુનાગઢ રાજ્યે મોકલી તે ડુંગર ઘેરી, બીજી બાજુ એજંસીમાં જાહેર કર્યાથી હુકમ આવ્યો કે તેઓને પ્રથમ સમજાવવા અને ન માને તો પછી પકડી લેવા એટલે જુનાગઢે એક તરફથી વિષ્ટીએ માણસ મોકલ્યાં ને તે ચાલતી હતી ત્યાં તક જોઇ સીપાઇઓએ તાસીરો કર્યો તેમાં ૭૪ મૈયા માર્યા ગયા અને કેટલા ઘાયલ થયા. આ ખબર પડતાં એજંસીમાંથી વોટસન સા. ને તપાસાર્થે મોકલ્યા. તેણે રીપોર્ટ કર્યો કે બીન હથીયાર મૈયાઓની દગાથી ઉશકેરણી વગર કત્લ થઇ છે તથા એજંસીમાં અગાઉ જે મૈયાઓ વિષે હકીકત જાહેર થયેલી તે બધી સાચી ને દબાવી રજુ થઈ હતી. આ ઉપરથી સવાલ જવાબો થઇ છેવટ કલકતા સરકારે સાલેભાઇ વીગેરે કારભારી મંડળને જવાબદાર ગણી તેઓને દુર કરવા તથા મૈયાના હક નકી કરવા કમીશન નીમવા ઠરાવતાં સાલેભાઇએ કારભાર છોડયો આ વખતે તેણે પોતાના વિશ્વાસુ અંગી અમલદાર જસવંતરાય ( મામલભાઇ ) જે દુલેરાયભાઇના વેવાઇ થતા હતા તેની મારફત દુલેરાયભાઇને જુનાગઢની દીવાનગીરી સ્વીકારવા વિષ્ટિ મોકલી ત્યારે તેણે નાદુરસ્ત તબીયત વીગેરે કારણોએ ના પાડતાં, હરિદાસ વિહારીદાસ નડીયાદના પાટીદાર દેસાઇ ભાદરવે કારભારી નીમાયા.

વડોદરાના રેસીડેંટ આ વર્ષે ( સં. ૧૯૩૯ ) જાનેવારીમાં અમરેલી પધાર્યા તે વખતે જેસુખરાય ત્યાં હાજર હતા. તેઓ સાહેબે સંક્રાંતને દહાડે ઇસ્પીતાલનું નવું મકાન ખુલું મુકવાની ક્રીયા કરી. પછી જેસુખરાયે તેની મુલાકાત લેતાં સાહેબે અમરેલી પંચમહાલની ઉત્પતિ, મજમુંદાર કુટુંબનો ઇતીહાસ, તેઓની કામગીરી વીગેરે પુછતાં સારી વાતો થઈ. પછી સા. માણકવાડા, દલખાણીયા રસ્તે શીકારે ગયા. ત્યાંથી પાછા ફરી માણેકવાડે આવ્યા ત્યારે ત્યાં દુલેરાયભાઇ તેને મળવા આવતાં, સા. સાથે તેને અહીં તરફથી મળવું થયું અને સાહેબે સર્ટીફીકેટો વી. જોઇ ખુશી થઇ પોતા સાથે ભાવનગર આવવા ફરમાવતાં તે પણ સા. સાથે ગયા. ત્યાં દુલેરાયભાઇનું શ્રી. મહારાજા સા. તથા કારભારીએ એક મોટા ઇંગ્રેજ અમલદારને છાજે તેવું ભારે સન્માન કર્યું, પછી સા. સ્વારી તો ત્યાંથી વડોદરે ગઈ અને દુલેરાયભાઇ બાર્ટન સા. ને મળવા વઢવાણ ગયા

## શ્રી. મહારાજા સા. કડીના પ્રવાસે–શ્રી. મહારાજા સા. ને ત્યાં પ્રથમ પુત્ર પ્રાપ્તિ

શ્રી. સયાજીરાવ મહારાજા સા. ની સ્વારી કડી, પાટણ, વીસનગર, સીધપુર એ તરફ પોતાનો મુલક જોવા તથા વસ્તીનાં સુખ દુખ તપાસવા ગયેલી. આ મહારાજા સા. કામકાજમાં હુશીયાર, મહેનતુ નીવડવાથી સ્વતંત્રપણે સર્વ ચલાવે છે તથા બહાલી બરતરફી પણ પોતાની પસંદગી મુજબ કરે છે. આ વર્ષે સર ટી. માધવરાવે રાજીનામું આપતાં કાજી શહાબુદીન દીવાન થયા.

ગીર કેસની અપીલ તૈયાર કરવાના કામમાં હરિભાઇએ સારી મહેનત લઇ ઘણી મદદ કરતાં દીવાન સા. તથા ખુદ શ્રી. મહારાજા સા. ખુશ થયેલ તથા મજમુંદાર શ્રી. સરકારને ઉપયોગી તથા જાતે કામ કરે તેવા છે એમ જણાણું. વળા તાબાના ગામ ચાડા ઉપર શીયાનગરના જમેબંદીના રૂ. ૭૨ સીકાઇ લેવાતા તે બા. વળાએ તકરાર લેતાં, તે કામ ચાલી આખર વળાએ સમાધાન કરી રૂ. ૬૨ા કુંપની હરસાલ અમરેલીને આપવા તથા પાછલી ચડત દેવા કબુલ કર્યું.

આ વર્ષે શ્રાવણ સુદ ૪ ના રોજ શ્રી. સયાજીરાવ મહારાજા સા. ને ઘેર સૌ. રાણી ચીમનાંબાઇ સા. ને પેટ પુત્ર જન્મ થયો. આ ખબરથી ઘણીજ ખુશાલી થઈ કારણ આગલા મહારાજા સાહેબોને ગાદીએ બેઠા પછી આવો પાટવી કુંવર જન્મનો શુભ પ્રસંગ પ્રાપ્ત થવાનો યોગ થએલ નહિ. આ કુંવરનું નામ શ્રી. ફતેહસિંહરાવ પાડયું. વળી નીઝામ સરકારના મુખ્ય કારભારી સર સલાર જંગ પણ આ સાલે ગુજરી ગયા. આ પુરૂષ આખા હિંદુસ્તાનમાં પહેલા નંબરના રાજદ્વારી પુરૂષ ગણાતા હતા અને તેની પ્રતિભા ઠેઠ વિલાયત સુધી પડતી હોઈ તેના મૃત્યુથી હીંદને એક મોટી ખોટ પડી. શીવાઇલાલ ગોવીંદરામ દેશાઇ એજંસી દફતરદાર થયા.

## દુલેરાયને દરબારમાં મળેલી રાવબહાદુરની સનદ તથા માનપત્ર.

સને ૧૮૮૩ ના આગષ્ટમાં દુલેરાયભાઇને રાવબહાદુરનો ખીતાબ બક્ષ્યાનું જાહેરનામું બહાર પડયું તે ઉપરથી બાર્ટન

